| | |
|---|---|
| ૬૯ પ્રભુપૂજા અને પ્રતિષ્ઠાની પદ્ધતિ અંગે કેટલીક વિચારણીય બાબતો | જૈન ૬'૬૧ |
| ૭૦ પ્રાકૃત ભાષા ઔર જૈન તત્ત્વજ્ઞાન કે અધ્યક્ષ કા વ્યાખ્યાન | ઓરિએન્ટલ કોન્ફરન્સ, ગોહત્તી ૧૯૬૬, પૃ. ૨૭૩–૮૯ |
| ૭૧ પ્રાકૃત માર્ગોપદેશિકાનો રિવ્યુ | વિશાલ ભારત સપ્ટે. '૪૫. પૃ. ૧૮૧ |
| ૭૨ પ્રાચીન શિક્ષણપદ્ધતિ | અખંડ આનંદ માર્ચ '૫૧, પૃ. ૩૪–૩૮ |
| ૭૩ પ્રાર્થના | સદાચાર નિર્માણ ૮'૭૫ |
| ૭૪ પ્રાર્થના અને સફળતા | ? |
| ૭૫ પ્રેમની વાણી: બુદ્ધની ચિંતનકણિકા | જન્મભૂમિ ૫'૫૩ |
| ૭૬ બુદ્ધિભેદ | અખંડ આનંદ જાન્યુ. '૫૪, પૃ. ૫૩૯-૪૪ |
| ૭૭ બુદ્ધિમાન વણજારો | અખંડ આનંદ જૂન, '૪૯, પૃ. ૪૧–૪૮ |
| ૭૮ ભગવાન બુદ્ધ | અખંડ આનંદ મે, '૫૫, પૃ. ૧૫–૨૦ |
| ૭૯ ભગવાન મહાવીર કે અનેક નામ | જૈન વિદ્યા ૭'૪૧ |
| ૮૦ ભારતની વિવિધ ભાષાઓમાં શબ્દોનું સામ્ય | અખંડ આનંદ એપ્રિલ '૬૨, પૃ. ૫૭–૫૯ |
| ૮૧ ભારતીય વાઙ્મયમેં પ્રાકૃત ભાષાકા મહત્ત્વ | શ્રમણ ઑગસ્ટ, '૬૮, પૃ. ૬–૧૬ |
| ૮૨ ભાષાના વિકાસમાં પ્રાકૃત–પાલિ ભાષાનો ફાળો | આચાર્ય વિજય વલ્લભ સૂરિ સ્મારક ગ્રંથ ૧૯૫૬, પૃ. ૨૦–૩૦ |
| ૮૩ ભીલ બોલીમાં સમાનતા | અખંડ આનંદ ડિસે '૫૦ પૃ. ૩૨–૩૮ |
| ૮૪ મહાભારત અને જૈન આગમ | અખંડ આનંદ ફેબ્રુ. '૫૨, પૃ. ૧૦-૧૭ |
| ૮૫ મહારાષ્ટ્રી પ્રાકૃત | શ્રમણ ૧૧'૬૮ |
| ૮૬ મહાવીર જીવન કે વિષયમેં આવશ્યક સામગ્રી | જૈન જગત માર્ચ '૬૭, પૃ. ૪૨૮–૪૩૦ |
| ૮૭ (શ્રી) મહાવીર જીવન મહિમા | સુઘોષાનો વધારો (અમદાવાદ) ૧૯૩૩ |
| ૮૮ માનવીને માનવતા બક્ષતું ધર્મચક્ર | જન્મભૂમિ ૫'૫૪ |
| ૮૯ મારી કહાણી | પ્રબુદ્ધજીવન ૧-૧૧ '૫૪, પૃ. ૧૩૨–૩૪, ૧૫૧–૫૨ |
| ૯૦ મારી કહાણી | બુદ્ધિપ્રકાશ–માર્ચ '૫૫, પૃ. ૬૮, એપ્રિલ, '૫૫ પૃ. ૯૯, મે '૫૫, પૃ. ૧૩૫, જૂન '૫૫, પૃ. ૧૬૫ |
| ૯૧ મુસલમાની સિક્કાઓ | |
| ૯૨ (સ્વ.) મેઘાણીની ગુણપૂજા | સ્ત્રીજીવન જૂન, ૧૯૪૭. પૃ. ૪૭૮-૪૮૦ |
| ૯૩ મોઢા આડે મુહપત્તી બંધન શા માટે? | પ્રબુદ્ધજીવન ૧૬-૧૦–૬૭, પૃ. ૧૨૨–૨૪ |
| ૯૪ યુધિષ્ઠિરનું મનોમંથન | અખંડ આનંદ ઓક્ટો. '૫૧, પૃ. ૧૧–૧૫ |
| ૯૫ રાષ્ટ્રભાષાની રચના | અખંડ આનંદ ઓગસ્ટ '૫૫, પૃ. ૮–૧૧ |
| ૯૬ રાંદલ શબ્દ વિષે વિચાર | ભારતીય વિદ્યા ૧/૨, માઘ સં. ૧૯૯૬ પૃ. ૧૫૬ |
| ૯૭ રૂઢિછેદક મહાવીર | ઉત્થાન ? |
| ૯૮ 'રોટી' શબ્દકી ચર્ચા | શ્રમણ જુલાઈ, '૬૭ પૃ ૧૫–૨૯ |
| ૯૯ લોકદીપક બુદ્ધગુરુ | અખંડ આનંદ મે, '૧૫ પૃ. ૫–૧૪ |
| ૧૦૦ વિવાદ–ચર્ચા, અનુષ્ઠાનો અને ક્રિયાકાંડો | નિરીક્ષક ૮'૬૯ |

| ક્રમ | લેખ | સામયિક / વિગત |
|---|---|---|
| ૧૦૧ | વિવિધ વિચાર | બુદ્ધિપ્રકાશ જાન્યુ. '૫૬, પૃ. ૧૯ |
| ૧૦૨ | વિશ્વ વત્સલ મહાવીર | હિંસાવિરોધ ૪'૭૮ |
| ૧૦૩ | વીરક્ષત્રિયશિરોમણી ભગવાન મહાવીર | જન્મભૂમિ ૪'૫૫ |
| ૧૦૪ | વૈદિક સંસ્કૃતની પૂર્વે પ્રચલિત લોકભાષાના અભ્યાસનું મહત્ત્વ | પ્રજાબંધુ ૧૩-૫-૪૫ પૃ. ૬ |
| ૧૦૫ | શબ્દોનો વંશ—કડવું ૧લું | શિક્ષણ અને સાહિત્ય ફેબ્રુ. '૪૦, પૃ. ૧૮૩-૮૪ |
| ૧૦૬ | ,, કડવું ૨ જું | ,, ,, જૂન, '૪૨, પૃ. ૩૪૭ |
| ૧૦૭ | ,, : કહ્યું, લાગી, કીધો | ,, ,, માર્ચ, '૪૧, પૃ. ૨૧૯-૨૨ |
| ૧૦૮ | ,, : નાઈ, નેસ્તી, દોશી, નિજામો | ,, ,, ? ? |
| ૧૦૯ | ,, : તવ, રીજ્યા, શ્રીમહોદય | ,, ,, ઓકટો. '૪૧ પૃ. ૧૮-૨૨ |
| ૧૧૦ | ,, : તસ્કર, ઠાકર, ઠાકોર | ,, ,, ઓકટો. '૪૧, પૃ. ૯૧-૯૨ |
| ૧૧૧ | ,, : તસ્કર, ઠાકર, ઠાકોરની અનુપૂર્તિ | ,, ,, જાન્યુ. '૪૦, પૃ. ૧૩૩ |
| ૧૧૨ | ,, : દાઝની અનુપૂર્તિ, ટાંડવું | ,, ,, ઓગષ્ટ, '૪૦ પૃ. ૪૨૪ |
| ૧૧૩ | ,, : ધાતુ સાધિત શબ્દો | ,, ,, એપ્રિલ. '૪૫, ૮૦-૮૧ |
| ૧૧૪ | ,, : ધાતુ સાધિત શબ્દો—૨ | ,, ,, મે, '૪૫, ૧૧૪-૧૧૫ |
| ૧૧૫ | ,, : પદબંધ | ,, ,, ૧૯૪૦, પૃ. ૬૨-૬૩ |
| ૧૧૬ | ,, : પદબંધ કરવા આશ | ,, ,, ૧૯૪૧ પૃ. ૧૩૬-૩૭ |
| ૧૧૭ | ,, : 'ભાભી'ની અનુપૂર્તિ | ,, ,, જુલાઈ '૪૦ પૃ. ૩૮૭ |
| ૧૧૮ | ,, : ભાભી વડે-ભાભીએ | ,, ,, જૂન, '૪૦ પૃ. ૩૪૯-૫૧ |
| ૧૧૯ | ,, : મહેતો-તણું | ,, ,, મે, '૪૦, પૃ. ૨૯૯-૩૦૦ |
| ૧૨૦ | , : મહેતા | ,, ,, '૪૧, પૃ. ૩૪૪ |
| ૧૨૧ | ,, : મામેરું-કડવું ૧લું | ,, ,, જાન્યુ. '૪૧ પૃ. ૧૩૬ |
| ૧૨૨ | ,, : મામેરું, મોસાળુ | ,, ,, નવે. '૩૯. પૃ. ૬૫-૬૭ |
| ૧૨૩ | ,, : મોચી, ભણસાલી | ,, ,, ? |
| ૧૨૪ | ,, : સમરું, કહું. | ,, ,, એપ્રિલ '૪૦, પૃ. ૨૬૩-૬૪ |
| ૧૨૫ | ,, : હાઉ, સર્પ | ,, ,, ઓકટો. '૫૦, પૃ. ૩૧૦ |
| ૧૨૬ | શબ્દોની વ્યુત્પત્તિ અને સમજૂતી | બુદ્ધિપ્રકાશ ? |
| ૧૨૭ | શબ્દોનું પૃથક્કરણ | કોડિયું જાન્યુ. '૫૭. પૃ. ૧૨૫-૨૭ |
| ૧૨૮ | ,, | ,, એપ્રિલ, '૫૭ પૃ. ૧૯૮ |
| ૧૨૯ | ,, | ,, મે, '૫૭ પૃ. ૨૨૧-૨૫ |
| ૧૩૦ | ,, | ,, ઓકટો. '૫૯, પૃ. ૬૯-૭૧ |
| ૧૩૧ | ,, | ,, ફેબ્રુ. '૫૮ પૃ. ૧૫૩-૫૫ |
| ૧૩૨ | ,, — ૪ | ,, ઓકટો. '૫૮ પૃ. ૬૭-૬૮ |
| ૧૩૩ | ,, — ૫ | ,, એપ્રિલ '૫૯, પૃ. ૧૯૭-૨૦૦ |
| ૧૩૪ | ,, — ૬ | ,, નવે. '૫૯ પૃ. ૮૪-૮૭ |

| | |
|---|---|
| ૧૩૫ શબ્દોમેં સામ્ય | સાપ્તાહિક હિંદુસ્તાન ૧૪-૪'૬૩. પૃ. ૨૫ |
| ૧૩૬ શું છેલ્લો જ મેળાપ ? | પ્રબુદ્ધજીવન ૮'૬૮ |
| ૧૩૭ શું શું કરીને અહિંસાનું આચરણ કરી શકાય ? | જિનસંદેશ ૬'૧૬ |
| ૧૩૮ શ્રદ્ધાધન સુદર્શન | જનકલ્યાણ પૃ. ૪૨૨-૨૫ |
| ૧૩૯ શ્રદ્ધેય સેવામૂર્તિ શ્રી ગિરધારીલાલ દફતરીનું સંઘે કરેલું બહુમાન | પ્રબુદ્ધજીવન ૨'૭૦ |
| ૧૪૦ શ્રમણ ભગવાન મહાવીરની ઓળખ | પ્રબુદ્ધજૈન મે '૪૫. પૃ. ૪-૫ |
| ૧૪૪ સત્ય-પ્રાર્થના પ્રણેતા સ્વામી ભક્ત | પ્રબુદ્ધજૈન ૧'૭૬ |
| ૧૪૨ સદાચારની સીડી | ? |
| ૧૪૩ સાચા વૈદ્ય | બુદ્ધિપ્રકાશ સપ્ટે. '૭૧ |
| ૧૪૪ (૫) સુખલાલજીની સાથે સાથે | પ્રબુદ્ધજીવન ૫'૭૮ |
| ૧૪૫ સાંપ્રદાયિક સંઘર્ષકથાઓ | ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રંથ ૧૯૪૦, પૃ. ૧૭૭-૮૮ |
| ૧૪૬ સુંઠ | ભિષક ભારતી પૃ. ૧૭૮-૮૧ |
| ૧૪૭ હેમચંદ્રના આદેશ વિધાનો | આચાર્ય ધ્રુવ સ્મારકગ્રંથ |

# 'ભગવતીસૂત્ર' અને અન્ય આગમોનું સંપાદન

## દલસુખભાઈ માલવણિયા

શ્રી પં. બેચરદાસજી દોશીએ આગમોનું સંપાદન જે કાળે ઉપાડયું ત્યારે તેમને જોઈતો સહકાર મળ્યો નહીં. કારણ કે તે કાળે એવી માન્યતા પ્રવર્તતી હતી કે શ્રાવકોથી આગમો વંચાય જ નહીં. તો પછી સંપાદનની વાત તો દૂર જ રહે. છતાં પણ પંડિતજીએ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ અપરનામ ભગવતી જેવા મહત્ત્વના ગ્રન્થનું સંપાદન શરૂ કર્યું. આ એક સાહસ જ હતું છતાં પણ તેમણે આગવી સૂઝથી જે પ્રકારે તેનું સંપાદન કર્યું તે પદ્ધતિથી આજે પણ હજી કોઈએ કર્યું નથી એમ કહી શકાય. એટલે આજે પણ ભગવતીની અનેક બીજી આવૃત્તિઓ મોજુદ છતાં પંડિતજીના ભગવતીની માંગ બની રહી છે.

ભગવતીસૂત્રની[1] માત્ર એક જ હસ્તપ્રત તેમને તે કાળે મળી હતી છતાં પણ તેમણે યથાસંભવ વિશુદ્ધ મૂળ પાઠ આપવાનો તેમાં પ્રયત્ન કર્યો છે.[2] ભગવતીનું પુનઃસંપાદન તેમણે મહાવીર જૈન વિદ્યાલયની આગમ ગ્રન્થમાળામાં અનેક પ્રતોને આધારે કર્યું છે તેને પ્રથમના સંપાદન સાથે મેળવવામાં આવે તો પંડિતજીની એકમાત્ર પ્રતને આધારે કરેલી પાઠશુદ્ધિ કેવી છે તેનો ખ્યાલ આવી જાય છે.

ભગવતીના સંપાદનમાં તેમણે માત્ર મૂળ પાઠ આપીને સંતોષ નથી માન્યો, તેનો ગુજરાતી અનુવાદ પણ આપ્યો તે ઉપરાંત આચાર્ય અભયદેવની વૃત્તિ પણ ગુજરાતી અનુવાદ સાથે છાપી છે. આટલાથી પણ તેમને સંતોષ થયો નથી એટલે તેમણે વિષય-ચર્ચા જે મૂળ અને ટીકામાં આવે છે તેને સ્પષ્ટ કરતા ટિપ્પણો અતિ વિસ્તારથી આપ્યા છે. જે કાળની આ તેમની રચના છે તે કાળે આ પ્રકારના ટિપ્પણો લખવાની પ્રથા હતી જ નહીં. આ તેમની સૂઝનું જ પરિણામ છે અને તેમની કાર્ય કરવાની પદ્ધતિનું સૂચક પણ છે. જે કરવું તે સર્વાંગીણ કરવું, તેમાં કશી કમી રહેવા દેવી નહીં.

આગમો વિષે બીજું તેમનું કાર્ય છે આગમોના સંક્ષેપ કરી આપવાનું. આ બાબતમાં તેમણે ભગવાન મહાવીરની ધર્મકથાઓ[3] નામે જ્ઞાતાધર્મકથાનો સારાંશ સરળ ગુજરાતી ભાષામાં આપ્યો છે. આમાં પણ પોતાની આગવી શૈલીમાં પંડિતજીએ ટિપ્પણ આપ્યા છે. તે જ પ્રમાણે 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો'[4]માં ઉપાસકદશાનો સારાંશ આપી દીધો છે.

આ ઉપરાંત 'રાજપ્રશ્નીય'[5] આગમનું સંપાદન અને ગુજરાતી અનુવાદનું કાર્ય પણ સફળતાથી તેમણે કર્યું છે. આમાં પણ ટિપ્પણો તો છે જ.

---

૧ જિનાગમ પ્રકાશક સભા, ભાગ-૧-૨ મુંબઈ, ઈ. ૧૯૨૮ ભાગ-૩ ગૂજરાત વિદ્યાપીઠ ઈ. ૧૯૨૯

૨ મહાવીર જૈન વિદ્યાલય, ભાગ ૧-૩, ૧૯૭૪, ૧૯૭૮, ૧૯૮૨.

૩ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ઈ. ૧૯૩૧

૪ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ ઈ. ૧૯૩૧

૫ લાધાજી સ્વામી પુસ્તકાલય, લીંબડી, ઈ. ૧૯૩૫

# 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' અને 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો'

## રમણીક શાહ

૧. ભગવાન મહાવીરની ધર્મકથાઓ (નાયધમ્મકહા)
અનુ. પં. બેચરદાસ દોશી, પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા–૩,
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. આ. ૧ (૧૯૩૧) આ. ૨ (૧૯૫૦)

૨. ભગવાન મહાવીરના દશ ઉપાસકો (ઉવાસગદસાઓ)
અનુ. પં. બેચરદાસ દોશી, પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા–૪,
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. આ. ૧ (૧૯૩૧)

ભગવાન મહાવીરના મૌલિક ધર્મોપદેશની સંકલના કરી તેમના ગણધરોએ જે વિવિધ સૂત્રો-રૂપે ગૂંથણી કરી તે બાર ગ્રંથો દ્વાદશાંગી કે ગણિપિટક તરીકે ઓળખાય છે. આ દ્વાદશાંગીનું અંતિમ 'દૃષ્ટિવાદ' નામક અંગ લુપ્ત થયેલ છે. બાકીના અગિયાર અંગ ગ્રંથો અને બીજા પણ મહત્ત્વપૂર્ણ પ્રાચીન જૈન ગ્રંથોનો અનુવાદ ગુજરાતી ભાષામાં તજ્જ્ઞો પાસે કરાવી પ્રકાશિત કરાવવાનું કાર્ય ગૂજરાત વિદ્યાપીઠે આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વે ઉપાડ્યું હતું. પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા નામે પ્રકાશિત થયેલી આ અનુવાદ ગ્રંથોની શ્રેણીમાં સૌ પ્રથમ ઈ. સ. ૧૯૩૧માં પં. બેચરદાસજીએ અનુવાદિત કરેલ છઠ્ઠા અને સાતમા અંગ ગ્રંથો 'નાયધમ્મકહા' અને 'ઉવાસગદસાઓ' ક્રમે 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' અને 'ભગવાન મહાવીરના દસ ઉપાસકો' એ નામે પ્રકાશિત થયેલા.

કથાઓ, દૃષ્ટાંતો, સુભાષિતો અને મહાપુરુષોના જીવનપ્રસંગોનો દરેક કાળના ધર્મના સ્થાપકો તથા અન્ય ધર્મપ્રચારકો કે ધર્માચાર્યો ધર્મોપદેશના એક આકર્ષક સાધન તરીકે ઉપયોગ કરતા આવ્યા છે. વેદથી લઈને આજ સુધીના ભારતીય ધાર્મિક સાહિત્યમાં નજર નાખીએ કે ભારત બહાર પ્રવર્તેલા ખ્રિસ્તી–મુસ્લિમ વ. ધર્મોના ધર્મગ્રંથોમાં નજર નાખીએ તો ધર્મોપદેશ માટે રચાયેલી અનેક કથાઓ આપણું ધ્યાન ખેંચશે. ભારતનું પ્રાચીન કથાસાહિત્ય તો બોધક ધાર્મિક સાહિત્ય જ છે. મહાભારત અને રામાયણ એનાં જ્વલંત દૃષ્ટાંતો છે. બૌદ્ધ ધર્મમાં બોધકથાઓ રૂપે જાતક કથાઓનું સ્થાન અદ્વિતીય છે. ભગવાન મહાવીરે પણ પોતાનો ધર્મસંદેશ સામાન્ય જનોને પહોંચાડવા જેમ જનભાષાનું આલંબન લીધું હતું તેવી જ રીતે એ સંદેશ સામાન્ય જનોનાં હૃદયમાં ઉતારવા કથાઓ–દૃષ્ટાંતો–સુભાષિતો આદિનો આશ્રય લીધો હતો. જ્ઞાતાધર્મકથા અને ઉત્તરાધ્યયનસૂત્ર જેવા ગ્રંથો ભગવાન મહાવીરની આવી કથનાત્મક વ્યાખ્યાનશૈલીના સુંદર ઉદાહરણો છે.

સમગ્ર જૈન સાહિત્યનું પ્રાચીનોએ વિષયની દૃષ્ટિએ ચાર વિભાગો – અનુયોગોમાં વિભાજન કર્યું છે ૧. ચરણકરણાનુયોગ–જેમાં આચારવિષયક સાહિત્યનો સમાવેશ થાય છે. ૨. ધર્મકથાનુયોગ–

જેમાં બોધક કથાઓ, ચરિત્રો આદિનો સમાવેશ થાય છે. ૩. ગણિતાનુયોગ-જેમાં ગણિત-જ્યોતિષ આદિ વિષયક સાહિત્યનો સમાવેશ થાય છે અને ૪. દ્રવ્યાનુયોગ-જેમાં દર્શનવિષયક સાહિત્યનો સમાવેશ થાય છે. આમ ધર્મકથાનુયોગરૂપે એક સમગ્ર વિભાગનું નિરૂપણ કર્યું છે જે દર્શાવે છે, કે જૈન સાહિત્યમાં ધર્મકથાનું કેટલું મહત્ત્વપૂર્ણ સ્થાન હતું:

જ્ઞાતાધર્મકથા અને ઉપાસકદશા આ બન્ને ગ્રંથો ઉપરોક્ત ધર્મકથાનુયોગના પ્રાચીનતમ ગ્રંથો ગણી શકાય. વળી એ બન્ને ભગવાન મહાવીરના ઉપદેશ અને જીવન સાથે સંકળાયેલા છે. બન્નેનું વિષયવસ્તુ ક્રમે જોઈએ—

નાયધમ્મકહા (સં. જ્ઞાતાધર્મકથા અથવા જ્ઞાતૃધર્મકથા)ના નામની સમજૂતી બે રીતે આપી શકાય. એક તો જ્ઞાત એટલે દષ્ટાંતો કે ઉદાહરણો અને ધર્મકથાઓ — એ બન્ને જેમાં છે તે જ્ઞાત-ધર્મકથા. બીજી સમજૂતી પંડિતજીએ આપેલ નામ મુજબ જ્ઞાતૃ કે જ્ઞાતા એટલે મહાવીર અને તેમણે કહેલી ધર્મકથાઓ એટલે જ્ઞાતૃ કે જ્ઞાતાધર્મકથા. બંને અહીં સરખી રીતે ઘટાવી શકાય છે.

જ્ઞાતાધર્મકથા અથવા ભગવાન મહાવીરની ધર્મકથાઓના બે શ્રુતસ્કંધ એટલે કે ભાગ છે. પહેલા શ્રુતસ્કંધમાં ૧૯ અધ્યયનોમાં નાનીમોટી ૧૯ કથાઓ કે દષ્ટાંતો આપેલાં છે. આમાં શ્રમણજીવનના આવશ્યક ગુણો જેવાં કે સમભાવ અને સહનશક્તિ કેળવવા શા માટે જરૂરી છે અને કેમ કેળવવા એને લગતી ત્રણ કથાઓ (૧લી પગ ઊંચો કર્યો, ૧૧ મી દાવદ્દવના ઝાડ અને ૧૭ મી ઘોડા), શ્રમણોએ સાવધાન રહી, અપ્રમત્તપણે માત્ર શરીરના પોષણને માટે જ આહાર-સેવન કરવું એને લગતી ત્રણ કથાઓ (૨જી બે સાથે બાંધ્યા, ૪ થી બે કાચબા, ૧૮ મી સુંસુમા), અહિંસા આદિ મૂળ ગુણોમાં શંકા ન કરવાનો ઉપદેશ આપતી બે કથાઓ (૩ જી બે ઈંડા, ૯ મી માકંદી), આચારની શિથિલતાથી થતા અનર્થ વિશે એક કથા (૫ મી શૈલક ઋષિ), આત્માની ઉન્નતિ અને અધોગતિના કારણો આપતું દષ્ટાંત (૬ ઠ્ઠું અધ્યયન-તુંબડું), શ્રમણોને યોગ્ય ગુણોની સમજૂતી આપતી બે કથાઓ (૭ રોહિણી, ૧૦ ચંદ્રમા), સ્ત્રીજીવનમાં ચરમ આત્મોન્નતિની શક્યતા દર્શાવતી મલ્લિની કથા (૮ મલ્લિ), સદાચાર અને ગૃહસ્થ ધર્મ દર્શાવતી એક કથા (૧૨ પાણી), આસક્તિ અને અના-સક્તિ વિશે ૪ કથાઓ (૧૩ દેડકો, ૧૪ અમાત્ય તેયલિ, ૧૫ નંદીફળ અને ૧૬-અવરકંકા-દ્રૌપદીની કથા). આમ મોટા ભાગે શ્રમણોના જીવનમાં ઉપયોગી ગુણો અને તે કેળવવા માટેનો બોધ આપતી કથાઓ કોઈ રૂપક, દષ્ટાંત કે કથાનક દ્વારા આપવા ધારેલો બોધ સહજ રીતે આપી દે છે.

બીજા શ્રુતસ્કંધમાં સ્ત્રીઓ દ્વારા સંયમપાલનની શિથિલતા અને તેના માઠાં પરિણામો વિશે એક જ સરખી અનેક કથાઓ આપવામાં આવી છે.

'ઉવાસગદસાઓ'નો અનુવાદ પંડિતજીએ 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો' એ શીર્ષક તળે આપ્યો છે. પ્રાકૃત 'ઉવાસગ' એટલે 'ઉપાસક'. પ્રાચીન સમયમાં ગૃહસ્થ ધર્માનુયાયીને માટે ઉપાસક શબ્દ વપરાતો. બૌદ્ધોમાં પણ એ જ શબ્દ એ જ અર્થમાં વપરાયેલ છે. પછીના સમયમાં ઉપાસકને માટે શ્રાવક શબ્દ પ્રચલિત થયો, જે અત્યારે પણ વપરાશમાં છે.

'ઉવાસગદસાઓ' અથવા 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો'માં ભગવાનના અનુયાયી એવા દશ ઉપાસકો (શ્રાવકો કે ગૃહસ્થો)ના જીવનની ધાર્મિક બાજુની ઝાંખી કરાવવામાં આવી છે. પ્રવ્રજિત થઈને જેઓ સંસાર ત્યાગી શકે નહીં અથવા જે ગૃહસ્થજીવન છોડયા વિના પણ ધર્મમય આચરણ કરવા માગતા હોય તેમને માટે જૈન ધર્મમાં સ્થૂળવ્રતોની યોજના છે. અહિંસા, સત્ય આદિ મહાવ્રતોનું મર્યાદિત પાલન તે સ્થૂળવ્રત. આવાં પાંચ સ્થૂળવ્રતોની સાથે જ ગૃહસ્થજીવનના ભોગોપભોગને મર્યા-

હિત કરતા બીજા શિક્ષાદિ વ્રતો જોડીને ગૃહસ્થના બાર વ્રતો નિશ્ચિત કરવામાં આવ્યા છે. અહીં આવા ગ્રહસ્થવ્રત પાળનારા આનંદ આદિ દશ શ્રાવકોના આદર્શ જીવન દર્શાવાયાં છે. આ દશે દશ ઉપાસકો ખૂબ જ સમૃદ્ધિશાળી અને વ્યવહારકુશળ વૈશ્યો અને તત્કાલીન સમાજના પ્રતિષ્ઠિત નાગરિકો છે. મહાવીરના અનુયાયી બની તેઓ ગૃહસ્થના વ્રતો અંગીકાર કરે છે, તેમાં તેમને વિઘ્નો નડે છે છતાં નિશ્ચળ રહે છે અને ઉત્તરોત્તર વધુ ધર્માભિમુખ બને છે. એમનાં ઉદાહરણ આપી ભગવાન મહાવીર પોતાના શ્રમણ સમુદાયને દઢતામાં એમને અનુસરવાની સલાહ આપે છે.

આ મૂળ અંગ ગ્રંથો આર્ષ પ્રાકૃત એટલે કે અર્ધમાગધીમાં અને વિશિષ્ટ શૈલીમાં રચાયેલાં છે. 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ'ની પ્રસ્તાવનામાં કાકાસાહેબ કાલેલકરે સ્પષ્ટ કર્યું છે તેમ અનુવાદનો ઉદ્દેશ મૂળ ગ્રંથ આગળ રાખી તે શીખવામાં વિદ્યાર્થીઓને મદદ થાય તેવો નથી, પણ સામાન્ય વાચકોને જૈન આગમમાં આવેલી વસ્તુ પ્રામાણિક અનુવાદમાં જ સીધી રીતે મળી શકે તેવો છે. આથી અહીં મૂળનો શબ્દશઃ અનુવાદ આપવામાં નથી આવ્યો. આગમ ગ્રંથોમાં અત્રતત્ર અનેક વસ્તુનું પુનરાવર્તન થયાં કરે છે. વળી ભગવાન મહાવીર, આર્ય સુધર્મા, પરિષદ, ધર્મદેશના, રાજાઓ રાણીઓ, સાર્થવાહો, ઉપાસક-ઉપાસિકાઓ, ચૈત્ય, નગર, દીક્ષા, કળાગ્રહણ આદિ અનેક વિષયો જ્યાં જ્યાં આવે ત્યાં તદ્દન એકસરખું જ વર્ણન આપી દેવામાં આવે છે. મોટા ભાગે આવા રૂઢ વર્ણનો જે વર્ણકો તરીકે ઓળખાય છે – ના આદિઅંતના બેત્રણ શબ્દો મૂકી બાકીનું વર્ણન 'વણ્ણઓ' એટલે કે પૂર્વવર્ણન પ્રમાણે એવી સૂચના આપી છોડી દેવાય છે. આ અનુવાદમાં આવા વારંવાર આવતા વર્ણનોને ટાળવામાં આવ્યા છે તથા પુનરાવર્તિત લાગતી કે પીષ્ટપેષણરૂપ લાગતી સામગ્રીનો અનુવાદ નથી કરવામાં આવ્યો. આમ આ અનુવાદ ભાવાનુવાદ છે. મૂળ ગ્રંથનો આશય સ્પષ્ટ થાય, મૂળની કોઈ આવશ્યક વિગત રહી ન જાય અને અર્થતત્ત્વની પ્રામાણિકતાને આંચ ન આવે તથા કથાની સળંગસૂત્રતા જોખમાય નહીં તેની ઝીણવટભરી કાળજી લઈ પંડિતજીએ આ અનુવાદ તૈયાર કર્યો છે.

બન્ને ગ્રંથોમાં મૂળ સૂત્રમાં આવતા ઐતિહાસિક અને ભૌગોલિક નામો તથા જૈન આચારના પારિભાષિક શબ્દો ઉપર તુલનાત્મક ટિપ્પણ પરિશિષ્ટરૂપે આપવામાં આવેલ છે. તથા અંતે અનુવાદમાં વપરાયેલ કઠિન શબ્દોનો કોશ આપવામાં આવેલ છે. જે સામાન્ય વાચકને માટે પણ અનુવાદને સમજવાનું તદ્દન સરળ બનાવે છે. ટિપ્પણમાં આપેલી ઐતિહાસિક–ભૌગોલિક સામગ્રી પંડિતજીની વેધક તુલનાત્મક દૃષ્ટિની પરિચાયક છે અને ભારતીય સંસ્કૃતિના અભ્યાસીઓને માટે મબલખ માહિતી પૂરી પાડે છે.

આજથી પચાસ વર્ષ પૂર્વે 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ'ની પ્રસ્તાવનામાં કાકાસાહેબે પ્રસ્તુત અનુવાદ અને અનુવાદક વિશે લખ્યું છે—

'આવા ગ્રંથોને લીધે જૈન આગમોનું મૌલિક અધ્યયન વધે અને આખા સમાજમાં ધર્મચર્ચા અને ધર્મજાગૃતિને ચલન મળે એવી અપેક્ષા રાખેલી છે. અને એટલા જ ખાતર, જેમણે આખો જમાનો જૈન ધર્મશાસ્ત્રોના અધ્યયન પાછળ ગાળ્યો છે એવા પંડિત બેચરદાસની આ અનુવાદ માટે યોજના કરી છે. મૂળ શાસ્ત્રો પ્રત્યે અનન્ય શ્રદ્ધા અને સાંપ્રદાયિક સંકુચિતતાનો અભાવ આ બે ગુણોને લીધે તેમનું કામ હંમેશ આદરણીય ગણાયું છે.'

આ શબ્દો અત્યારના સંદર્ભમાં પણ એટલા જ સાચા છે.

પ્રસ્તુત બન્ને ગ્રંથો વર્ષોથી અપ્રાપ્ય છે. બન્નેનું પુનર્મુદ્રણ થાય તે આવશ્યક છે.

# ‘ જિનાગમકથાસંગ્રહ ’

**કાનજીભાઈ પટેલ**

‘ જિનાગમકથાસંગ્રહ ’ એક સંકલન છે અને સંકલન (compilation) પરથી સંકલનકર્તાની લેખક તરીકેની વિદ્વત્તાનો ખ્યાલ ન આવી શકે. પણ તેમની ફિલસૂફી–જીવનદૃષ્ટિ અને કાર્યપદ્ધતિનો જરૂર ખ્યાલ આવી શકે. પ્રકૃતિથી એકદમ સરળ, ઉદાર અને ચિંતનશીલ, આકૃતિએ સૌમ્ય એવા પૂ. પંડિત બેચરદાસજીની સામાજિક અને ધાર્મિક રૂઢિઓના બંધનમાં જકડાઈ ન રહેવું, હાથ પર લીધેલા કામમાં મક્કમતાથી આગળ વધવું, લીધેલું કામ પૂરી શ્રદ્ધા અને શક્તિથી પાર પાડીને જંપવું, મૂળભૂત સિદ્ધાન્તો અને નીતિ–નિયમોની બાબતમાં બાંધછોડ ન કરવી—એ ફિલસૂફી રહી છે. ‘ જિનાગમકથાસંગ્રહ ’ની કથાઓની પસંદગીમાં આ ફિલસૂફીએ ભાગ ભજવ્યો હોય તેમ તે કથાઓનું વસ્તુ જોતાં લાગે છે.

મૂળકથાઓ અને સૂક્તિઓ ઉપરાંત આ સંગ્રહમાં પ્રસ્તાવના, અનુક્રમણિકા, પ્રાકૃત ભાષાનો પરિચય, પ્રાકૃતનું વ્યાકરણ, ટિપ્પણો અને શબ્દકોશ આપવામાં આવ્યાં છે. આ સંપાદનમાં એમનું કયું દૃષ્ટિબિંદુ રહ્યું છે એ પણ ટૂંકી પ્રસ્તાવનામાં પંડિતજીએ સ્પષ્ટ કર્યું છે. પ્રાકૃત ભાષાના અભ્યાસને સુગમ બનાવવા તેમણે મનોરંજક અને બોધપ્રદ કથાઓની પસંદગી કરી છે અને એથી પ્રાચીન આગમપાઠોનો માત્ર શબ્દશઃ સંગ્રહ ન કરતાં તે પાઠોને વિદ્યાર્થીઓની દૃષ્ટિએ પરિષ્કૃત કર્યા છે.

પ્રાકૃત કથાઓ વાંચતાં પહેલા વ્યાકરણનો કંઈક પરિચય થાય એ ઉદ્દેશથી પ્રારંભમાં પ્રાકૃત-ભાષાનો પરિચય અને ત્યારબાદ પ્રાકૃત ભાષાનું વ્યાકરણ આપ્યાં છે, જે એમની વ્યાકરણ તરફની વિશેષ અભિરુચિ છતી કરે છે. પ્રાકૃત ભાષાના પરિચયમાં પ્રથમ પ્રાકૃત ભાષાના સ્વરૂપનો પરિચય આપ્યો છે. જે લોકો પ્રાકૃતને સંસ્કૃતમાંથી ઊતરી આવેલી કે સંસ્કૃતને પ્રાકૃતમાંથી ઊતરી આવેલી માને છે તેમનો ભ્રમ ભાંગવા કેટલીક દલીલો રજૂ કરી છે. જૈન આર્ષ પ્રાકૃત અને બૌદ્ધ પ્રાકૃત યા પાલિના પારસ્પરિક સંબંધ સ્પષ્ટ કર્યો છે. **पालि** શબ્દની વ્યુત્પત્તિની બાબતમાં તો પંડિતજીએ એક નવો જ વિચાર મૂક્યો છે. આચાર્ય બુદ્ધઘોષે મૂળ ત્રિપિટક યા બુદ્ધવચનના અર્થમાં ‘ પાલિ ’ શબ્દનો પ્રયોગ કર્યો છે. તેને આધારે આધુનિક વિદ્વાનોએ ‘ **पालि** ’ની નિરુક્તિની બાબતમાં વિભિન્ન મત દર્શાવ્યા છે. ભિક્ષુ જગદીશ કાશ્યપને મતે **पालि** એ **परियाय**નું સંક્ષિપ્ત રૂપ છે ( **परियाय–पलियाय पालियाय–पालि** ). ભિક્ષુ સિદ્ધાર્થને મતે **पालि या पाळि** શબ્દનો મૂળ આધાર સંસ્કૃત શબ્દ ‘ **पाठ** ’ છે. પં. વિધુશેખરે જણાવ્યું છે કે **पालि** શબ્દનો અર્થ પંક્તિ છે કે જે સંસ્કૃત **पालि** શબ્દનો પર્યાયવાચી છે. જર્મન વિદ્વાન ડૉ. મેક્સ વેલેસરે **पाटलि** યા **पाडलि** (પાટલિપુત્રની ભાષા)નું સંક્ષિપ્તરૂપ પાલિ બનાવ્યું છે. કેટલાક વિદ્વાનોએ **पल्लि** ( ગામ ) શબ્દને આધારે પાલિ શબ્દની વ્યુત્પત્તિ બતાવી છે. પંડિતજીએ પાલિ શબ્દ અંગેના આ વિવાદનો સ્વીકાર કર્યો છે અને **पयडी** શબ્દ ઉપરથી તદ્ધિતાન્ત **पायडी** શબ્દ અને તે ઉપરથી ‘ પાલી ’ શબ્દ ઊતરી આવ્યાની કલ્પના કરી છે. તેમનો આ વિચાર નવીન અને સંશોધનદૃષ્ટિની સૂઝનો દ્યોતક છે.

આચાર્ય હેમચંદ્ર વગેરેએ પ્રાકૃતની વ્યુત્પત્તિ બતાવતાં '**प्रकृतिः संस्कृतम्**' ઇત્યાદિનો જે ઉલ્લેખ કર્યો છે તે બાબતમાં પણ પંડિતજીએ મૌલિક વિચાર રજૂ કરતાં જણાવ્યું છે કે પ્રાકૃત ભાષા શીખવા માટે સંસ્કૃત શબ્દોનો આધાર લઈ, તેની સાથે ઉચ્ચારણ ભેદને લીધે જે સામ્ય-વૈષમ્ય છે તે બતાવવા પ્રાકૃત વૈયાકરણોએ પોતાના વ્યાકરણોની રચના કરી છે. એટલે કે, સંસ્કૃત ભાષા દ્વારા પ્રાકૃત શીખવવાનો એમનો અભિગમ રહ્યો છે. એ દષ્ટિએ એમણે સંસ્કૃતને પ્રાકૃતનો આધાર કહ્યો છે એમ માનવું જોઈએ. મૌલિક રીતે વિચારવાની દષ્ટિ અને પોતાની માન્યતા નિર્ભિક રીતે રજૂ કરવાની હિંમત એ સંશોધકનું લક્ષણ અહીં જોઈ શકાય છે.

'જિનાગમકથાસંગ્રહ'માં આર્ષ અને લૌકિક બન્ને પ્રકારના પ્રાકૃતના શબ્દપ્રયોગો છે. પણ પંડિતજીએ અહીં જે વ્યાકરણ આપ્યું છે તે વ્યવહારુ અને પ્રારંભિક અભ્યાસીને ઉપયોગી થવા પૂરતું જ છે. પ્રાકૃત ભાષામાં પ્રવેશ કરવા વર્ણવિકારના નિયમ, નામ અને ધાતુના સાધારણ રૂપાખ્યાન અને કૃદંતના ખાસ ખાસ ઉદાહરણ આપ્યાં છે એટલે કે આ વ્યાકરણ શાસ્ત્રીય નહીં પણ કથાઓ સમજવા સહાયભૂત થવાય તેટલું સાધારણ છે.

જે જે ગ્રંથોમાંથી કથાઓ અને સૂક્તિઓ લેવામાં આવ્યાં છે તે બધાના નામોનો તે તે સ્થળે ઉલ્લેખ કર્યો છે. પણ આ ગ્રંથોનો સંક્ષિપ્ત પરિચય આપી શકાયો હોત તો પ્રારંભિક અભ્યાસીને વિશેષ ઉપયોગી બનત એમ લાગે છે. મૂળ વિભાગ પછી આપેલાં ટિપ્પણો અભ્યાસીને વ્યુત્પત્તિ તેમજ શબ્દ અને શબ્દાર્થના ક્રમવિકાસનો ખ્યાલ આપે છે. છેલ્લે ઉપયુક્ત શબ્દોના કોશ આપવામાં આવ્યો છે.

'જિનાગમકથાસંગ્રહ'માં ૩૨ કથાઓ અને સૂક્તિઓનો સંગ્રહ છે, જેમાં જ્ઞાતાધર્મકથાની પાંચ કથાઓ અને વસુદેવહિંડીની ૪ કથાઓ વિશેષ ધ્યાન ખેંચે છે. ઉપદેશપદ, ઉપાસકદશા, દશવૈકાલિકવૃત્તિ અને આવશ્યકવૃત્તિમાંથી બબ્બે કથાઓ અને નિરયાવલીમાંથી એક કથા લેવામાં આવી છે વિવિધ વિષય અને વિચારને લગતી સૂક્તિઓ મુખ્યત્વે '**वज्जालग्गं**' માંથી લેવાઈ છે. કુમારપાળપ્રતિબોધ, પઉમચરિય, સન્મતિતર્ક અને ઉત્તરાધ્યયનસૂત્રમાંથી એક એક સૂક્તિસમૂહ લેવામાં આવેલ છે. આ બધી કથાઓ અને સૂક્તિઓ માત્ર જૈન આગમોમાંથી લેવાયેલ નથી. એથી શીર્ષકની યથાર્થતા અંગે પ્રશ્ન થવો સ્વાભાવિક છે. પણ પંડિતજીએ બહુ વ્યાપક અર્થમાં આ શીર્ષકનો પ્રયોગ કર્યો હોય એમ લાગે છે. આપ્ત પુરુષનું વચન એ આગમ છે. તીર્થંકર અને સર્વજ્ઞ ભગવાન આપ્ત છે. તેમનો ઉપદેશ અને વાણી જિનાગમ છે. શ્રુતજ્ઞાની અને દશપૂર્વી સ્થવિરો જે કંઈ કહે કે લખે તેના જિનાગમ સાથે કોઈ વિરોધ ન હોઈ શકે, તેથી તેમના ગ્રંથ પણ આગમ અંતર્ગત ગણાય. સ્થવિરોએ પોતાની પ્રતિભાને આધારે કોઈ વિષય પર આપેલ સંમતિ કે મુક્તકોનો પણ આગમોમાં સમાવેશ થાય. આમ મુખ્યરૂપે જિનોનો ઉપદેશ અને વાણી જૈનાગમ છે, ગૌણરૂપે તેનાથી અનુપ્રાણિત અન્ય ગ્રંથ પણ આગમ છે આ વ્યાપક અર્થમાં મૂળ જૈન આગમો, તેની નિર્યુક્તિ આદિ ટીકાઓ, આગમોના વિષયને આધારે રચાયેલા વસુદેવહિંડી, ઉપદેશપદ જેવા બોધપ્રદ કથાગ્રંથો અને આગમ વચનોને અનુમોદન આપતા અન્ય સ્વતંત્ર ગ્રંથો કે સૂક્તિસંગ્રહો આગમો ગણાય. એમાંથી લેવાયેલ કથાઓ અને સૂક્તિઓના સંગ્રહને પંડિતજીએ એમની રીતે 'જિનાગમકથાસંગ્રહ' નામ આપ્યું છે.

મૂળ આગમોમાંથી લીધેલી કથાઓ ધાર્મિક નહીં પણ સામાજિક અને નૈતિક બોધકથાઓ છે. લોકોના ચારિત્ર-ઘડતર માટે આ કથાવસ્તુ પ્રેરક બને એ જીવનદષ્ટિથી એમણે આગમોની આ

કથાઓને પસંદ કરી સંગ્રહમાં સ્થાન આપ્યું હોય એમ લાગે છે. આ વસ્તુ રજૂ કરવા પ્રસ્તુત સંપાદનમાંથી કેટલીક કથાઓ વિશે અહીં ચર્ચા કરવાનો ઉપક્રમ રાખ્યો છે.

'**रोहिणीए दक्खत्तणं**' મૂળ આગમમાં ભલે પાંચ વ્રતને લગતી કથા હોય પણ સંપાદકની દૃષ્ટિ તો ગૃહસ્થ જીવનમાં કુટુંબના વડાની ફરજ તરફ અંગુલિનિર્દેશ કરવાની હોઈ શકે એવો સંભવ છે. કુટુંબની બધી વ્યક્તિઓની કામ કરવાની ક્ષમતા અને તેમની રુચિ એકસરખી ન હોય. કુટુંબનો વડો સમજુ હોય તો એવું આયોજન કરે કે દરેકને પોતાની રુચિ અને શક્તિ પ્રમાણેનું કામ મળે. કુટુંબની કાર્યક્ષમતા વધારવા અને તેને એકસૂત્રે બાંધી રાખવા આમ થવું જરૂરી છે. આવી સૂઝનો અભાવ એ અત્યારે તૂટતી સંયુક્ત કુટુંબની પ્રથાના અનેક કારણોમાંનું એક કારણ હોઈ શકે.

'**दुवे कुम्मा**' એ માત્ર બે કાચબાઓની કથા નથી. પણ સંયમી અને સ્વભાવે ચંચળ એવી બે વ્યક્તિઓની કથા છે. માણસ હાથ પર લીધેલ કામમાં સંશય રાખે અને શ્રદ્ધા વગર કામ કરે તો તે કેટલું કારગત નીવડે ? '**संसयप्पा विणस्सइ**'ની પસંદગીમાં સંપાદકની આ દૃષ્ટિ કામ કરી ગઈ હોય તો નવાઈ નહીં.

પોતાના ખૂની તરફ ઉદારભાવ (બીજા ભવમાં) રાખવો (**कमलामेला**), એકના એક પુત્રને મારનાર વિજય ચોર જેવાને ક્ષમા આપી તેને સહાયભૂત થવા તત્પર રહેવું એ કંઈ નાનીસૂની વાત છે ? આવું કોણ કરી શકે? ક્ષમાની સાક્ષાત મૂર્તિ. પણ જે સમાજમાં આવાં ઉજ્જવળ રત્નો હોય ત્યાં વિજય જેવા ચોરનું શું સ્થાન ? આવા સમાજનું નિર્માણ કેમ ન થઈ શકે? મેઘાણીની 'દીકરાનો મારનાર' કથા સાથેના સામ્યનો ઉલ્લેખ અત્રે અપ્રસ્તુત નહીં ગણાય.

વસુદેવહિંડી અને ઉપદેશપદ જેવા ગ્રંથોમાંથી જે કથાઓ પંડિતજીએ પસંદ કરી છે તે વ્યાવહારિક બોધ ઉપરાંત તેમની રમૂજવૃત્તિની પરિચાયક છે. 'જેવા સાથે તેવા' કે 'ઈંટનો જવાબ પથ્થરથી આપવો' એવા વ્યવહારમાં '**हत्थदोपालिय नेमि**' કહીને ધૂર્તની પત્નીનો હાથ પકડીને ગામડાનો ગાડાવાળો ચાલતા માંડે કે દરવાજામાંથી ન નીકળે એવા એટલે કે બહુ જ મોટા લાડુની અપેક્ષા રાખીને બેઠેલા ચતુર શહેરીને બે પૈસાની લાડુડીથી નિરાશ થવાનો પ્રસંગ આવે તો કેવી રમૂજ થાય? ઈશ્વરે મનુષ્યને આપેલી બુદ્ધિના પ્રપંચાત્મક ઉપયોગ તરફનો કટાક્ષ આ વાર્તાઓ દ્વારા પ્રગટ થાય છે.

જીવનમાં ગમે તેવા ઉમદા કામ માટે પણ સાધનશુદ્ધિનો વિવેક ન જાળવનારની '**जामाउयपरिक्खणं**'માંની ત્રીજી પુત્રી જેવી દશા થાય. આજે પણ એવી ઘણી માતાઓ કુટુંબમાં પોતાની પુત્રીનું વર્ચસ્વ સ્થપાય તે જોવા માગતી હોય છે, એ માટે પુત્રીઓના વૈયક્તિક જીવનમાં પણ ડખલ કરે છે. પણ ઘણી માતાઓને નિરાશ થવું પડે છે. તેમને પાપે પુત્રીને ચાબૂકના ફટકા ખાવાનો પ્રસંગ પણ આવે. છેવટે હારી-થાકીને શિખામણ આપવી પડે કે "**जहेव देवस्स वट्टिज्जासि तहेव पइणो वट्टिज्जासि।**"

બાળપણમાં માતા ગુમાવનાર બાળકની શી દશા થાય છે તેનાથી કોઈ અજાણ નથી. **नडपुत्तो रोहो** એવી એક સામાજિક કથા છે જે આજના કુટુંબ જીવનના પાસા પર પ્રકાશ ફેંકે છે. અપર-

માતા સાવકાપુત્રને માતાનો સ્નેહ આપે તેવું સમાજમાં ભાગ્યે જ જોવા મળે. ફરી લગ્ન કરનાર પિતા પોતાના વ્યવસાયમાં ગળાબૂડ હોય કે નવી પત્નીના સ્ત્રી-ચરિત્રથી અજાણ હોય તો બાળકને પિતાનો સ્નેહ પણ ન મળે. આવા સંજોગોમાં જો બાળક ચતુર હોય તો નટપુત્ર રોહની જેમ માતાની સાન ઠેકાણે લાવી ધાર્યું કામ કઢાવી શકે. જો એમ ન થઈ શકે તો બાળકનો શારીરિક અને માનસિક વિકાસ રૂંધાઈ જાય.

સ્ત્રી-પુરુષના અનૈતિક સંબંધમાં માત્ર સ્ત્રીઓને જ જવાબદાર માનવાની શૈલી ઠેઠ સૂત્રકાળથી આજ સુધીના સાહિત્યમાં એક સરખી રીતે ચાલી આવી છે. એકાદ સ્ત્રીનો દાખલો લઈ આખી સ્ત્રી જાતિની નિંદા કરવી કેટલી યુક્તિ-સંગત ગણાય? સ્ત્રી-જાતિની નિંદા કરનારા એ ભૂલી જાય છે કે આવા દાખલાઓ તો સ્ત્રીઓ કરતાં પુરુષોમાં વધારે જોવા મળે છે. તો ઉક્ત ન્યાયે પુરુષ-જાતિની નિંદા કેમ નહી? વળી, સમાજમાં જેમ શીલવાન પુરુષો હોય છે તેમ દેવવંદ્ય અને પુરુષવંદ્ય થઈ ગઈ હોય તેવી શીલવ્રતી નારીઓના દાખલા ઇતિહાસમાં ઓછા નથી. એ ન્યાયે આખી સ્ત્રી-જાતિની પ્રશંસા થવી જોઈએ. પણ પુરુષ-પ્રધાન સમાજમાં સાહિત્ય-નિર્માણ પણ પુરુષોને હાથે થયું છે. એટલે સ્ત્રીઓના સ્વભાવની કેટલીક નિર્બળતાઓનો સ્વીકાર કરીએ તો પણ ઉપરોક્ત બાબતમાં તો સ્વ-જાતિ તરફનો પક્ષપાત જ જણાય છે. **मारियासोलपरिक्खा** માં કેવળ આ જ માન્યતા સામેના ગેરવ્યાજબીપણા વિશે વાત કરવામાં આવી છે. લગ્ન પછી પણ ૧૨-૧૨ વર્ષ સુધી એકાકી જીવન જીવતી ધનશ્રી જેવી એવી ઘણી સ્ત્રીઓ હશે કે જે પર-પુરુષના નામ માત્રથી પણ છેડાઈ જાય. શીલને ડાઘ ન લાગે તે માટે ખૂન કરવાની હદે જવું પડે તો તે માટે પણ તૈયાર હોય તેવી સ્ત્રીઓ આજે પણ જોવા મળશે. સામે પક્ષે જેને સમાજ પૂજનીય અને વંદનીય ગણે છે તેવા સંન્યાસીની ચારિત્ર-હીનતાનાં દર્શન થાય છે. આ કથામાં સામાજિક પાખંડ અને પ્રથા ઉપરનો વ્યંગ છતો થયો છે.

વડીલો તરફ ભક્તિભાવ રાખવો જોઈએ. પણ ગુરુપત્નીનું માન રાખવા, તેમના તરફ આદર દાખવવા રાજા વસુ અન્યાયનો પક્ષકાર બને અને અસત્યનો આશરો લે તો ધર્મરાજાના રથની જેમ આકાશમાં અધ્ધર રહેતુ તેનું સિંહાસન પણ જમીન પર પટકાય તેમાં શી નવાઈ? ગુરુપત્ની તરફ ભક્તિભાવ રાખવો જોઈએ પણ તે કોઈને ભોગે કે અસત્યને શરણે જઈને નહીં.

જીવનમાં ધનનું મહત્ત્વ છે. એ માટે સંઘર્ષ પણ કરવો પડે. પણ ધન અને સ્નેહ કે ધન અને કર્તવ્ય વચ્ચે પસંદગી કરવાનો પ્રસંગ આવે તો શું કરવું? વ્યવહાર-જગતમાં ધન ગમે તેટલું ઉપયોગી હોય પણ તે સ્થૂળસંપત્તિ છે, સાચી સંપત્તિ તો સૂક્ષ્મ સ્નેહસંપત્તિ છે. અને એનો મહિમા વિશેષ છે. '**जीवणोवायपरिक्खा**'માં વાત્સલ્યથી છલકાતું આવી એક સાચી માતાનું હૃદય ધનના ઢગલાને લાત મારવા પ્રેરે છે.

સંસારમાં અનિષ્ટ તત્ત્વો છે તો સારપ પણ છે. શું ગ્રહણ કરવું તે વ્યક્તિના વશની વાત છે. કાગડાઓ જેવા કૃતઘ્ની માણસો (**कयग्घा वायसा**) છે, તો નાના શા ઋણમાંથી મુક્ત થવા જીવનની આહુતિ આપવા તત્પર કૌશાંબીના ચિત્રકાર જેવા કૃતજ્ઞ માણસો પણ છે (**सुरप्पिओ जक्खो**). માટે કોઈ રડ્યા-ખડ્યા દાખલાને આધારે માણસાઈ પરની શ્રદ્ધા ગુમાવવાનું ન પોષાય.

'**जन्नस्स समुप्पत्ती**' અને '**पिउकिच्चविचारो**' જેવી કથાઓ ધાર્મિક અંધશ્રદ્ધાઓ અને માન્યતાઓ તરફ લાલબત્તી ધરે છે. પશુબલિ આપનાર વ્યક્તિ એ જાણતી નથી કે તે જીવ પૂર્વ-જીવનમાં પોતાનો કોઈ સ્વજન હોઈ શકે.

છેલ્લે, આ સંગ્રહમાં જે સૂક્તિ-સમૂહોને સ્થાન આપવામાં આવ્યું છે તે જીવનોપયોગી છે. આદર્શ મૈત્રી, જીવનમાં સાહસનું મહત્ત્વ, અદીન બનીને જીવવું, નીતિપૂર્વક ચાલવું, ધીરજ ધરવી વગેરેને લગતી સૂક્તિઓ સ્થૂળ રીતે વ્યવહારને ઘડનારી અને સૂક્ષ્મ રીતે માણસના શીલને ઘડનારી છે. આ સૂક્તિઓ વિધેયાત્મક અને નિષેધાત્મક બન્ને પ્રકારની છે.

ગાંધીવાદી વિચારસરણીમાં મનુષ્ય, મનુષ્યત્વ અને સમાજજીવન કેન્દ્રસ્થાને છે. ચારિત્રવાન માણસોના ઘડતરથી સમાજ સંપન્ન બને. એ માટે માણસની સદ્વૃત્તિઓ પર શ્રદ્ધા રાખીને માણસે પોતે નીતિના માર્ગે ચાલવું જોઈએ. આ ગાંધીવાદી વિચારસરણીને વરેલા પંડિત બેચરદાસજીએ '**जिनागमकथासंग्रह**'માં જાણે તેમના વિચારોનું પ્રતિબિંબ પડતું હોય તેવી વૈયક્તિક અને સામાજિક જીવનને સ્પર્શતી કથાઓ પસંદ કરી છે એવું મને તો આ કથાઓનું વસ્તુ જોતાં લાગે છે. કથાઓનાં જે શીર્ષક આપવામાં આવ્યાં છે તે પણ કદાચ આ વિચારને અનુમોદન આપે છે. કેટલાક શીર્ષક તો સંપાદકે પોતાની રીતે આપ્યાં છે. એટલે કથાઓના શીર્ષકની બાબતમાં પણ મને એમ લાગે છે કે સંપાદકની વિચારસરણીની જાણે-અજાણે અસર પડી છે.

'**जिनागमकथासंग्रह**'ની કથાઓ અને સૂક્તિઓની પસંદગીમાં પૂ. પંડિત બેચરદાસજીની ફિલસૂફીએ ભાગ ભજવ્યો છે એમ જણાવી આ વિદ્યાપુરુષ–ઋષિને જ્ઞાનાંજલિ અર્પવાનો મારો અહીં નમ્ર પ્રયાસ છે એટલું જણાવવાની રજા લઉં.

# 'સિદ્ધહેમશબ્દાનુશાસન' અને 'મલયગિરિશબ્દાનુશાસન'

જયદેવભાઈ શુક્લ

ભારતીય શાસ્ત્રીય વાઙ્મયનાં ઉદ્ગમ અને વિકાસમાં વ્યાકરણશાસ્ત્રનું અસાધારણ મહત્ત્વ છે. છન્દઃશાસ્ત્ર, જ્યોતિષ, અર્થશાસ્ત્ર અને બીજા શાસ્ત્રોના વિકાસ તે તે સમયની સામાજિક સ્થિતિના સંદર્ભમાં થયેલો છે; પરંતુ વ્યાકરણશાસ્ત્રનો વિકાસ પ્રાચીન ભારતીય વાઙ્મયના પ્રવાહને અનુસરે છે. વ્યાકરણશાસ્ત્રનો ઉદ્ભવ વૈદિક વાઙ્મયની પરંપરામાં બ્રાહ્મણગ્રંથોના યુગમાં ઈ. પૂ. ૮૦૦ની આસપાસથી શરૂ થયો અને ઈ. સ. પૂર્વે ૧૫૦ સુધી તેનો સતત વિકાસ થતો રહ્યો. ત્યાર પછીનાં લગભગ સત્તરસો વર્ષો સુધી આ શાસ્ત્રનો વિવિધ રૂપે અભ્યાસ થતો રહ્યો. ધ્વનિ, વ્યાકરણ અને અર્થવિચારની શાખાઓના અસંખ્ય ગ્રન્થોમાં તે નવપલ્લવિત થયો. આ ગ્રન્થોમાં પ્રાપ્ત થતાં સૂક્ષ્મ અન્વેષણ, વિસ્તાર અને વૈજ્ઞાનિક અન્વેષણપદ્ધતિ જગતના શાસ્ત્રીય વાઙ્મયમાં અન્યત્ર જોવા મળતાં નથી.

યાસ્કપૂર્વેના અને પાણિનિપૂર્વેના લગભગ ત્રીસ જેટલા વૈયાકરણોના અને તેમના મતોના ઉલ્લેખો નિરુક્તમાં, ઋગ્વેદપ્રાતિશાખ્યમાં અને અષ્ટાધ્યાયીમાં પ્રાપ્ત થાય છે. આ બધા આચાર્યોના સ્વતંત્ર અને સંપૂર્ણ વ્યાકરણગ્રંથો અર્થાત્ સૂત્ર, ધાતુ, ગણ, ઉણાદિ અને લિંગાનુશાસન એવાં પાંચ અંગોને સમાવતા ગ્રંથો હશે કે કેમ તે સ્પષ્ટ થતું નથી. પરંતુ આ આચાર્યોએ ધ્વનિ, વ્યાકરણ, અર્થવિચાર, વ્યુત્પત્તિ અને પરિભાષા વિષે જે મહત્ત્વનાં વિધાનો કર્યાં હતા તે અદ્યાપિ સચવાઈ રહ્યાં છે. આવા આચાર્યોમાં શૌનક, શાકટાયન, ઔદુમ્બરાયણ, ગાર્ગ્ય અને આપિશલિના સંપૂર્ણ ગ્રંથો હતા તે નિર્વિવાદ છે.

બ્રાહ્મણગ્રંથોના યુગમાં વ્યાકરણચર્ચાનું સ્વરૂપ વિસ્તૃત હતું. તે ચર્ચામાં વેદોની જુદી જુદી શાખાઓના ધ્વનિઓ, મન્ત્રોનાં ઉચ્ચારણો અને તેમની વિશિષ્ટતાઓ, વૈદિક પ્રયોગોની ભાષાપ્રયોગોના સંદર્ભમાં વિલક્ષણતાઓ તેમજ ભાષાપ્રયોગોની સૂક્ષ્મતાઓ અંગેનાં ચિન્તનોનો સમાવેશ થતો હતો. કાલક્રમે વૈદિક પ્રયોગો અને ભાષાપ્રયોગોની ચર્ચાઓ બે વિભાગમાં વિભક્ત બની એક વિભાગ શિક્ષા અને પ્રાતિશાખ્ય રૂપે અવતાર પામ્યો અને બીજો વિભાગ શબ્દપારાયણ અર્થાત્ શબ્દાનુશાસન રૂપે જાણીતો બન્યો.

ઈસુપૂર્વેની છટ્ઠી અને પાંચમી સદીમાં વ્યાકરણચર્ચાનું જે વિશાળ રૂપ પ્રકટ થયું તેમાં બે મહાવૈયાકરણોનો ફાળો મહત્ત્વનો છે. એક હતા આપિશલિ અને બીજા હતા પાણિનિ. વ્યાકરણના પ્રાચીન ઉલ્લેખોમાં આપિશલિના વિધાનોના જે સંદર્ભો મળે છે તેમના ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપિશલિની વ્યાકરણ પરંપરા સૂત્ર, ધાતુ, ગણ, ઉણાદિ, લિંગાનુશાસન અને પરિભાષારૂપે પૂર્ણ હોવી જોઈએ. છુટાછવાયા ઉલ્લેખો સિવાય આ પરંપરા વિષે કશી વિશેષ માહિતી પ્રાપ્ત થતી નથી.

ઈસુપૂર્વેની છઠ્ઠી અને પાંચમી સદીમાં વ્યાકરણચર્ચાનું જે વિશાળ રૂપ પ્રગટ થયું તેમાં બે મહાવૈયાકરણોનો ફાળો મહત્ત્વનો છે. એક હતા આપિશલિ અને બીજા હતા પાણિનિ. વ્યાકરણના પ્રાચીન ઉલ્લેખોમાં આપિશલિના વિધાનોના જે સંદર્ભો મળે છે તેમના ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપિશલિની વ્યાકરણપરંપરા સૂત્ર, ધાતુ, ગણ, ઉણાદિ, લિંગાનુશાસન અને પરિભાષારૂપે પૂર્ણ હોવી જોઈએ. છુટાછવાયા ઉલ્લેખો સિવાય આ પરંપરા વિષે કશી વિશેષ માહિતી પ્રાપ્ત થતી નથી.

ઈસુની પૂર્વે ૫૦૦ની આસપાસ થયેલા આચાર્ય પાણિનિની વ્યાકરણ પરંપરામાં સૂત્રસમૂહરૂપે અષ્ટાધ્યાયી નામનો ગ્રંથ પ્રાપ્ત થાય છે. ધાતુપાઠ અને ગણપાઠ તેનાં સહાયક અંગો છે. તેમની વ્યવસ્થાને ઉપયોગી કેટલીક પરિભાષાઓ પાણિનિએ સૂત્રારૂપે રજૂ કરી છે. કોઈક ઉણાદિસૂત્રસમૂહ તેમના ધ્યાનમાં હશે તેમ કહી શકાય. અષ્ટાધ્યાયીમાં પ્રાપ્ત થતા લિંગના નિયમોમાં લિંગાનુશાસન સમાઈ જાય છે. ૩૯૮૩ સૂત્રોનો આ ગ્રંથ બત્રીસ પાદ અને આઠ અધ્યાયમાં વિભક્ત છે. આ સૂત્રોમાંથી ૧૨૪૫ સૂત્રો ઉપર કાત્યાયને વાર્તિકો રચ્યાં છે અને ૧૨૨૮ સૂત્રો ઉપર પતંજલિએ ભાષ્ય રચ્યું છે.

પાણિનિએ પ્રબોધેલી વ્યવસ્થા, વિશાળ પ્રદેશો ઉપર બોલાતી સંસ્કૃત ભાષાનાં શબ્દરૂપોની સિદ્ધિ માટે રચેલા નિયમો, એ નિયમોનો પરસ્પર અન્વય અને એ નિયમો ઉપરથી કાળક્રમે સધાયેલા કેટલાક પ્રસિદ્ધ ભાષાવૈજ્ઞાનિક સિદ્ધાંતોએ પાણિનિની કીર્તિને જગતમાં પ્રસરાવી છે. જીવન, જગત અને વાઙ્મયમાં સર્વત્ર તર્કયુક્ત અને નિયમબદ્ધ વ્યવસ્થા નિહાળનારી પાશ્ચાત્ય વિવેચનપદ્ધતિને અનુસરનારા કેટલાક અર્વાચીન પાણિનીયો પાણિનિની વ્યવસ્થામાં ક્ષતિઓ નિહાળે છે અને પાણિનીય ગ્રંથમાં અનેક સુધારા વધારા થયા હોવાની માન્યતામાં રાચે છે.

બ્રાહ્મણ પરંપરાનું સમગ્ર સંસ્કૃત વાઙ્મય પાણિનિના નિયમોનું દઢપણે અનુસરણ કરે છે. ઈસુની પહેલી સદી પછી જૈન પરંપરાને પોતાના આગવા વ્યાકરણ વાઙ્મયની ખોટ સાલવા લાગી. બૌદ્ધ પરંપરાને આવી ખોટ સાલતી ન હતી. બુદ્ધઘોષ અને બીજા બૌદ્ધ લેખકો પાણિનીય સૂત્રોનો છૂટથી ઉપયોગ કરતા હતા. તેમ છતાં ઈસુની ચોથી સદીમાં થયેલા આચાર્ય ચન્દ્રને લઘુ, વિસ્પષ્ટ અને સંપૂર્ણ વ્યાકરણની આવશ્યકતા લાગતાં તેમણે વ્યાકરણનો ચાન્દ્રસૂત્ર નામે સૂત્રગ્રન્થ રચ્યો. અષ્ટાધ્યાયી ઉપરથી જ તૈયાર થયેલો આ વ્યાકરણગ્રંથ સ્પષ્ટતા, લાઘવ અને સરળતા સિવાય બીજાં કશાં વિશિષ્ટ લક્ષણો ધરાવતો નથી. ઈસુની આઠમી સદીમાં થયેલા ધર્મદાસે રચેલી ચાન્દ્રવૃત્તિમાં કાશિકાનો સાદ્યંત ઉપયોગ થયો છે.

બૌદ્ધ અને જૈન પરંપરાઓ અષ્ટાધ્યાયીમાં મળતા વૈદિક પ્રયોગો અંગેના અને સ્વરપ્રક્રિયા અંગેના સૂત્રનિયમોનો ત્યાગ કરે છે, પરંતુ પાણિનિએ આપેલાં અને પ્રકૃતિપ્રત્યયકાર્યમાં ઉપયોગી વૈદિક ઉદાહરણો અને યજ્ઞસંદર્ભવાળાં ઉદાહરણોને તે સાચવી રાખે છે.

બ્રાહ્મણ પરંપરાની જેમ જૈન વ્યાકરણ પરંપરાએ પોતાના પ્રાચીન આચાર્યોના ઉલ્લેખો કર્યા છે. જૈનેન્દ્ર વ્યાકરણ, શ્રીદત્ત (૧-૪-૩૪), યશોભદ્ર (૨-૧-૯૯), ભૂતબલિ (૩-૪-૮૩), પ્રભાચન્દ્ર (૪-૩-૧૮૦), સિદ્ધસેન (૫-૧-૭) અને સમન્તભદ્ર (૫-૪-૧૪૦) જેવા આચાર્યોનો ઉલ્લેખ કરે છે. આવી રીતે શાકટાયન વ્યાકરણ પણ આર્યવજ્ર (૧-૨-૧૩), ઇન્દ્ર (૧-૨-૩૭) અને સિદ્ધનન્દી (૨-૧-૨૨૯) જેવા પ્રાચીન વૈયાકરણોનો ઉલ્લેખ કરે છે. જૈનેન્દ્ર અને શાકટાયનમાં નોંધેલા પૂર્વાચાર્યો પાણિનિમાં નથી અને પાણિનિએ નોંધેલા પૂર્વાચાર્યો જૈનેન્દ્ર અને શાકટાયનમાં નથી.

જૈન વ્યાકરણ પરંપરામાં સૌથી પ્રાચીન ગ્રંથ ઈસુની છઠ્ઠી સદીમાં થયેલા આચાર્ય દેવનન્દી

કૃત જૈનેન્દ્ર શબ્દાનુશાસન છે. પાંચ અધ્યાય, વીસ પાદ અને ત્રણ હજાર અડસઠ સૂત્રોવાળા આ ગ્રંથમાં સૂત્ર, ધાતુ, ઉણાદિ અને ગણપાઠ પ્રાપ્ત થાય છે. આ વ્યાકરણમાં પ્રત્યાહારોનો સ્વીકાર થયો છે તેથી તેમાં પ્રત્યાહાર સૂત્રો હોવાં જોઈએ પરંતુ અભયનન્દીની મહાવૃત્તિમાં પણ તે મળતાં નથી.

જૈનેન્દ્ર વ્યાકરણમાં પાણિનિ, કાત્યાયન, પતંજલિ અને ચન્દ્રનો યથેચ્છ ઉપયોગ થયો છે. તેવી જ રીતે ઈસુની આઠમી સદીમાં થયેલા આચાર્ય અભયનન્દીની જૈનેન્દ્ર સૂત્રો ઉપરની મહાવૃત્તિમાં કાશિકા, ન્યાસ અને ચાન્દ્રવૃત્તિનો મનભર ઉપયોગ થયો છે.

બૌદ્ધ અને જૈન વ્યાકરણ પરંપરાઓ ઉપરનું પાણિનિનું ઋણ કેટલું સાદ્યન્ત છે તેને માટે એક ઉદાહરણ બસ થશે. પાણિનિના સૂત્રનિયમ **अनद्यतने लङ्** । (૩. ૨. ૨૧) પ્રમાણે ગઈકાલના પ્રસંગને જણાવવા માટે હ્યસ્તન ભૂતકાળ વપરાય છે. આ સૂત્ર ઉપરનું વાર્તિક **परोक्षे च लोकविज्ञाते प्रयोक्तुर्दर्शनविषये** । જણાવે છે કે આવો પ્રસંગ લોકપ્રસિદ્ધ હોય અને પ્રયોક્તાએ પોતે જોયો ન હોય પરંતુ તેનું દર્શન તેને માટે સંભવિત હોય ત્યારે પણ આ જ કાળ વપરાય છે. આ નિયમનાં બે ઉદાહરણો પતંજલિએ આપ્યાં છે; **अरुणद्यवनः साकेतम्** । અને **अरुणद्यवनो माध्यमिकाम्** । આ ઉદાહરણોમાં અયોધ્યાની પાસેના પ્રાચીન નગર સાકેત ઉપરના અને ચિતોડ પાસેની માધ્યમિકા નગરી ઉપરના મીનેન્ડરના વિજયનો ઉલ્લેખ છે. આનાં અનુકરણો ચાન્દ્રવૃત્તિમાં **अजयज्जर्तो हूणान्** । (૧. ૨. ૮૧), જૈનેન્દ્ર–મહાવૃત્તિમાં **अरुणन्महेन्द्रो मथुराम्** । (૨. ૨. ૯૨), શાકટાયન અમોઘવૃત્તિમાં **अदहदमोघवर्षो अरातीन्** । (૪. ૩. ૨૦૮), સિદ્ધહેમચન્દ્રમાં **अरुणत्सिद्धराजो अवन्तीम्** । (૫. ૨. ૨૮) અને મલયગિરિમાં **अदहदरातीन् कुमारपालः** । (કૃદન્ત ૩. ૨૩) એવાં મળે છે.

જૈનેન્દ્ર શબ્દાનુશાસન પછીની બીજી જૈન વ્યાકરણ પરંપરા શાકટાયન વ્યાકરણ પરંપરા છે. રાષ્ટ્રકૂટ અમોઘવર્ષ પહેલાના અર્થાત્ ઈસવીસનના નવમા સૈકાના ઉત્તરાર્ધમાં થયેલા અને પાલ્યકીર્તિ એવું નામાંતર પામેલા શાકટાયને સૂત્રપાઠ રચ્યો અને સૂત્રપાઠ ઉપર અમોઘવૃત્તિની પણ તેમણે રચના કરી. તેમણે ગણપાઠ, ધાતુપાઠ, ઉણાદિપાઠ, પરિભાષાપાઠ અને લિંગાનુશાસન પણ રચ્યાં.

દક્ષિણના કદંબ રાજાઓની અમીદષ્ટિ પામેલી અને પાછળથી દક્ષિણની દિગંબર જૈન પરંપરાએ અપનાવેલી યાપનીય પરંપરામાં આ શાકટાયન આચાર્યની પ્રસિદ્ધિ છે. શાકટાયનસૂત્રોમાં અને અમોઘવૃત્તિમાં કાશિકા, ચાન્દ્રવૃત્તિ અને ન્યાસનું પૂરેપૂરું અનુસરણ જોવા મળે છે. વ્યાખ્યાનનો વિસ્તાર અને વિપુલ ઉદાહરણો અમોઘવૃત્તિની વિશિષ્ટતા છે.

પાણિનીય વ્યાકરણપરંપરા પછીની આ બધી વ્યાકરણપરંપરાઓ મુનિત્રયે પ્રવર્તાવેલા સિદ્ધાન્તોમાં કશો ઉમેરો કરતી નથી. તેમનામાં પ્રાચીન કે નવીન ભાષાપ્રયોગોના વિશિષ્ટ ઉલ્લેખો મળતા નથી. સમકાલીન સાહિત્ય સાથે તેમને ઝાઝો સંબંધ નથી અને આવા સાહિત્યના અનુલક્ષ્યમાં તેમનાં વિધાનોમાં પણ કશા ફેરફારો જોવા મળતા નથી. હેમચંદ્રાચાર્યનું સિદ્ધહેમ શબ્દાનુશાસન આમાં અપવાદ છે. સૂત્રનિયમોના નવેસરથી રજૂ કરાતો ક્રમ, સંજ્ઞાઓમાં મનગમતા ફેરફારો અને વિધાનલાઘવમાં એમને મૌલિકતાનાં દર્શન થાય છે. આવી સ્પષ્ટ મર્યાદાઓ હોવા છતાં પાણિનીય પરંપરાના મુનિત્રયનાં વચનોને તેમણે બરાબર સાચવી રાખ્યાં છે. અષ્ટાધ્યાયીની સ્વરવૈદિકી પ્રક્રિયાના ત્યાગ સિવાય તેમણે બીજું કશું ગુમાવવાનું ઇષ્ટ માન્યું નથી. પરિણામે પાણિનીય પરંપરાનાં સૂત્રવાર્તિકભાષ્યકથનોના પાઠશોધન માટે આ વ્યાકરણગ્રંથો ઉપયોગી છે.

જૈન પરંપરાના વ્યાકરણગ્રંથોની આવી ઉપયોગિતાના સંદર્ભમાં સિદ્ધહેમ વ્યાકરણનું ઘણું મહત્ત્વ છે. અષ્ટાધ્યાયીનાં સૂત્રોનો કાત્યાયનનાં વાર્તિકોનો અને પતંજલિનાં ભાષ્યવચનોનો સૌથી વધારે ઉપયોગ હેમચન્દ્રાચાર્યે કર્યો છે. આ ઉપરાંત ઈસુની દસમી સદી સુધીમાં થયેલા લગભગ બધા મહત્ત્વના વૈયાકરણો, ચન્દ્ર, ભર્તૃહરિ, ન્યાસકાર, મૈત્રેયરક્ષિત અને કૈયટનાં વિધાનોને પણ તેમણે પોતાના વ્યાકરણગ્રંથોમાં સમાવ્યાં છે.

સોલંકી રાજવી સિદ્ધરાજ જયસિંહની ઇચ્છાથી હેમચન્દ્રાચાર્યે સિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસનની રચના કરી. આ કાર્ય તેમણે ઈ. સ. ૧૧૪૩માં પૂરું કર્યું. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતની પ્રશસ્તિમાં આનો નિર્દેશ મળે છે.

पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याञ्चया ।
साङ्गं व्याकरणं सुवृत्तिसुगमं चक्रुर्भवन्तः पुरा ॥

સિદ્ધહેમને અંતે પણ આવો જ નિર્દેશ છે,

तेनातिविस्तृतदुरागमविप्रकीर्णशब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त शब्दानुशासनमिदं मुनिहेमचन्द्रः ॥

આઠ અધ્યાય અને ૪૬૮૫ સૂત્રોવાળા આ સૂત્રગ્રંથમાં પહેલા સાત અધ્યાયોનાં ૩૫૬૬ સૂત્રોમાં સંસ્કૃત ભાષાના વ્યાકરણની ચર્ચા છે. પહેલા અધ્યાયમાં સંજ્ઞા, સંધિ અને નામ, બીજા અધ્યાયમાં નામ, કારક, ષત્વણત્વ અને સ્ત્રીપ્રત્યય, ત્રીજા અધ્યાયમાં સમાસ અને આખ્યાત, ચોથા અધ્યાયમાં આખ્યાત, પાંચમા અધ્યાયમાં કૃદન્ત અને છઠ્ઠા અને સાતમા અધ્યાયમાં તદ્ધિતની ચર્ચા કરવામાં આવી છે. દરેક અધ્યાયને અંતે એકેક ચાલુક્ય રાજાની પ્રશસ્તિ છે. સિદ્ધહેમશબ્દાનુશાસનમાં વ્યાકરણનાં બધાં અંગો, સૂત્ર, ગણ, ધાતુ, ઉણાદિ અને લિંગાનુશાસન પ્રાપ્ત થાય છે. ગણપાઠને બૃહદ્વૃત્તિમાં સમાવવામાં આવ્યો છે.

સૂત્રપાઠ ઉપર હેમચન્દ્રાચાર્યે લઘુ, મધ્યમ અને બૃહદ્ એમ ત્રણ વૃત્તિઓ રચી છે. બૃહદ્વૃત્તિ અર્થાત્ તત્ત્વપ્રકાશિકા ઉપર શબ્દમહાર્ણવન્યાસ અર્થાત્ બૃહન્યાસ નામની અત્યંત વિસ્તૃત ટીકા પ્રાપ્ત થાય છે. ન્યાસની રચના ઉપર પતંજલિના મહાભાષ્યની અને જિનેન્દ્રબુદ્ધિના ન્યાસની ગાઢ અસર છે. આપણને પ્રાપ્ત થતા ન્યાસમાં પહેલા અધ્યાયનો પહેલો પાદ અપૂર્ણ અને ત્રીજો તથા ચોથો પાદ, બીજા અધ્યાયના ચાર પાદ, ત્રીજા અધ્યાયનો ચોથો પાદ અને સાતમા અધ્યાયનો ત્રીજો પાદ એટલા મળે છે. ન્યાસમાં હેમચન્દ્રાચાર્યની પહેલાંના અનેક વ્યાકરણગ્રંથોનાં અવતરણો મળે છે. સ્પષ્ટતા, વિસ્તાર અને સૂક્ષ્મતાની દૃષ્ટિએ બ્રાહ્મણેતર વ્યાકરણ–પરંપરામાં આ ગ્રંથોનું સૌથી વધારે મહત્ત્વ છે.

સિદ્ધહેમશબ્દાનુશાસનની ખ્યાતિ હેમચન્દ્રાચાર્યના સમયમાં જ ઘણી વિસ્તરી હતી. પછીના સમયમાં બધા જૈન ગ્રંથકારો આ વ્યાકરણનો ઉપયોગ કરતા હતા. તેમ છતાં કેટલાક સ્વતંત્ર વ્યાકરણગ્રંથો રચવાનું કામ યત્રતત્ર ચાલુ હતું. જૈન વ્યાકરણગ્રંથોમાં વિ. સં. ૧૦૮૦માં રચાયેલા બુદ્ધિસાગર વ્યાકરણનો ઉલ્લેખ કરવો જોઈએ. તે હેમચન્દ્રની પૂર્વે રચાયું હતું.

મલયગિરિના વ્યાકરણના હસ્તપ્રતોમાં મુષ્ટિવ્યાકરણના નામથી ઉલ્લેખ કરવામાં આવે છે. ઈ. સ. ૧૧૭૭ની અર્થાત્ સોલંકી રાજવી કુમારપાલના સમયની આ રચના છે. નવાગમ વૃત્તિકાર તરીકે મલયગિરિ જાણીતા છે. આગમવૃત્તિઓની રચના પહેલાં તેમણે આ શબ્દાનુશાસનની રચના

કરી હતી. મલયગિરિ ચાન્દ્ર અને શાકટાયનનો ઉલ્લેખ કરે છે. હૈમવ્યાકરણની તેમાં ઘણી અસર હોવા છતાં હેમચન્દ્રનો તેમાં ઉલ્લેખ નથી. કાતન્ત્રની યોજના પ્રમાણે તેણે સંધિ, નામ, આખ્યાત, કૃદન્ત અને તદ્ધિત એવા વિભાગો પાડયા છે. પોતાની ગ્રંથરચનામાં પોતાના વ્યાકરણનો જ ઉપયોગ કરવો એવી મહેચ્છા પૂર્ણ કરવા મલયગિરિનું વ્યાકરણ રચાયું છે. જૈન વ્યાકરણોમાં મલયગિરિના શબ્દાનુશાસનનું મહત્ત્વ પ્રમાણમાં ઓછું છે.

ઉપર જણાવ્યું તેમ જૈન ગ્રંથકારોમાં પોતાની પરંપરાનાં વ્યાકરણોના અભ્યાસ અને તેમનો જ ઉપયોગ કરવાનું સ્પષ્ટ વલણ નજરે ચઢે છે. જૈન સાધુઓ અને વિદ્વાનો આ અંગે હમેશાં ઉત્સાહી રહ્યા છે. દિવંગત પંડિત બેચરદાસજી આનું ઉત્તમ ઉદાહરણ છે.

પંડિતજીએ નાની વયથી જ સિદ્ધહેમશબ્દાનુશાસનનો અભ્યાસ શરૂ કર્યો હતો અને આજીવન ચાલુ રાખ્યો હતો. સિદ્ધહેમપરંપરાના લગભગ બધા ગ્રંથોનો તેમનો અભ્યાસ સૂક્ષ્મ હતો. સમગ્ર હૈમ-સૂત્રપાઠ તેમના જિહ્વાગ્રે હતો અને હૈમવ્યાકરણસૂત્રોનો તેઓ વારંવાર ઉલ્લેખ કરતા હતા. ગુજરાતનું પ્રધાન વ્યાકરણ નામના તેમના લેખમાં તેમણે સિદ્ધહેમશબ્દાનુશાસનનો વિસ્તૃત પરિચય કરાવ્યો છે. ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ અંગેના, મુંબઈ યુનિવર્સિટીના આશ્રયે તેમણે આપેલાં વ્યાખ્યાનોમાં સિદ્ધહેમના પ્રાકૃત વ્યાકરણના તેમના અભ્યાસની સ્પષ્ટ છાપ દેખાઈ આવે છે.

પંડિતજીના વ્યાકરણવિષયક પાંડિત્યનો પરિચય તેમના મલયગિરિકૃત શબ્દાનુશાસનના શાસ્ત્રીય સંપાદન (અમદાવાદ, ૧૯૬૭) ઉપરથી મળે છે. તેરમા સૈકાની તાડપત્રીય હસ્તપ્રત અને પૂનાની હસ્તપત્ર ઉપરથી તેમણે આ સંપાદનકાર્ય કર્યું છે. હસ્તપ્રતો ઉપરથી ગ્રંથ સંપાદન કરનારા સંશોધકોને હસ્તપ્રતોની કેટલીક વિશિષ્ટતાઓ—સળંગ લખાણ, લેખનની વ્યક્તિનિષ્ઠ પદ્ધતિ અને વિરામચિહ્નોના લગભગ અભાવ—ને કારણે સૂત્ર, વૃત્તિ, ઉદાહરણો અને પ્રત્યુદાહરણોને જુદાં તારવીને વ્યવસ્થિતરૂપે મૂકવાનું મુશ્કેલ બને છે. વ્યાકરણશાસ્ત્રમાં સૂત્રોનાં એકસરખાં વૃત્તિ, વ્યાખ્યાન, ઉદાહરણ અને પ્રત્યુદાહરણની પરંપરા પતંજલિના સમયથી પ્રચલિત છે અને ઈસવી સનના અઢારમાં સૈકા સુધીના બધા વૃત્તિગ્રંથોમાં તે પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિ જૈન વ્યાકરણપરંપરામાં પણ હોય તે સ્વાભાવિક છે. કાશિકા, ચાન્દ્રવૃત્તિ અને ન્યાસમાંની પરંપરા જૈનેન્દ્ર, શાકટાયન અને હેમચન્દ્રમાં દૃઢ બનીને મલયગિરિ સુધી પહોંચી છે. તેથી મલયગિરિના પાઠને વ્યવસ્થિત કરવામાં આ પરંપરા મદદરૂપ બને છે. તેની સાથે સાથે સંપાદક પાસેથી આ પરંપરાના પૂરેપૂરા જ્ઞાનની અપેક્ષા પણ રહે છે. પંડિતજીએ આવી અપેક્ષા પૂરી કરી છે. કાશિકાકાર, જૈનેન્દ્ર, શાકટાયન અને હેમચન્દ્રના ગ્રંથો તપાસીને તેમાંના વિધાનોની મલયગિરિનાં વિધાનો સાથે તુલના કરીને સૂત્રો, વૃત્તિ અને ઉદાહરણોને વ્યવસ્થિત રીતે રજૂ કરવાનું મુશ્કેલ કાર્ય પંડિતજીએ સફળતાથી પાર પાડયું છે. હસ્તપ્રતોમાં વારંવાર પ્રાપ્ત થતા નાના કે મોટા ગ્રંથપાતોનું પુનઃસંધાન અને પુનર્નિર્માણ કરવું પડે છે. પંડિતજીએ નાના ગ્રંથપાતોનું પુનર્નિર્માણ અને પુનઃસંધાન કર્યું છે, અને તેમને યોગ્ય સંદર્ભોમાં ગોઠવીને ગ્રંથની સળંગસૂત્રતા જાળવી છે.

મલયગિરિના તેમના સંપાદનની પાદટીપો ઉપરથી પંડિતજીના સંપાદનકાર્યની બરાબર સ્પષ્ટતા થાય છે. કેટલાંક ઉદાહરણો જોઈશું.

(૧) મૂળ પાઠમાં આવશ્યક સ્પષ્ટતા થાય તે માટે તેમણે વ્યાખ્યાન અને વૃત્તિ રજૂ કર્યા છેઃ

(અ) **वृत्तौ "स्थानगुणप्रमाणादीनां आसत्त्या" इत्यत्र 'आदि' शब्दनिर्देशेन 'अर्थेन' इत्यादिकं संग्राह्यं तस्य च उदाहरणं इदम् ।** પૃ. ૪ પાદટીપ ૪

(આ) अत्र 'चित्रगु' इति प्रकृतेः संबोधने गुणविधायकसूत्ररूपलक्षणेन ओत्वं लाक्षणिकं न प्रकृतिजं इति तात्पर्यम्॥ પૃ. ૧૫ પાદટીપ ૧

(૨) હસ્તપ્રતના દોષ દર્શાવી શુદ્ધ પાઠની ચર્ચા તેમણે કરી છે.

(અ) સન્ધિપાદમાં સૂત્ર न क्ये। ९। ના ઉદાહરણ मन्या અંગે ચર્ચા કરતાં તેમણે જણાવ્યું છે કે अत्र कोऽपि पाठः पतितः विकृतो वा लिपिकारप्रमादवशतः। પૃ. ૭ પાદટીપ ૫

(આ) આખ્યાનપાદમાં સૂત્ર ૩૧ गणेः ईः। ના ઉદાહરણ यत् त्वं सान्त्वमचीकथः। ને બદલે અમોઘવૃત્તિ અને શાકટાયનચિન્તામણિના પાઠ यः त्वं ને શુદ્ધ પાઠ સમજવો એમ તેમણે દર્શાવ્યું છે. अत्र अमोघवृत्तिचिन्तामण्योः पाठे 'यः त्वं' इति पाठः उचितः शुद्धश्च भवेत्। પૃ. ૧૭૯ પાદટીપ ૧

(૩) મલયગિરિનું કાશિકા, શાકટાયન અને સિદ્ધહેમનું અનુસરણ જાણીતું છે. તરત જ ધ્યાનમાં આવે એવા અનેક ઉદાહરણો તેમણે રજૂ કર્યાં છે. કાશિકાનાં બધા ઉદાહરણો તરફ તેમણે આપણું ધ્યાન દોર્યું છે. નમૂના રૂપે પૃ. ૭, પા. ટી. ૨; પૃ. ૧૦, પા. ટી. ૧; પૃ. ૧૬, પાદટીપ ૧; પૃ. ૨૦, પાદટીપ ૧; પૃ. ૮૪, પાદટીપ ૧; પૃ. ૯૨, પાદટીપ ૩ ને રજૂ કરી શકાય.

(૪) સૂત્ર અને વૃત્તિની સરખામણી કરતાં કેટલેક ઠેકાણે મલયગિરિની ક્ષતિઓ તરફ પંડિતજી આપણું ધ્યાન દોરે છે.

(અ) સંધિ પ્રકરણના પાંચમા પાદના ૨૬મા સૂત્રની વૃત્તિમાં સ્કારના આદેશ થાય છે એમ મલયગિરિએ જણાવ્યું છે. અહીં આદેશ નહિ પરંતુ આગમ શબ્દ હોવો જોઈએ એવો પંડિતજીનો મત છે.

(આ) નામ પ્રકરણના આઠમા પાદના ૨૮મા સૂત્ર ઉપરની વૃત્તિમાં आगमनत्वात्‌ને બદલે गमनत्वात् (અર્થાત્ ज्ञानत्वात्) હોવું જોઈએ.

(ઇ) આખ્યાત પ્રકરણના નવમા પાદના ૩૭મા સૂત્ર ઉપરની વૃત્તિમાં लुचि असमानस्यને બદલે अलुचि समानस्य એવો પાઠ હોવો જોઈએ.

(ઈ) આખ્યાત પ્રકરણના દસમા પાદના ૪૦મા સૂત્ર ઉપરની વૃત્તિમાં कृतः। कृतवान् એવાં બે ઉદાહરણોને બદલે अकृत અને अकृथाः એવું વૈકલ્પિક રૂપ હોવું જોઈએ.

(૫) મલયગિરિના સૂત્રપાઠમાં પ્રાપ્ત ન થતાં પરંતુ વૃત્તિમાં નિર્દિષ્ટ એવાં સૂત્રો તરફ પંડિતજીએ આપણું ધ્યાન દોર્યું છે.

(અ) નામ પ્રકરણના બીજા પાદના પાંચમા સૂત્ર ञ्‌-व्यञ्जनदनोः। વિષે પંડિતજી જણાવે છે કે આ સૂત્ર હસ્તપ્રતોમાં નથી પરંતુ વૃત્તિમાંની ચર્ચા ઉપરથી તેનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.

(આ) નામ પ્રકરણના ત્રીજા પાદનું પંદરમું સૂત્ર नि दीर्घः। હસ્તપ્રતોમાં મળતું નથી પરંતુ આ સૂત્ર પછીના સત્તરમા અને ઓગણીસમા સૂત્ર ઉપરની વૃત્તિમાં તેનો નિર્દેશ મળે છે તેથી તે આવશ્યક છે.

પંડિતજીની આવી સૂક્ષ્મેક્ષિકાનાં અનેક ઉદાહરણો આપી શકાય વ્યાકરણના પ્રાચીન અને અપ્રસિદ્ધ ગ્રંથોનાં શાસ્ત્રીય સંપાદનોમાં મલયગિરિના શબ્દાનુશાસનનું આ સંપાદન મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ સંપાદનની બીજી ત્રણ વિશિષ્ટતાઓ તરફ આપણું ધ્યાન જાય છે—એક છે આ પુસ્તકની વિસ્તૃત પ્રસ્તાવના; બીજી વિશિષ્ટતા છે તેને અંતે પંડિતજીએ આપેલાં તુલનાત્મક પરિશિષ્ટો અને ત્રીજી વિશિષ્ટતા છે વ્યાકરણસૂત્રસૂચિ.

પ્રસ્તાવનામાં પંડિતજીએ અનેક ઉપયોગી બાબતોની ચર્ચા કરી છે. હસ્તપ્રતોના પાઠની શુદ્ધિ, ગ્રંથપાતનું પુનર્નિર્માણ, પ્રાચીન વૈયાકરણોના કાર્ય સાથે તુલના કરીને શુદ્ધ પાઠનો નિશ્ચય, આવી બધી પ્રાથમિક આવશ્યકતાઓ પંડિતજીએ પૂરી કરી છે. જૈન વૈયાકરણોના સંક્ષેપમાં ઉલ્લેખ કરીને મલયગિરિનાં જીવન, સમય અને કૃતિઓની ચર્ચા તેમણે કરી છે. પ્રબંધોમાં મલયગિરિના નામ માત્રનો ઉલ્લેખ હોવાથી શબ્દાનુશાસનમાં પ્રાપ્ત થતા અને આપણે જેનો અગાઉ નિર્દેશ કર્યો છે તે ઉદાહરણ **अदहद् अरातीन् कुमारपालः** । ઉપરથી મલયગિરિને કુમારપાલના સમકાલિક ઠરાવીને તથા કુમારપાલના વિજયો અંગે જીર્ણ લેખોનો આધાર લઈને બારમા સૈકાના ઉત્તરાર્ધમાં કુમારપાલ અને મલયગિરિના સમયનો નિશ્ચય તેમણે કર્યો છે. પંડિતજીએ મલયગિરિના સંન્યાસ, જૈનધર્મદીક્ષા અને તેના ગચ્છ વિષે પણ ચર્ચા કરી છે.

મલયગિરિએ તેમની આગમવૃત્તિઓમાં વાપરેલા અને સંસ્કૃત રૂપાન્તર કરીને રજૂ કરેલા કેટલાક સ્થાનિક શબ્દો વિષે પંડિતજીએ ચર્ચા કરી છે અને આ શબ્દોનાં પ્રચારસ્થાન સૌરાષ્ટ્રમાં હોઈને મલયગિરિના સૌરાષ્ટ્રનિવાસની પણ તેમણે કલ્પના કરી છે.

પ્રસ્તાવનામાં મલયગિરિની, નવ આગમો ઉપરની વૃત્તિઓની વ્યાખ્યાનપદ્ધતિની પણ વિસ્તૃત ચર્ચા પંડિતજીએ કરી છે. વૃત્તિઓમાં વ્યાકરણકાર્ય માટે મલયગિરિએ પોતાના શબ્દાનુશાસનનો જ ઉપયોગ કર્યો છે તે પંડિતજીએ વિગતો આપીને દર્શાવ્યું છે.

ચાન્દ્ર અને શાકટાયન પરંપરાઓને સમક્ષ રાખીને રચાયેલા મલયગિરિના શબ્દાનુશાસનની યોજના, વિષયનિર્દેશ અને નિરુપણપદ્ધતિને પંડિતજીએ સમજાવ્યાં છે. આ બે પરંપરાથી જુદા પડીને મૌલિકતા દર્શાવવાના મલયગિરિના પ્રયત્નોને પણ પંડિતજીએ સમજાવ્યા છે. એક તરફ શાકટાયન સાથે અને બીજી તરફ સિદ્ધહેમ સાથે મલયગિરિના શબ્દાનુશાસનની તુલના કરીને તેના ઉપરના આ પ્રાચીન જૈન વ્યાકરણ પરંપરાના ઋણને તેમણે વિસ્તારથી દર્શાવ્યું છે. અંતે પંડિતજીએ કલ્પના કરી છે કે મલયગિરિએ કોઈક પ્રાકૃત વ્યાકરણ પણ રચ્યું હોવાનો સંભવ છે.

પંડિતજીની વ્યાકરણ વિષયક વિદ્વત્તા અને પરિશ્રમના નિર્દેશ ગ્રન્થાન્તે મળતાં દસ પરિશિષ્ટોમાંથી મળે છે.

પ્રથમ અને અતિવિસ્તૃત પરિશિષ્ટમાં તેમણે મલયગિરિ, શાકટાયન, હેમચન્દ્ર, જૈનેન્દ્ર, કાતન્ત્ર, ચાન્દ્ર અને પાણિનિનાં સૂત્રોની સૂચિ, ઘણો પરિશ્રમ લઈને રજૂ કરી છે. પંડિતજીએ સૂત્રાક્ષરોને બદલે સૂત્રાંકો આપ્યા છે. એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ આ પરિશિષ્ટને સૂત્રાક્ષરો અને અંકો સાથે સ્વતંત્ર પુસ્તક તરીકે છપાવશે તો વ્યાકરણના અભ્યાસીઓને એક મહત્ત્વનું સાધન સહજપ્રાપ્ત બનશે.

બીજા પરિશિષ્ટમાં મલયગિરિનાં સૂત્રોની અકારાદિ અનુક્રમથી સૂચિ આપવામાં આવી છે. ત્રીજું પરિશિષ્ટ પંડિતજીના અથાક પરિશ્રમનો ઉત્તમ નમૂનો છે. મલયગિરિએ પોતાના શબ્દાનુશાસનનાં સૂત્રોનો તેમની પોતાની નવાગમ વૃત્તિઓમાં ક્યાં ક્યાં ઉપયોગ કર્યો છે તેની સૂચિ આ

પરિશિષ્ટમાં આપવામાં આવી છે. વૃત્તિઓમાં વ્યાકરણનિષ્ઠ ચર્ચાના સંદર્ભમાં મલયગિરિએ કરેલા નિયમવિધાનને તેમણે સૂત્ર તરીકે શોધવાના પ્રયાસ કર્યા છે. આ પ્રયાસ માટે તેમણે પાણિનિ, ચન્દ્ર, શાકટાયન અને હેમચન્દ્રના કાર્યની પણ મદદ લીધી છે. આને પરિણામે કેટલીકવાર શબ્દાનુશાસનમાં ન મળતા પણ વૃત્તિની વ્યાકરણચર્ચામાં સૂચવાયેલા કોઈક સૂત્રનિયમનો તેમણે સમુદ્ધાર કર્યો છે.

પરિશિષ્ટો ૪, ૫, ૬ અને ૭માં ઉણાદિસૂત્રનાં વૃત્તિસ્થલો, પ્રાકૃતવ્યાકરણ સૂત્રોનાં વૃત્તિસ્થલો, વાર્તિકો અને પરિભાષાસૂત્રોની સૂચિ આપવામાં આવી છે. મલયગિરિના શબ્દાનુશાસનમાં ઉણાદિ-સૂત્રો પ્રાપ્ત થતાં ન હોવાથી વૃત્તિસ્થળો ઉપરથી તેમના અસ્તિત્વની કલ્પના પંડિતજીએ કરી છે. એવી જ રીતે પ્રાકૃતવ્યાકરણનાં સૂત્રો અંગેની કલ્પના કરવામાં આવી છે. આઠમા પરિશિષ્ટમાં શબ્દાનુશાસનમાં પ્રાપ્ત થતાં પદ્યોની અકારાદિ ક્રમથી સૂચિ આપવામાં આવી છે. આ બધાં પદ્યોનાં સંદર્ભસ્થળો અગાઉ સૂત્ર અને વૃત્તિના પાઠમાં દર્શાવવામાં આવ્યાં છે. નવમા પરિશિષ્ટમાં સૂત્રવૃત્તિમાં પ્રાપ્ત થતાં પરંતુ સૂત્રો તરીકે પ્રાપ્ત ન થતાં સૂત્રોની સૂચિ આપવામાં આવી છે અને દશમા પરિશિષ્ટમાં વિશેષનામોની સૂચિ પ્રાપ્ત થાય છે.

મલયગિરિશબ્દાનુશાસનનું પંડિતજીનું શાસ્ત્રીય સંપાદન તેમના સૂક્ષ્મ વ્યાકરણઅભ્યાસ અને સંશોધનનું દ્યોતક છે.

સિદ્ધહેમશબ્દાનુશાસનનો પંડિતજીનો અભ્યાસ આજીવન અને અનન્ય હતો. શબ્દાનુશાસનનાં બધાં જ સૂત્રો અને અનેક સૂત્રો ઉપરની વૃત્તિ તેમને જિહ્વાગ્રે હતાં એટલું જ નહિ પરંતુ હૈમ ધાતુ-પાઠના ૨૨૦૦ ધાતુઓ તેમને તેમના કાશીના યશોવિજય પાઠશાળામાંના અભ્યાસકાળથી જિહ્વાગ્રે હતાં. આ ધાતુપાઠની તે રોજ આવૃત્તિ કરી જતા.

તેમના આ શબ્દાનુશાસનના સૂક્ષ્મ અભ્યાસનું સુફળ, ગ્રંથનિર્માણ બોર્ડે ઈ. સ. ૧૯૭૮ અને ૧૯૮૧માં પ્રસિદ્ધ કરેલ સિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસનનો લઘુવૃત્તિ–સસૂત્ર ગુજરાતી અનુવાદ છે. આ ગ્રંથના સંસ્કૃત વ્યાકરણના વિભાગને અધ્યાય ૧ થી ૪ના એક ખંડમાં અને અધ્યાય ૫ થી ૭ના બીજા ખંડમાં એમ બે ખંડમાં પ્રકાશિત કરવામાં આવ્યો છે. પંડિતજીના જણાવ્યા પ્રમાણે આ બે ખંડો શબ્દાનુશાસનનાં મૂળ સૂત્રો અને લઘુવૃત્તિના અનુવાદ રૂપે છે. બીજા ખંડને અંતે હૈમધાતુ-પાઠને ધાત્વર્થ સાથે આપવામાં આવ્યો છે. તેમણે જણાવ્યું છે કે આ પુસ્તકોમાં વિવેચનનું વિશેષ સ્થાન નથી અને સમગ્ર પુસ્તક વિવેચન રૂપે નથી.

અનુવાદની યોજના પંડિતજીએ લઘુવૃત્તિના પાઠ પ્રમાણે કરી છે, તેથી **उणादयः** । (૫. ૨. ૯૩) સૂત્રથી સૂચવાતા અને બૃહદ્વૃત્તિમાં સ્થાન પામેલા ૧૦૦૬ સૂત્રોવાળા ઉણાદિ પ્રકરણના વિભાગને, તે લઘુવૃત્તિમાં ન હોવાથી આ પુસ્તકોમાં સામેલ કર્યો નથી.

પ્રથમ ખંડના પહેલા ચાર અધ્યાયોની વિષયયોજના એમના પ્રથમ ખંડના પ્રાસ્તાવિક વક્તવ્યમાં તેમણે આપી છે. પહેલાં ત્રણ સૂત્રોમાં હેમચન્દ્રાચાર્યનો શાસ્ત્રીય અભિગમ ધાર્મિક પરંપરાથી કેવો મુક્ત હતો તે પંડિતજીએ દર્શાવ્યું છે. **अर्हम्** । સૂત્ર ભારતીય દેવત્રિમૂર્તિ અને નિર્વાણનું વાચક છે; તે રીતે આ શબ્દાનુશાસન એકદેશીય નહિ પણ સાર્વદેશીય ગણાય. બીજા સૂત્ર **सिद्धिः स्याद्वादात्** । માં ઉલ્લેખાયેલા સ્યાદ્વાદ સિદ્ધાન્તના વિચાર પ્રમાણે તેમણે શબ્દને તેની લોકપ્રસિદ્ધ

સ્થિતિમાં નિત્ય અને વ્યાકરણકાર્ય વખતે અનિત્ય માન્યો છે. વાક્યપદીયના કથન **शास्त्रेषु प्रक्रियाभेदैरविद्यैवोपवर्ण्यते** । (૨. ૨૩૩ અ) માં આ વિચાર પ્રાપ્ત થાય છે.

પહેલાં ત્રણ સૂત્રો અંગે સ્પષ્ટતા કર્યા પછી પંડિતજીએ પહેલા ચાર અધ્યાયોનો વિષયવિભાગ વિગતે દર્શાવ્યો છે. વિષયવિભાગ દર્શાવતી વખતે પંડિતજીએ કેટલીક સાદી પરંતુ વ્યાકરણના અભ્યાસીને અન્યત્ર દુર્લભ બાબતો અંગે સ્પષ્ટતા કરી છે, જેમ કે વ્યંજન સંધિ, નામના પ્રકાર, વિભક્તિઓના અર્થો અને તેમના ઉપયોગ, સમાસમાં અને તદ્ધિતાન્ત પ્રયોગોમાં થતા અર્થના ફેરફારો.

પંડિતજીના સ્વભાવની સરળતા અને સ્પષ્ટ કથન તેમના આ ગ્રંથોમાંના વ્યાખ્યાનમાં ઊતરી આવ્યાં છે. સંજ્ઞાપ્રકરણનાં સૂત્રોમાં પ્રાપ્ત થતી સંજ્ઞાઓ – સ્થાન, આસ્ય પ્રયત્ન, વગેરેને તેમણે સરળતાથી સમજાવ્યા છે. તમામ સંસ્કૃત પારિભાષિક શબ્દો અને ઉદાહરણોના અર્થો અને વ્યાખ્યાન તેમણે આપ્યાં છે. પરિણામે હૈમશબ્દાનુશાસનમાં પ્રાપ્ત થતાં સંસ્કૃત ઉદાહરણોને આત્મસાત્ કરવાથી અભ્યાસીનો શબ્દભંડોળરૂપી ખજાનો ખૂબ વધી જાય છે. ગણનો બોધ કરાવનારાં સૂત્રો **स्वरादयोऽव्ययम्** । (૧.૧.૩૦) અને **चादयोऽसत्त्वे** । (૧.૧.૩૧)ને સમજાવતી વખતે સ્વરાદિગણના તેમજ ચાદિગણના બધા શબ્દોને તેમના અર્થો સાથે તેમણે રજૂ કર્યા છે. બૃહદ્‌વૃત્તિ કે ન્યાસમાં પ્રાપ્ત થતી વિશેષ ચર્ચા તેમણે ગ્રંથવિસ્તારભયથી રજૂ કરી નથી.

પ્રથમ અધ્યાયના પ્રથમ પાદનાં સૂત્રોના હેમચન્દ્રે આપેલા ક્રમમાં તેમણે ફેરફાર સૂચવ્યો છે, કારણ કે સંજ્ઞાઓના ઉપયોગ પહેલાં તે તે સંજ્ઞાઓનું વિધાન કરવું જોઈએ એવું તેમનું માનવું છે.

શબ્દાનુશાસનના બીજા ખંડને અંતે હૈમધાતુપાઠના બધા ધાતુઓને તેમના અર્થો સાથે દર્શાવ્યા છે. આ અત્યંત આવકાર્ય છે. બીજી વ્યાકરણ પરંપરાઓના ધાતુપાઠોને પણ આવી રીતે અથવા લઘુ પુસ્તિકાઓ રૂપે પ્રકાશિત કરવા જોઈએ.

વ્યાકરણશાસ્ત્ર જેવા કઠિન વિષયનો, ગુરુની મદદ વિના અભ્યાસ, આ બે ગ્રંથોથી થઈ શકે છે.

પંડિતજીના આ બે ગ્રંથો ઉપરથી હૈમશબ્દાનુશાસનના વિશેષ અભ્યાસ અંગે ઉત્સાહ પ્રાપ્ત થાય છે. આ અંગે એક-બે બાબતો સૂચવવાની ઇચ્છા થાય છે.

(૧) બૃહદ્‌વૃત્તિ અને ન્યાસમાં એવા અસંખ્ય શબ્દો મળે છે જે પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં પ્રાપ્ત થતા નથી. ઈસુની દસમી સદી પછીના જૈન સંસ્કૃત સાહિત્યમાં મળતા આવા શબ્દોનો ગુજરાતી અથવા અંગ્રેજી અનુવાદ સાથે કોષ પ્રસિદ્ધ થવો જોઈએ.

(૨) બૃહદ્‌વૃત્તિએ અને ન્યાસે પ્રાચીન વૈયાકરણોના જે ઉલ્લેખો સાચવી રાખ્યા છે તેમની વ્યવસ્થિત સૂચિ થવી જોઈએ.

(૩) હેમચન્દ્રાચાર્યની બૃહદ્‌વૃત્તિનો ગુજરાતી અનુવાદ થવો જોઈએ અને એમાં ન્યાસનો આવશ્યક ઉપયોગ થવો જોઈએ.

હૈમશબ્દાનુશાસનમાં પ્રાપ્ત થતો વિસ્પષ્ટ અને સંપૂર્ણ વ્યાકરણનો આદર્શ પંડિતજીના અનુવાદ ગ્રંથોમાંથી બરાબર સ્પષ્ટ થાય છે એ આનંદની બાબત છે.

# પ્રાકૃત વ્યાકરણો

## કે. આર. ચન્દ્ર

વિદ્યાવ્યસની પૂ. પંડિતજીએ જીવનના અંત સુધી એક તેજસ્વી વિદ્યાર્થી, કુશળ અધ્યાપક અને સંશોધક તરીકે કામગીરી બજાવી છે. તેઓ જૈન ધર્મ અને જૈન આગમોના પ્રકાંડ વિદ્વાન હતા. વિદ્યાના અન્ય ક્ષેત્રોમાં પણ તેઓએ ઘણું કામ કર્યું છે. પ્રાકૃત–વ્યાકરણના ક્ષેત્રમાં તેમનું જે પ્રદાન છે તે વિષે અહીં કંઈક કહેવાનું છે એટલે આ વ્યાખ્યાન તેટલા પૂરતું જ મર્યાદિત છે.

પૂ. પંડિતજીએ ઈ. સ. ૧૯૧૧ થી ૧૯૭૮ સુધી આપણને પ્રાકૃત-વ્યાકરણના જે ત્રણ ગ્રંથો આપ્યા તે આ પ્રમાણે છે :

૧. પ્રાકૃત માર્ગોપદેશિકા (૧૯૧૧)

૨. પ્રાકૃત-વ્યાકરણ (૧૯૨૫)

૩. હેમચંદ્રવિરચિત સિદ્ધહેમશબ્દાનુશાસન લઘુવૃત્તિ, અધ્યાય ૮ (૧૯૭૮)

આ ત્રણેય ગ્રંથોની જે જે વિશિષ્ટતાઓ તરી આવે છે તે આપની સમક્ષ રજૂ કરવા રજા લઉં છું.

### ૧. પ્રાકૃત માર્ગોપદેશિકા (૧૯૧૧)

પૂજ્ય પંડિતજીએ નવા જમાનાના વિદ્યાર્થીઓને પ્રાકૃતભાષાનું જ્ઞાન આધુનિક પદ્ધતિથી સરળ રીતે પહોંચાડવા માટે જે પહેલ કરી છે તે ખરેખર અભિનંદનીય છે. સંસ્કૃત ભાષા શીખવા માટે આધુનિક પદ્ધતિથી લખાયેલા અનેક ગ્રંથો પહેલાંથી ઉપલબ્ધ હતા પરંતુ પ્રાકૃત ભાષા શીખવા માટે એવો કોઈ ગ્રંથ મળતો નહોતો. આ ઊણપને લીધે પંડિતજી પ્રાકૃત ભાષા વિષે કંઈક નવીન પદ્ધતિથી લખવા માટે પ્રેરાયા. બનારસમાં પંડિતજી એક પ્રતિભાશાળી વિદ્યાર્થી તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા અને તેથી એક સંશોધન છાત્ર તરીકે કાર્ય કરીને 'પ્રાકૃત માર્ગોપદેશિકા' નામના ગ્રંથની તેઓએ રચના કરી. આ ગ્રંથ ઈ. સ. ૧૯૧૧માં પ્રકાશિત થયો. એની ભાષા ગુજરાતી છે પણ લિપિ દેવનાગરી છે. તેની વિશેષતા એ છે કે એક પણ સંસ્કૃત સૂત્ર આપ્યા વગર સ્વતંત્ર રીતે પ્રાકૃત ભાષાનું વ્યાકરણ વ્યવસ્થિત રીતે સમજાવવામાં આવ્યું છે. વળી અનુવાદ માટે પ્રાકૃત અને ગુજરાતીના જુદા જુદા ફકરાઓ આપેલા છે. અમુક જગ્યાએ કસોટી માટે પ્રશ્નો પણ આપ્યા છે. દરેક પાઠમાં જુદા જુદા નામિક શબ્દો, વિશેષણો અને ક્રિયાના ધાતુઓ ગુજરાતી અર્થ સાથે આપ્યા છે જેથી વિદ્યાર્થીની શબ્દસમૃદ્ધિ ઉત્તરોત્તર વધતી રહે. ગ્રંથના અંતમાં અકારાદિ ક્રમથી લગભગ ૨૦૦૦ શબ્દોની યાદી ગુજરાતી અર્થ સાથે આપવામાં આવી છે.

આ ગ્રંથ પ્રકાશિત થયો તે પહેલાં આધુનિક ભારતીય ભાષામાં પ્રાકૃત વ્યાકરણને લગતો એકેય ગ્રંથ પ્રકાશમાં આવ્યો હોય એમ જાણવા મળ્યું નથી. એની ઉપયોગિતા એટલી બધી પુરવાર થઈ કે આ ગ્રંથની પાંચ ગુજરાતી આવૃત્તિઓ અને એક હિન્દી આવૃત્તિ પ્રકાશિત થઈ ચૂકી છે. પ્રથમ આવૃત્તિમાં માત્ર ૧૭૫ પાનાં હતાં જ્યારે ચોથી આવૃત્તિ ૩૮૮ પાનાંવાળી છે જેમાં બધી બાબતો વિષે વિસ્તારપૂર્વક ચર્ચા કરવામાં આવી છે. એમાં દરેક ઉદાહરણની સાથે સંસ્કૃત રૂપો જોડવામાં આવ્યાં છે અને પાદટિપ્પણોમાંસં સ્કૃત અને નવીન ભાષાઓ સાથે સરખામણી કરવામાં

આવી છે. ગ્રંથના અંતમાં પ્રાકૃત શબ્દકોષ જુદા જુદા મથાળા હેઠળ આપવામાં આવ્યો છે અને પ્રાકૃત શબ્દોની સામે સંસ્કૃત શબ્દો પણ આપ્યાં છે. આ ચોથી આવૃત્તિની ભૂમિકામાં અર્ધમાગધીભાષા, લોકભાષા, વિદ્દદ્દભાષા, ભાષાના પ્રાંતિક ભેદો, અવેસ્તાની ભાષા વગેરે સાથે પ્રાકૃત ભાષાની તુલનાત્મક દષ્ટિએ ચર્ચા કરવામાં આવી છે. જે ભાષાના વિદ્યાર્થીઓ માટે બહુ ઉપયોગી ગણાય. પાંચમી આવૃત્તિની એક વિશેષતા એ છે કે એમાં પાદટિપ્પણોમાં હેમચન્દ્રના મૂળ સૂત્રો ટાંકવામાં આવ્યા છે.

સંસ્કૃત જાણનાર હેમચન્દ્રના મૂળ વ્યાકરણ ગ્રંથથી પ્રાકૃતનો અભ્યાસ કરી શકે છે પરંતુ સંસ્કૃતભાષાથી અનભિજ્ઞ આજનો વિદ્યાર્થી 'પ્રાકૃત માર્ગોપદેશિકા'ના માધ્યમથી પ્રાકૃતનું સમ્પૂર્ણપણે અધ્યયન કરી શકે છે. એ આ ગ્રંથની વિશેષ ઉપયોગિતા છે.

આમ માહિતીસભર આ ગ્રંથ આજે પણ બહુ ઉપયોગી છે. આજ સુધી પ્રાકૃત ભાષાના અનેક વ્યાકરણો પ્રસિદ્ધ થયાં છે પણ પંડિતજીના ગ્રંથની જે વિશેષતાઓ છે તે કોઈ પણ રીતે ગૌણ થવા પામી નથી અને આજે પણ એમના આ ગ્રંથ સર્વોપરિતા ધરાવે છે એમ કહેવું અયોગ્ય નહીં ગણાય.

## ૨. પ્રાકૃત વ્યાકરણ (૧૯૨૫)

'પ્રાકૃત માર્ગોપદેશિકા'ની રચનાના ૧૪ વર્ષ પછી પંડિતજીનો બીજો ગ્રંથ 'પ્રાકૃત વ્યાકરણ' પ્રકાશિત થયો. આઝાદીની લડત દરમ્યાન આપણી સંસ્કૃતિના ગૌરવસમા સંસ્કૃત, પાલિ, પ્રાકૃત વગેરે પ્રાચીન સાહિત્યને પ્રકાશમાં લાવવા માટે ગૂજરાત વિદ્યાપીઠના એક અંગ રૂપે પુરાતત્ત્વ મંદિરે મહત્ત્વપૂર્ણ સાંસ્કૃતિક પ્રવૃત્તિ શરૂ કરી. એમાં અનેક મહારથીઓ ભેગા મળીને કામ કરવા લાગ્યા. બધાની પ્રેરણાથી પંડિતજી લંકા જઈ પાલિ ભાષા અને સાહિત્યનું અધ્યયન કરી આવ્યા. ત્યાર પછી પાલિ-પ્રાકૃત ભાષા અને સાહિત્યને પ્રકાશમાં લાવવાની યોજના હેઠળ તેઓએ 'પ્રાકૃત વ્યાકરણ' નામનો આ ગ્રંથ તૈયાર કર્યો અને ઈ. સ. ૧૯૨૫માં એનું પ્રકાશન થયું.

'પ્રાકૃત માર્ગોપદેશિકા' નામનો ગ્રંથ વિદ્યાર્થીઓ માટે લખાયો હતો જ્યારે 'પ્રાકૃત વ્યાકરણ' વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને સંશોધકો માટે લખાયું છે. એમાં બધી પ્રાકૃત ભાષાઓની સાથે સાથે પાલિ અને અપભ્રંશભાષાનું તુલનાત્મક અધ્યયન રજૂ કરવામાં આવ્યું છે. ગ્રંથ ગુજરાતી ભાષામાં લખાયો હોવા છતાં એની લિપિ દેવનાગરી છે જેથી ગુજરાત સિવાયના લોકોને પણ એ ઉપયોગી થઈ શકે.

પ્રારંભમાં ૫૦ પાનનાં પરિચય હેઠળ વૈદિક રૂપો અને પાલિ રૂપો સાથે પ્રાકૃત રૂપોની તુલના કરવામાં આવી છે. અમુક ધાત્વાદેશો ધ્વનિપરિવર્તનના નિયમોથી બદલાયેલા રૂપો જ છે એમ સ્પષ્ટ સમજૂતી આપવામાં આવી છે, જેમ કે 'ઓલિ' અને 'સણ્હ' ને 'આલિ' અને 'સૂક્ષ્મ'ના આદેશો માનવાને બદલે તેમની ઉત્પત્તિ 'આવલી' અને 'શ્લક્ષ્ણ'માંથી માનવી જોઈએ. અર્ધમાગધી ભાષાને અર્ધમાગધી કહેવી કે માત્ર પ્રાકૃત જ કહેવી એની ચર્ચા બહુ વિસ્તારથી અશોકના શિલાલેખો, પાલિ, પ્રાચીન જૈન અને જૈનેતર પ્રાકૃત ગ્રંથોમાંથી ઉદાહરણો આપીને કરવામાં આવી છે. આ નવીન પરિભાષાને લીધે પ્રાકૃત માર્ગોપદેશિકાની પાંચમી આવૃત્તિમાં જ્યાં જ્યાં અર્ધમાગધી શબ્દ વપરાયો છે, ત્યાં ત્યાં પ્રાકૃત શબ્દ મૂકવામાં આવ્યો છે.

આ. હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણનો આધાર લઈને જ આ ગ્રંથ લખાયો છે પણ વિષયોનો ક્રમ જુદી રીતે ગોઠવાયો છે. બધી પ્રાકૃત ભાષાઓનું જુદું જુદું વ્યાકરણ આપવાને બદલે બધી ભાષાઓનું તુલનાત્મક અધ્યયન રજૂ કરવામાં આવ્યું છે. ધ્વનિ પરિવર્તનના મુદ્દાઓ અકારાદિ ક્રમ પ્રમાણે ગોઠવ્યા છે. રૂપોની ચર્ચા સામાન્ય અને વિશેષ તથા નિયમિત અને અનિયમિત શીર્ષકો હેઠળ કરવામાં આવી છે. અપવાદ રૂપે આવતાં અમુક રૂપો પ્રાચીન ગ્રંથોમાંથી ઉદાહરણો આપી અને જરૂર પ્રમાણે વૈદિક રૂપો સાથે સરખામણી કરીને સમજાવવામાં આવ્યા છે.

આધુનિક ભારતીય ભાષામાં તુલનાત્મક પદ્ધતિથી લખાયેલા પ્રાકૃત વ્યાકરણના આ ગ્રંથનું સ્થાન સૌ પ્રથમ ગણાય છે, જે ગ્રંથ આજથી ૫૯ વર્ષ પહેલાં પ્રકાશિત થયો હતો. પિશલનું પ્રાકૃત વ્યાકરણ એના કરતાં ૨૫ વર્ષ પહેલાં (ઈ. સ. ૧૯૦૦) બહાર પડેલું પણ તે જર્મન ભાષામાં હતું અને એની અંગ્રેજી અને હિંદી આવૃત્તિઓ તો બહુ મોડી પ્રકાશમાં આવી છે. પિશલનું વ્યાકરણ એક સંદર્ભ ગ્રંથ તરીકે વધારે ઉપયોગી છે જ્યારે પંડિતજીનો વ્યાકરણ ગ્રંથ વિદ્યાર્થીઓ માટે વધારે ઉપયોગી છે. પંડિતજીના ગ્રંથમાં પાલિ અને અપભ્રંશનો પણ સમાવેશ થયો છે જ્યારે પિશલના ગ્રંથમાં આ બન્ને ભાષાઓ વિશે કંઈ વિશેષ ચર્ચા કરાઈ નથી. સુકુમાર સેન અને ડી. સી. સરકારના તુલનાત્મક પ્રાકૃત વ્યાકરણના ગ્રંથો અંગ્રેજીમાં અને હિંદીમાં પ્રકાશિત થયા છે પણ પંડિતજીના ગ્રંથનું સ્થાન પ્રથમ હોવાને કારણે આપણે એમ કહી શકીએ કે પ્રાકૃત વ્યાકરણના ક્ષેત્રમાં એમનું પ્રદાન આગવું છે.

### ૩. હેમચંદ્ર વિરચિત સિદ્ધહેમ શબ્દાનુશાસન-લઘુવૃત્તિ અધ્યાય-૮ (૧૯૭૮)

પૂ. પંડિતજી દ્વારા રચાયેલ આ ગ્રંથ પહેલા હેમચન્દ્રના પ્રાકૃત વ્યાકરણ ઉપર જે જે વિદ્વાનોએ ખેડાણ કર્યું છે તે આ પ્રમાણે છે: કૃષ્ણ શાસ્ત્રી મહાબલેશ્વર (૧૮૭૩), પિશલ (જર્મન ભાષામાં ૧૮૭૭), એસ. પી. પંડિત (અંગ્રેજીમાં ૧૯૦૦), પી. એલ. વૈદ્ય (અંગ્રેજીમાં ૧૯૨૮, ૧૯૩૬ અને ૧૯૫૮). એમાંના અમુક ગ્રંથો ટિપ્પણ વગર અને અમુક ટિપ્પણો સાથે પ્રકાશિત થયા છે. શાસ્ત્રી નર્મદાશંકર દામોદરભાઈનો ગ્રંથ મૂળ તથા ઢુંઢિકા નામની સંસ્કૃત ટીકાના ગુજરાતી અનુવાદ સાથે (૧૯૦૩) મળે છે. ઉપાધ્યાય પ્યારચંદજી મહારાજ (અલબત્ત ઢુંઢિકાનો આધાર લઈને હિંદી અનુવાદ સાથે બે ભાગમાં, ૧૯૬૪ અને ૧૯૬૮)નાં ગ્રંથમાં ઉદાહરણ રૂપે આપેલ દરેક શબ્દ અને રૂપને જેમ ઢુંઢિકામાં છે તે જ રીતે સિદ્ધ કરવાના નિયમો આપી સમજૂતી આપવામાં આવી છે.

હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના માત્ર અપભ્રંશ વિભાગ ઉપર જે જે વિદ્વાનોએ ગ્રંથ લખ્યા છે તે આ પ્રમાણે છે: કે. કા. શાસ્ત્રી (૧૯૪૯, ૧૯૬૦), હ. ચૂ. ભાયાણી (૧૯૬૦). આ બન્ને ગ્રંથો ગુજરાતી અનુવાદ સાથે પ્રકટ થયા છે. શાલિગ્રામ ઉપાધ્યાયનો ગ્રંથ માત્ર હિંદી અનુવાદ સાથે (૧૯૬૫) પ્રકટ થયો છે. શાસ્ત્રીજીએ ગુજરાતી અનુવાદની સાથે સાથે ઉદાહરણ રૂપે આવતા દોહા અને પદ્યોના દરેક શબ્દનું સંસ્કૃત રૂપાન્તર અને અમુક જગ્યાએ સમજૂતી પણ આપી છે. ભાયાણી-સાહેબે પ્રારંભમાં અપભ્રંશ ભાષા અને સાહિત્યના સ્વરૂપ વિષે અને હેમચંદ્રીય અપભ્રંશ ભાષાની વિશિષ્ટતાઓ વિષે માહિતી આપી છે. તેઓએ અંતમાં મહત્ત્વપૂર્ણ ટિપ્પણો આપ્યાં છે જેમાં ભાષાશાસ્ત્રીય દષ્ટિએ શબ્દ અને રૂપોની વ્યુત્પત્તિની ચર્ચા કરી છે. વૈદિક અને અર્વાચીન ભાષાઓનાં રૂપો સાથે સરખામણી કરી છે અને પદ્યોમાં વપરાયેલ છંદોની સમજૂતી પણ આપી છે.

આ ત્રણેય ગ્રંથોમાં શબ્દસૂચી અને અમુક ગ્રંથમાં મૂળ સૂત્રો અને ઉદાહરણ રૂપે આવતાં પદ્યોની અનુક્રમણિકા પણ આપવામાં આવી છે.

**પંડિતજી દ્વારા સંપાદિત ગ્રંથની વિશિષ્ટતાઓ**

પંડિતજીને આ ગ્રંથનું કાર્ય યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ દ્વારા આપવામાં આવ્યું હતું એટલે આ એક ઉચ્ચ કોટિનું કાર્ય ગણાય. ગ્રંથનું પ્રકાશન ઈ. સ. ૧૯૭૮માં થયું છે. આ ગ્રંથની જે વિશિષ્ટતાઓ જણાઈ આવે છે તે આ પ્રમાણે છે :

(૧) પંડિતજી દ્વારા પ્રાકૃત વ્યાકરણના મૂળ સૂત્રોની સંધિનો વિચ્છેદ કરવામાં આવ્યો છે જેથી સૂત્રો સરલતાથી સમજી શકાય. આ એક નોંધવા જેવી બાબત છે અને પંડિતજીએ સૌ પ્રથમ એવી પહેલ કરી છે. નીચે થોડાંક ઉદાહરણો જોઈએ.

| સૂત્ર-સંખ્યા | સંધિયુક્ત | સંધિ વગર |
|---|---|---|
| ૮-૧-૬ | ન સુવર્ણસ્યાસ્વે । | ન ઈ-ઉ (યુ) વર્ણસ્ય અસ્વે । |
| ૮-૧-૨૩ | મોનુસ્વારઃ । | મઃ અનુસ્વારઃ । |
| ૮-૧-૨૬ | વક્રાદાવન્તઃ । | વક્રાદૌ અન્તઃ । |
| ૮-૨-૧૪૬ | ક્ત્વસ્તુમત્તૂણ-તુઆણાઃ । | ક્ત્વઃ તુમ્-અત્-તૂણ-તુઆણાઃ । |
| ૮-૩-૫૩ | ઈણમમામા । | ઈણમ્-અમ્-આમા । |
| ૮-૪-૨ | કથેર્વજ્જરપજ્જરોપ્પાલ :...। | કથેઃ વજ્જર-પજ્જર-ઉપ્પાલઃ.. । |
| ૮-૪-૧૨ | નિદ્રાતેરોહીરોઙ્ઘૌ । | નિદ્રાતેઃ ઓહીર-ઉઙ્ઘૌ । |

(૨) પંડિતજીએ મૂળ સૂત્રો ઉપરની સ્વોપજ્ઞવૃત્તિ તો નથી આપી પણ તેનો અને ઉદાહરણ રૂપે અપાયેલાં પદ્યોનો ગુજરાતી અનુવાદ આપ્યો છે. મૂળ ગ્રંથમાં પ્રાકૃત શબ્દો અને રૂપો સાથે જ્યાં જ્યાં સંસ્કૃત રૂપાંતર નથી મળતાં ત્યાં ત્યાં સંસ્કૃત રૂપાન્તર અને ગુજરાતી અનુવાદ પણ આપ્યાં છે, જેમ કે જાવ, તાવ માટે યાવત્, તાવત્; જસો, તમો માટે યશસ્, તમસ્; ગામં વસામિ નયરં ન જામિ માટે ગ્રામં વસામિ, નગરં ન યામિ વગેરે. ગુજરાતી અનુવાદ આપવાથી આજકાલનો વિદ્યાર્થી સરળતાથી સમજી શકશે. આ હેતુ સિદ્ધ થયો છે.

(૩) અમુક જગ્યાએ પ્રાકૃત શબ્દોની સરખામણીમાં સંસ્કૃત શબ્દો આપવાથી મોટો લાભ થયો છે. જેમ કે સૂત્ર ૮-૧-૨૪ 'વા સ્વરે મશ્ચ' પ્રમાણે અન્ત્ય 'મ્' અથવા અન્ત્ય વ્યંજનનો અનુસ્વાર થાય છે. અહીં અનેક ઉદાહરણોમાં બે ઉદાહરણ 'ઈહં' અને 'ઈહયં'ના છે પણ સરખામણી રૂપે સંસ્કૃત રૂપોના અભાવમાં સ્પષ્ટ સમજૂતી થતી નથી. અન્ય વિદ્વાનોએ અને પિશલે પણ એમના માટે સંસ્કૃત રૂપો આપ્યા નથી; જ્યારે પંડિતજીએ પ્રથમ રૂપ માટે 'ઋધક' અને બીજા માટે 'ઋધકક' આપીને આપણાં જ્ઞાનમાં વધારો કર્યો છે અને પ્રાકૃત રૂપોની ઉત્પત્તિનો સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે. આ બન્ને સંસ્કૃત શબ્દોનો ઉપયોગ વેદો સુધી જ મર્યાદિત રહ્યો છે અને પછીના સંસ્કૃત સાહિત્યમાં એમનો પ્રયોગ થયો નથી. એના ઉપરથી સ્પષ્ટ જાણી શકાય કે પ્રાકૃત ભાષાની ઉત્પત્તિ શિષ્ટ સંસ્કૃતમાંથી થઈ હોય એમ લાગતું નથી.

(૪) મૂળ ગ્રંથમાં આવતા ઉદાહરણો વિષે જ્યાં જ્યાં જરૂરી લાગ્યું ત્યાં ત્યાં પંડિતજીએ સમજૂતી આપી છે અને આલોચના પણ કરી છે. જેમ કે સૂત્ર નં. ૮-૧-૧૭ પ્રમાણે 'ક્ષુધ્'ના

અન્ત્ય વ્યંજન 'ધ્'નો 'હા' થાય છે એમ કહેવામાં આવ્યું છે પણ પંડિતજીએ 'ક્ષુધા'ના 'ધા'માંથી જ સીધો 'હા' થાય છે એવી નોંધ આપી છે. મૂળ સૂત્ર ૮–૧–૬૭ પ્રમાણે અમુક શબ્દોમાં 'આ'નો 'અ' થાય છે અને ઉદાહરણ રૂપે 'કુમારો' અને 'કુમરો' આપવામાં આવ્યા છે. પરંતુ પંડિતજીએ 'શબ્દરત્નાકર'માં 'કુમરઃ' શબ્દ પણ મળે છે એવી સ્પષ્ટતા કરી છે.

(૫) કોઈક જગ્યાએ મૂળ સૂત્રની વૃત્તિમાં કંઈક રહી જવા પામ્યું હોય તો પંડિતજીએ તેની પૂર્તિ પણ કરી છે. જેમ કે સંબંધક ભૂતકૃદંત (સૂત્ર ૮–૨–૧૪૬)ના પ્રત્યયોમાં 'ઉઆણ' પ્રત્યય રહી ગયો છે. જો કે ઉદાહરણોમાં તો 'ઉઆણ' વાળા રૂપો અપાયાં છે. એવા સ્થળે પંડિતજીએ ગુજરાતી અનુવાદમાં 'ઉઆણ' પ્રત્યય આપીને ક્ષતિની પૂર્તિ કરી છે.

(૬) પંડિતજીએ અમુક પાઠસુધારાઓ પણ સૂચવ્યા છે. સૂત્ર નં. ૮–૪–૬૦ પ્રમાણે 'ભૂ' ધાતુને બદલે 'હો', 'હુવ' અને 'હવ' એવા ત્રણ વિકલ્પો આપવામાં આવ્યા છે. એની સાથે સાથે 'ભૂતમ્'ને બદલામાં 'ભત્તં' પ્રાકૃત રૂપ આપવામાં આવ્યું છે અને 'ભત્તં'ના પાઠાંતર રૂપે 'ભુત્તં' રૂપ મળે છે. એના વિષે પંડિતજીએ એમ સૂચવ્યું છે કે 'ભુત્ત'નો પાઠ જ સ્વીકાર્ય છે જ્યારે 'ભત્તં' પાઠાંતરમાં મુકાવું જોઈએ. ધ્વનિ પરિવર્તનના નિયમોની દષ્ટિએ પંડિતજીનું સૂચન ખરેખર સાચું છે, કારણ કે દીર્ઘ સ્વરનો હ્રસ્વ કરવામાં આવે તો એ પછીનો અસંયુક્ત મધ્યવર્તી વ્યંજન દ્વિત્વમાં પરિણમે છે.

(૭) પંડિતજીએ અમુક શબ્દો માટે જુદા પાઠોની સંભાવના કરી છે જેમ કે 'ધુડક્ક (૪–૪–૪૪૨) માટે 'ધુડુક્ક'=ધાંધલ, ધમાલ જે યોગ્ય લાગે છે.

(૮) ધાત્વાદેશ રૂપે આવતા અમુક શબ્દો ધ્વનિ પરિવર્તનના નિયમોથી બદલાયેલાં તદ્ભવ રૂપો જ છે એમ પંડિતજીએ સમજૂતી આપી છે, જેમ કે સૂત્ર નં. ૮–૪–૨ પ્રમાણે 'કથ્' ના આદેશ રૂપે આપેલા 'વજ્જર અને પજ્જર'ની ઉત્પત્તિ 'વ્યુચ્ચર' (વિ–ઉત્–ચર) અને 'પ્રોચ્ચર (પ્ર–ઉત્–ચર)માંથી થઈ હોય એમ દર્શાવ્યું છે. 'સંઘ'ની ઉત્પત્તિ 'સંખ્યા'માંથી (અઘોષ વ્યંજનનું ઘોષમાં પરિવર્તન) અને 'ચવ'ની 'વચ'માંથી (વર્ણ વ્યત્યયના નિયમ પ્રમાણે) બતાવી છે. સૂત્ર નં. ૮–૪–૪ પ્રમાણે 'જુગુપ્સ્'ના આદેશ રૂપે 'ઝુણ' આપેલ છે; તેની ઉત્પત્તિ 'જુગુપ્સા' માટે વપરાતા 'ઘૃણા'માંથી સમજાવી છે, ઘૃ=ઝુ, ઋ=ઉ અને ઘ=ઝ, ('ક' વર્ગનું 'ચ' વર્ગમાં પરિવર્તન). સૂત્ર નં. ૮–૪–૧૦ ના 'પિબ'નો આદેશ 'પિજ્જ' માનવાને બદલે ચતુર્થ ગણ 'પી'ના 'પીયતે' રૂપ પરથી ઉત્પત્તિ માનવી જોઈએ. સૂત્ર નં. ૮–૪–૧૩ પ્રમાણે 'આઈગ્ઘ'ને 'આઘ્રે'નો આદેશ માનવાને બદલે એની ઉત્પત્તિ 'આજિઘ્ર'માંથી માનવી જોઈએ (જુઓ પિશલ ૨૮૭ અને ૪૮૩).

(૯) અપભ્રંશ પદોમાં (સૂત્ર નં. ૮–૪–૩૯૫) આવતા બે શબ્દો 'ઝલક્કિ' અને 'અબ્ભડવચ્ચૂ'ની ઉત્પત્તિ 'જ્વલિતકઃ' અને 'અભ્યટવ્રજ' (અભિ-અટ-વ્રજ)માંથી દર્શાવી છે.

(૧૦) અમુક અર્વાચીન શબ્દોનો વિકાસ પણ સમજાવવામાં આવ્યો છે, જેમ કે ખાંગું (ગુજરાતી)ની ખડ્ગ (ખગ્ગ-ખંગ-ખાંગ)માંથી અને બિટ્ટી, બેટ્ટીની પુત્રી (પુત્રી-પિત્તી-વિત્તી-બિટ્ટી-બેટ્ટી)-માંથી. બ.ગડોરની વલગ અને દોર (વલગ–વગ્ગ–વાગ–બાગ અને દોર–ડોર)માંથી. જો કે અર્થમાં ફેરફાર થયો જ છે.

(૧૧) મરાઠી 'કુઠે', મારવાડી 'અઠે', 'કઠે', પંજાબી 'ઇત્થે' 'કિત્થે' શબ્દો 'એત્થુ,' 'કેત્થુ'માંથી, બંગાલી 'કિનના' 'કિણુઈ' (ક્રીણાતિ), હિંદી 'બિકના' વિક્કિણુઇ (વિક્રીણાતિ) અને ગુજરાતી 'ખરીદ' ક્રીત (ક્રીત)માંથી વિકસેલા છે એમ સમજાવવામાં આવ્યું છે.

(૧૨) અપભ્રંશ ભાષાના વ્યાકરણમાં ડૉ. ભાયાણીની ઉપલબ્ધિઓ પંડિતજીએ પોતાના ગ્રંથમાં સમાવી લેવાનું માંડી વાળ્યું હોય એમ લાગે છે. અમુક જગ્યાએ પાઠભેદ અને મૂળ શબ્દ વિષે તેઓ ભાયાણી કરતાં જુદા પડે છે, જેમ કે ભાયાણી 'કચ્ચ' (ક્વચિત્) જ્યારે પંડિતજી 'કચ્ચુ' (કાચ્ચ) આપે છે અને 'ઠાઉ' શબ્દ માટે ભાયાણી 'સ્થામ' આપે છે તો પંડિતજી 'સ્થાય આપે છે (સૂત્ર નં. ૪–૩૨૯ અને ૪–૩૩૨).

(૧૩) ગ્રંથના અંતમાં છેલ્લે સૂત્રોની, પદોની અને શબ્દોની અનુક્રમણિકા આપવામાં આવી હોત તો આ ગ્રંથ સંશોધકો અને અધ્યયન કરનારાઓ બન્ને માટે વધારે ઉપયોગી થયો હોત. આ એક ખામી રહી ગઈ છે એમ લાગ્યા વગર રહેતું નથી. યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડે આવા ઉચ્ચ કક્ષાના ગ્રંથો માટે આ દૃષ્ટિ ધ્યાનમાં રાખવી જોઈએ એમ ભલામણ કરીએ તો અજુગતું ન કહેવાય.

પૂ. પંડિતજીની પ્રાકૃત ભાષામાં ગતિ અને વિદ્વત્તા, એમના દ્વારા થયેલ સંશોધન અને સાહિત્ય રચનાથી સાચે જ કહેવું પડશે કે તેઓ પ્રાકૃતના ક્ષેત્રમાં એક યુગપુરુષ હતા. તેઓએ પ્રાકૃતની જે સેવાઓ કરી છે તે ચિરસ્મરણીય રહેશે.

છેલ્લે આપણી મુદ્રણ પદ્ધતિનાં જે ક્ષતિઓ છે તે આ ગ્રંથમાં પણ જોવા મળે છે. શુદ્ધિપત્રક અધુરું છે, પાનાં નં. ૪૦૭ થી ૪૧૬ સુધી જ શુદ્ધિપત્રક અપાયું છે જ્યારે સંપૂર્ણ ગ્રંથમાં ૫૧૧ પાનાં છે. શુદ્ધિપત્રકમાં પણ અમુક જગ્યાએ ભૂલો રહી જવા પામી છે, જેમ કે પરિસ્થાપિત માટે પરિસ્ધાપિત અને અજિતં માટે અજિત્તં વગેરે.

# 'દેશીનામમાલા'નો અનુવાદ તથા અધ્યયન

**હરિવલ્લભ ભાયાણી**

હેમચંદ્રાચાર્યની 'દેશીનામમાલા' (કે 'રયણાવલી'—'રત્નાવલી') દેશ્ય શબ્દોનો કોશ છે, એ તેમણે મુખ્યત્વે પૂર્વવર્તી દેશીકોશોને આધારે તૈયાર કર્યો છે. આગળના કોશોમાં રહેલી અસ્પષ્ટતા, અશુદ્ધિ, વિસંગતિ વગેરે દૂર કરી વર્ણ અને અક્ષરસંખ્યાના ક્રમે શબ્દો ગોઠવી, ઉદાહરણો આપીને હેમચંદ્રે એક વ્યાપક, વ્યવસ્થિત અને પ્રમાણભૂત દેશીકોશ તૈયાર કરી આપ્યો છે. મૂળ પાઠ પ્રાકૃત ગાથાઓમાં છે, અને તેના પર હેમચંદ્રની પોતાની સંસ્કૃત વૃત્તિ છે, જેમાં સ્વરચિત પ્રાકૃત ઉદાહરણો મૂકેલાં છે. પ્રાકૃત શબ્દોના ત્રણ પ્રકાર પરંપરાગત વ્યાકરણોમાં જાણીતા છે: સંસ્કૃત શબ્દોથી અભિન્ન (તત્સમ), સંસ્કૃત શબ્દોમાંથી ઊતરી આવેલા (તદ્ભવ) અને સંસ્કૃત શબ્દો ઉપરથી સિદ્ધ ન થઈ શકતા (દેશ્ય). 'દેશ્ય' અથવા 'દેશી' એક પારિભાષિક સંજ્ઞા છે. (૧) જે શબ્દો પરંપરાથી પ્રાકૃત સાહિત્યમાં વપરાય છે, (૨) જે શબ્દનું વર્ણસ્વરૂપ લોપ, આગમ કે વિકારને આધારે સંસ્કૃત શબ્દના વર્ણસ્વરૂપ ઉપરથી નિષ્પન્ન થઈ શકતું નથી, અને (૩) વર્ણ-સ્વરૂપ નિષ્પન્ન થઈ શકતું હોય તો પણ જેનો અર્થ સંસ્કૃત શબ્દના અર્થથી ભિન્ન છે, એવા શબ્દો તે દેશ્ય શબ્દો. દેશ્ય શબ્દોને લોકપ્રચલિત પ્રાદેશિક બોલીના શબ્દો માનવા એ ભૂલ છે. એ સાહિત્યભાષાના અને સાહિત્યકૃતિમાં પરંપરાથી વપરાતા શબ્દો હતા.

ઘણું પ્રાકૃત સાહિત્ય લુપ્ત થયેલું હોઈ, હેમચંદ્રાચાર્યને પણ તેમાંથી થોડુંક જ પ્રાપ્ય અને જ્ઞાત હોઈ, દેશ્ય શબ્દોમાંથી કેટલાક વપરાશમાંથી લુપ્ત થયા હોઈ, તથા દેશ્યકોશોમાં જાતજાતની અશુદ્ધિઓ હોઈ, પ્રમાણભૂત સંદર્ભગ્રંથ તરીકે દેશ્ય શબ્દોનો કોશ બનાવવાનું કામ અત્યંત કપરું હતું, પણ હેમચંદ્રે તે ઘણી મોટી સૂઝબૂઝથી અને વૈજ્ઞાનિક, તટસ્થ દૃષ્ટિપદ્ધતિ રાખીને પાર પાડયું. દેશ્ય શબ્દોની જાણકારી માટે એ એકમાત્ર કોશ બચ્યો છે—ધનપાલનો કોશ પ્રાથમિક કક્ષાનો છે અને તદ્ભવોનો પણ સમાવેશ કરે છે, અને ત્રિવિક્રમે આપેલ દેશ્યસામગ્રી હેમચંદ્રના કોશમાંથી લીધેલી છે.

બ્યૂલરે ૧૮૭૪માં પ્રથમ વાર 'દેશીનામમાલા'ના મહત્ત્વ પ્રત્યે વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું. તેમની પ્રેરણા અને સહાયથી પિશલે ૧૮૮૦માં 'દેશીનામમાલા' સંપાદિત કરી પ્રકાશિત કરી. તેની બીજી આવૃત્તિ ૧૯૩૮માં પરવસ્તુ રામાનુજસ્વામીએ પ્રકાશિત કરી. કલકત્તાથી મુરલીધર બેનરજીએ પણ એક આવૃત્તિ પ્રકાશિત કરી. સદ્ગત પં. બેચરદાસજીએ ૧૯૩૭માં સટીક 'દેશીનામમાલા'ના ૭ વર્ગોનો ગુજરાતી અનુવાદ ફાર્બસ ગુજરાતી સભા માટે તૈયાર કરી આપેલો. તે મૂળ સાથે ૧૯૪૦માં પ્રથમ ભાગ તરીકે પ્રકાશિત થયો. તે પછી છેક ૧૯૭૪માં સમગ્ર ગ્રંથ મૂળ, વૃત્તિ, તેમનો અનુવાદ, ગાથા-વાર શબ્દાર્થ સાથે દેશ્ય શબ્દો અને અન્ય વિવિધ કોશોને આધારે વિસ્તારથી આપેલી વ્યુત્પત્તિ-સૂચક નોંધો સાથે પંડિતજીએ પ્રકાશિત કર્યો.

પિશલે અને રામાનુજસ્વામીએ 'દેશીનામમાલા'નો પાઠ નિશ્ચિત કરવા જે પ્રતો ઉપયોગમાં લીધેલી છે તે સોળમી શતાબ્દીથી વહેલી નથી. રામાનુજસ્વામીનો અભિપ્રાય એવો છે કે 'દેશીનામ-માલા'નો ગ્રંથપાઠ ઘણુંખરું તો શુદ્ધ રૂપે નિશ્ચિત થઈ ગયો છે. પંડિતજીએ બે વધુ હસ્તપ્રતોનો

ઉપયોગ કર્યો છે, પણ થોડાક સ્થળો સિવાય તેમનો પાઠ પિશેલના પાઠથી જુદો નથી. પંડિતજીની આવૃત્તિનું મૂલ્ય તેના અનુવાદ અને નોંધોને લીધે છે. તેમણે મૂળની ગાથાઓ, તેમના પરની વૃત્તિ અને વૃત્તિમાંના ઉદાહરણોનો અનુવાદ આપ્યો છે. આ કામનું ઘણું મહત્ત્વ છે. ભૂમિકામાં તેમણે ઉત્સવો રમતગમત, રિવાજો વગેરેના વાચક શબ્દો પ્રત્યે ધ્યાન ખેંચીને 'દેશીનામમાલા'નું સાંસ્કૃતિક મહત્ત્વ પણ દર્શાવ્યું છે.

રામાનુજસ્વામીએ દેશ્ય શબ્દોના જે અંગ્રેજી અર્થ આપ્યા છે તેમાંના કેટલાક અચોક્કસ કે ભૂલ ભરેલા છે. મેં તેવા પોણા બસો જેટલા શબ્દોના અર્થ સુધાર્યા છે. પંડિતજીએ આમાંના લગભગ બધા અર્થો સાચા આપ્યા છે. બીજું, ઉદાહરણગાથાઓનો અર્થ બેસાડવો એ ભારે કડાકૂટનું કામ હતું. પિશેલે તો એ ગાથાઓની સખત ટીકા કરી છે. માત્ર વર્ણાનુક્રમ અને અક્ષરસંખ્યાને કારણે એક ગાથામાં સાથે આવતા શબ્દોને સાંકળી લઈને કોઈ સુસંગત, કાવ્યાત્મક અર્થવાળી રચના કરનારને એ અર્થ વચ્ચે મેળ બેસાડવા માટે ભારે તાણખેંચ કે દ્રાવિડી-પ્રાણાયામ કરવો પડે. આવું હોવા છતાં, દેશ્ય શબ્દોના અર્થની ચોકસાઈ અને સ્પષ્ટતા માટે, તેમનો સંદર્ભ આપનાં હોવાને કારણે, આ ઉદાહરણોનું મોટું મૂલ્ય છે. પિશેલને તેમનો અર્થ બેસાડતાં ઘણી મુશ્કેલી પડી છે. પંડિતજીએ ઘણાંખરાં ઉદાહરણોનો અર્થ સંતોષકારક રીતે બેસાડી આપીને, દેશ્ય શબ્દોના અર્થનું સ્પષ્ટીકરણ કરતું મહત્ત્વનું સાધન આપણને સુલભ કરી આપ્યું છે. વળી તેથી હેમચંદ્રની અસાધારણ રચનાશક્તિનું પણ સમર્થન થાય છે. 'પતિ પ્રવાસે જઈ રહ્યો છે તેને માટે ભાતું બનાવવા કણક બાંધતી નાયિકાની આંખમાંથી આંજણવાળાં આંસુ કણકમાં સરી પડતાં ભાતાની વાની કાળાશ પડતી બની ગઈ' એ એક જ ઉદાહરણ, હેમચંદ્રે અહીં અપરિહાર્ય વિઘ્નોને અતિક્રમીને કવિતા પણ સાધી છે એ બતાવવા માટે પૂરતું છે.

પંડિતજીની આવૃત્તિનું બીજું ઉપયોગી અંગ તેમણે આપેલી વ્યુત્પત્તિનોંધો છે. અન્ય સંસ્કૃત કોશો, ઉણાદિસૂત્રની વૃત્તિ, વિકલ્પો વગેરેનો આધાર લઈને પંડિતજીએ ઘણા દેશ્ય શબ્દોની સંસ્કૃતને આધારે વ્યુત્પત્તિ આપવાનો પ્રયાસ કર્યો છે. જ્યાં એવો આધાર ન મળ્યો ત્યાં ધ્વનિ અને અર્થના સામ્યવાળા ગુજરાતી શબ્દો પણ તુલના માટે આપ્યા છે. અજ્ઞાત મૂળના સંસ્કૃત શબ્દોની પણ ધાતુપાઠ વગેરેનો આધાર લઈને અને આગમ, લોપ કે વિકારની પ્રક્રિયાને મદદમાં બોલાવીને વ્યુત્પત્તિ આપવાની આપણી પ્રાચીન પરંપરા છે. જોકે પંડિતજીએ પોતે જ નમ્ર ભાવે સ્પષ્ટ કહ્યું છે કે આ જાતની વ્યુત્પત્તિઓમાં ભાષાવિજ્ઞાનના નિયમોનો ભંગ થતો હોવાનો પૂરો સંભવ છે. આમ છતાં એટલું નવનીત તો આમાંથી નીકળે જ છે કે જુદાજુદા સમયે અનેક દેશ્ય શબ્દોને, જરૂરી વર્ણપરિવર્તન સાથે, સંસ્કૃત શબ્દોનો મોભો મળતો રહ્યો છે. હકીકતે તો, દ્રાવિડી, મુંડા તથા ઇરાની, અરબી વગેરે ભાષામાંથી અપનાવાયેલા કેટલાક શબ્દો દેશ્ય તરીકે રૂઢ બનેલા છે. રામાનુજ-સ્વામી, રત્ના શ્રીયાન વગેરેએ આ દિશામાં થોડુંક કાર્ય કર્યું છે.

ઉમરે આવું ઊંચી વિદ્વતા અને ભારે પરિશ્રમ માગતું કામ પાર પાડવા માટે પંડિતજી આપણા આદર અને અભિવાદનના ભાજન છે. એમનું આ વિષયનું કાર્ય આગળ ચલાવવાનો ભાર આપણા સૌ ઉપર છે.

'દેશીનામમાલા'ની ઉપયોગમાં ન લેવાઈ હોઈ તેવી એક પ્રાચીન પ્રત તો આપણી જાણમાં છે જ. તેવી અન્ય હસ્તપ્રત સામગ્રીની તપાસ કરીને શક્ય તેટલી પાઠશુદ્ધિ કરવી ઘટે.

બીજું, દેશીનામમાલા ઉપર કામ કરવાના મારા થોડાક અનુભવ પરથી મને એ પ્રતીત થયું છે કે અનેક શબ્દોના ધ્વનિસ્વરૂપ અને અર્થને ચોક્કસ કે સ્પષ્ટ કરવા માટે અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓ — ગુજરાતી, રાજસ્થાની, હિન્દી, સિન્ધી, પંજાબી, મરાઠી, કુમાઉની, નેપાલી વગેરે – પાસેથી પણ સારી એવી મદદ મળે તેમ છે. આ દિશામાં કાર્ય કરવા માટે ઘણો અવકાશ છે.

ત્રીજું, શબ્દો અને અર્થોની બાબતમાં 'દેશીનામમાલા'માં ઠીક ઠીક પુનરાવર્તન મળે છે. સહેજ-સાજ ભિન્નતા મળતી હોય તેવા શબ્દો અને અર્થો – ખરેખર તો તે અભિન્ન હોય – હેમચન્દ્રે, પોતાના મૂળ સ્રોતોમાં મતભેદ હોય ત્યારે અને નિર્ણય કરવાનું કઠણ લાગ્યું ત્યારે તે અલગ અલગ હોય તેમ નોંધ્યા છે. આની કેટલીક સાફસૂફી મેં મારા Studies in Hemacandra's Deśīnamamāla'માં કરી છે. પણ એ તો એક શરૂઆત છે. કામ ઘણું મોટું છે અને ઠીક ઠીક પરિશ્રમ માગી લે તેવું છે. લગભગ ચાર હજાર જેટલા શબ્દો અને તેથી બમણા અર્થોની ખણખોદ કરવાની છે. પરંતુ ભારતીય – આર્યના શબ્દભંડોળના ઇતિહાસની દષ્ટિએ તથા સાહિત્ય-ભાષા લેખે પ્રાકૃતના ઘડતરની દષ્ટિએ ઘણું મહત્ત્વ ધરાવે છે.

આ ઉપરાંત એક મહત્ત્વનું કાર્ય તે પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાંથી વસ્તુતઃ વપરાયેલા દેશ્ય શબ્દોને તારવીને 'દેશનામમાલા'ની સામગ્રીની શુદ્ધિવૃદ્ધિ કે સમર્થન કે પ્રમાણીકરણ કરવું. આ દિશામાં પણ આરંભ થયો છે. 'પાઈઅસદ્દમહણ્ણવો'માંથી થોડીક સમર્થક સામગ્રી પ્રાપ્ત થાય છે. પંડિત અમૃતલાલ ભોજકે પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટીના થોડાક ગ્રંથોમાં પરિશિષ્ટરૂપે કેટલાક દેશ્ય શબ્દો તારવીને મૂક્યા છે. રત્ના શ્રીયાને પુષ્પદંતની અપભ્રંશ કૃતિઓમાંથી અને મેં સ્વયંભૂના 'પઉમચરિય'માંથી દેશ્ય શબ્દો તારવીને હેમચંદ્રના દેશ્ય શબ્દો સાથે તુલના કરી છે. પણ ચિકિત્સક દષ્ટિએ આ દિશામાં 'વસુદેવહિંડી' 'કુવલયમાલા' વગેરે જેવી અનેકાનેક કૃતિઓનું અધ્યયન થવું બાકી છે. ગુજરાતી વગેરે અર્વાચીન ભાષાઓમાં આ દેશ્ય શબ્દોનો કેટલો અંશ ઊતરી આવ્યો છે એ પણ તપાસનો સ્વતંત્ર વિષય છે.

પંડિતજીની અખંડ દીપ જેવી વિદ્યાપ્રીતિ અને કાર્યનિષ્ઠામાંથી પ્રેરણા મેળવીને આપણે તેમણે કરેલાં કામો આગળ ચલાવીએ.

# 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ'નો દસ્તાવેજી આલેખ

## જયંત કોઠારી

મુંબઈ યુનિવર્સિટીના ઈ. સ. ૧૯૩૮–૩૯નાં ઠક્કર વિસનજી માધવજી વ્યાખ્યાનો પંડિત બેચરદાસ દોશીએ 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ' એ વિષય પર ૧૯૪૦માં આપ્યાં અને એ વ્યાખ્યાનો પુસ્તક રૂપે ૧૯૪૩માં પ્રસિદ્ધ થયાં.[1] આ વ્યાખ્યાનો એની પદ્ધતિ અને એનાં કેટલાંક પ્રતિપાદનોને કારણે નોંધપાત્ર બને છે.

કુલ પાંચ વ્યાખ્યાનોમાંથી, મુખ્ય વિષયના 'આમુખ' તરીકે યોજાયેલું પહેલું વ્યાખ્યાન ૨૧૮ પાનાં સુધી વિસ્તરે છે અને ગુજરાતી ભાષાની પૂર્વપરંપરાનો વીગતે પરિચય આપવા તાકે છે. બાકીનાં ચાર વ્યાખ્યાનોમાં અનુક્રમે ૧૨મા–૧૩મા, ૧૪મા–૧૫મા, ૧૬મા–૧૭મા અને ૧૮મા સૈકાની ગુજરાતી ભાષાના સ્વરૂપનું વિશ્લેષણ ૪૪૬ પાનાંમાં રજૂ થયું છે.

પહેલા વ્યાખ્યાનમાં સૌ પ્રથમ શબ્દસ્વરૂપ, ધ્વનિઓ, ભાષાસ્વરૂપ, ભાષાભેદ વગેરે વિષયોનું પ્રાચીન મતાનુસારી નિરૂપણ થયું છે. પ્રાચીન પરંપરાના દોહન તરીકે એ અવશ્ય ઉપયોગી છે પણ આધુનિક ભાષાવિજ્ઞાને આ વિષયોમાં જે કેટલીક મૂળગામી વિચારણા કરી છે એનાથી સાવ અસ્પૃષ્ટ રહીને થયેલું નિરૂપણ આજે એકાંગી લાગે અને એ દૃષ્ટિએ થયેલા ભાષાવિશ્લેષણને કેટલીક ગંભીર મર્યાદાઓ નડે એમાં નવાઈ નથી.

આ પછી પંડિતજીએ વૈદિક, લૌકિક સંસ્કૃત, પ્રાકૃત, પ્રાકૃતભેદો, અપભ્રંશ – આ બધાંનું સ્વરૂપ સ્ફુટ કર્યું છે અને એમના પરસ્પરના સંબંધ અંગે કેટલોક ઊહાપોહ કર્યો છે. એમાં એમની એક મહત્ત્વની સ્થાપના તે વૈદિક સાથે પ્રાકૃતનો ગાઢ સંબંધ હોવા વિશેની છે, જે એમણે ખૂબ વીગતે ચર્ચી છે. સંસ્કૃત (એટલે લૌકિક સંસ્કૃત)ને એ નાની બહેન અને પ્રાકૃતને મોટી બહેન ગણાવે છે અને સંસ્કૃત પર પડેલા પ્રાકૃતના પ્રભાવનું વર્ણન કરે છે. એથી જ એ 'તદ્ભવ' અને 'સંસ્કૃતયોનિ' એ શબ્દોનું અનૌચિત્ય પણ દર્શાવે છે. પંડિતજી, અલબત્ત, પ્રાકૃત ભાષામાંથી સંસ્કૃત આવી છે એવા રાજશેખરના મતનો પણ વિરોધ કરે છે. સંસ્કૃત અને પ્રાકૃતને બહેનો ગણાવનાર આ મત પણ ન સ્વીકારી શકે એ સ્વાભાવિક છે. પંડિતજીનું આ ભાષાદર્શન અત્યંત સ્પષ્ટ છે અને ભારપૂર્વક મુકાયેલું છે પણ એ સાધાર છે અને એકાંગી થઈ જવાના જોખમમાંથી ઊગરી ગયેલું છે. પંડિતજીએ પ્રાકૃત ભાષાના અભ્યાસનો આગ્રહ વ્યક્ત કર્યો છે તે ભારતીય-આર્ય ભાષાના વિકાસમાં પ્રાકૃતનું જે મહત્ત્વભર્યું સ્થાન એમણે દર્શાવ્યું છે તે જોતાં પૂરેપૂરો ઉચિત લાગે છે.

પંડિતજીએ અપભ્રંશનો સંબંધ પણ આદિમ પ્રાકૃત સાથે જોડ્યો છે તથા સંસ્કૃત અને પ્રાકૃતની સાથે અપભ્રંશને પણ ત્રીજી બહેન ગણાવી છે. પ્રાકૃતની જેમ અપભ્રંશના મૂળને છેક પ્રાચીનકાળમાં લઈ જવાનું કેટલુંક ઉચિત ગણાય એ પ્રશ્ન છે, પણ એ દ્વારા લોકભાષાનું સાતત્ય તો સૂચવાય છે. પંડિતજી 'અપભ્રંશ' શબ્દના સામાન્ય અર્થ અને વિશેષ અર્થનો ભેદ કરે છે તથા પ્રાદેશિક અપભ્રંશો હોવાનું સ્વીકારે છે પણ એમની વચ્ચે નજીવો ફરક હોવાનું જણાવે છે.

---

૧. 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ' (બારમા સૈકાથી અઢારમા સૈકા સુધી), અધ્યાપક બેચરદાસ જીવરાજ દોશી' મુંબઈ યુનિવર્સિટી, ૧૯૪૩.

અપભ્રંશને ગુજરાતીની માતા, વ્યાપક પ્રાકૃત ને મોટી માસી ને સંસ્કૃતને નાની માસી તથા વૈદિક યુગના આદિમ પ્રાકૃતને માતામહી ગણાવી પંડિતજી ગુજરાતીમાં એ માતામહીનો વારસો પણ શોધી બતાવે છે. આમાં ઘણે સ્થાને આકસ્મિકતાનો આશ્રય લેવાઈ ગયો હોય એવું જણાય છે.

પંડિતજીની એક અત્યંત વિલક્ષણ ને વિવાદાસ્પદ સ્થાપના તે ગુજરાતી ભાષાના આરંભ વિશેની છે. એ હેમચંદ્રના અપભ્રંશમાં ઊગતી ગુજરાતીની પ્રક્રિયા જોવા આગળ અટકતા નથી, હેમચંદ્રને ગુજરાતીના પાણિનિ અને સાહિત્યિક ગુજરાતીના વાલ્મીકિ – આદ્ય કવિ કહેવા સુધી પહોંચે છે અને પછીથી ૧૨મા સૈકાની ગુજરાતી ભાષાના અભ્યાસમાં અભયદેવ, વાદિદેવસૂરિ, હેમચંદ્ર વગેરેની કૃતિઓને સમાવી લે છે. ડૉ. હરિવલ્લભ ભાયાણી દર્શાવે છે[2] તેમ સંયુક્ત વ્યંજનના ઋજુભાવના ભેદક લક્ષણને અવગણી ઉક્ત અપભ્રંશ કૃતિઓને ગુજરાતી ઠરાવી દેવાઈ છે, તે ઉપરાંત પંડિતજી પોતાની કોઈ તાર્કિક કે સ્થિર ભૂમિકા ઊભી કરી શક્યા નથી. અભયદેવસૂરિના સ્તોત્ર વિશે તેઓ કહે છે કે "રચનાર ગુજરાતી, રચવાનું સ્થળ ગુજરાતનું એક ગામ એ જોતાં સ્તોત્રની ભાષા પણ સાપેક્ષ રીતે ગુજરાતી કહેવાય." જાણે ભાષાકીય લાક્ષણિકતાઓ અપ્રસ્તુત હોય! ઉક્ત કૃતિઓનાં જે વ્યાકરણગત લક્ષણો પંડિતજીએ તારવ્યાં છે એ બહુધા અપભ્રંશનાં જ છે અને પંડિતજી પોતે એમાં હેમચંદ્રે જે (ઊગતી ગુજરાતીનું!) વ્યાકરણ લખ્યું છે તેના નિયમોથી, સાધારણ ઉચ્ચારણભેદ સિવાય કોઈ ભેદ જોતા નથી.

૧૩મા સૈકાના 'જંબૂચરિય'ની ભાષાને ઊગતી ગુજરાતી કહેવા કરતાં કુમાર ગુજરાતી કહેવી જોઈએ એમ પંડિતજી નોંધે છે. એનો અર્થ એટલો જ કે એમાં અપભ્રંશોત્તર ભૂમિકાની ભાષા જોવા મળે છે. 'ઉપસંહાર'માં પંડિતજીનાં વાક્યો વધારે દ્યોતક છે :

"બારમા સૈકાની ગુજરાતી ભાષાનો શબ્દદેહ પ્રાકૃતની જેવો છે."

"તેરમા સૈકાની ભાષામાં પ્રાકૃતપણું ઓછું દેખાય છે." પંડિતજીએ આ વિધાનોને સંગત રહીને જ પોતાનાં વ્યાખ્યાનોમાં ભાષાવિકાસનું ચિત્ર આલેખ્યું હોત તો!

બીજાથી પાંચમા વ્યાખ્યાનમાં પંડિતજીએ ૧૨માથી ૧૮મા સૈકા સુધીનું ગુજરાતી ભાષાના વિકાસનું જે ચિત્ર આપ્યું છે તે એની પદ્ધતિની દૃષ્ટિએ ખૂબ ધ્યાનપાત્ર છે. એમણે દરેક સૈકાની નમૂનારૂપ કેટલીક કૃતિઓ કે કૃતિ–અંશો લીધા છે અને એમાંથી ભાષાસામગ્રી લઈ પોતાનું વિશ્લેષણ પ્રસ્તુત કર્યું છે – શબ્દભંડોળ નોંધ્યું છે, વ્યાકરણી રૂપોનો પરિચય કરાવ્યો છે અને કેટલીક વ્યુત્પત્તિચર્ચાઓ પણ કરી છે. ભાષાવિકાસનો આ જાતનો પ્રયોગમૂલક અભ્યાસ હજુ સુધી આપણે ત્યાં વિરલ છે, એ રીતે એનું વિશિષ્ટ મૂલ્ય છે.

બધાં વ્યાખ્યાનોમાં પંડિતજી અનેક શબ્દો અને શબ્દઘટકોનાં મૂળ દર્શાવતા રહ્યા છે. પંડિતજીએ પોતે એક વખત અક્ષરસામ્યથી દોરવાવા સામે ચેતવણી આપી છે (પૃ. ૨૫૧) છતાં પોતે એમાંથી સાવ બચી શક્યા છે એવું નથી. ધ્વનિશાસ્ત્રના સ્થાપિત થઈ ચૂકેલા સામાન્ય નિયમો અને ગુજરાતી ભાષાની વ્યુત્પત્તિના વિષયમાં એમની પૂર્વે થયેલા કામનો પંડિતજીએ સામાન્ય રીતે લાભ લીધેલો જણાતો નથી, તેથી વ્યુત્પત્તિને નામે શબ્દોની સમાન્તરતાએ નોંધવા જેવું જ બહુધા થયું છે. ઘણે ઠેકાણે તો પંડિતજી પોતે અટકળની ભૂમિકાએ છે એ એમણે સૂચવેલી વૈકલ્પિક

૨. વાગ્વ્યાપાર, ૧૯૫૪, પૃ. ૩૭૯.

વ્યુત્પત્તિઓ પરથી સમજાય છે. એ પોતે ચોક્કસ વ્યુત્પત્તિ આપે છે કે અમુક વ્યુત્પત્તિ તરફ પક્ષપાત બતાવે છે ત્યારે એને માટે ધ્વનિશાસ્ત્રના સ્વીકૃત નિયમોનો કે વ્યાકરણી હકીકતોનો ભાગ્યે જ આધાર હોય છે. થોડા ઉદાહરણો જોવાથી આ વાતની પ્રતીતિ થશે:

'કરવાનું'ની વ્યુત્પત્તિ પંડિતજી 'તવ્યતીય' અને 'તણ્'ને આધારે સૂચવે છે અને પહેલી યુક્તિને સંગત ગણે છે પણ 'કરવાનું' એ 'કરવું'નું '–ન–' પ્રત્યય લાગીને થયેલું વિસ્તરણ છે એ તરફ એમનું લક્ષ ગયું નથી.

ગુજરાતીનો ભાવવાચક 'આઈ' પ્રત્યય વૈદિક 'તાતિ'માંથી અને ગુજરાતીનો પરિમાણવાચક 'નો' ('રૂપિયાનો પગાર' વગેરેમાં) વૈદિક 'ઈન્' માંથી હોવાનો તર્ક પંડિતજી કરે છે, જે સ્વીકારવા માટે ભાગ્યે જ કશો આધાર છે. ગુજરાતીના '–ન–' પ્રત્યયની વ્યાપકતા પંડિતજીએ બરાબર વિચારી હોત તો એને 'ઈન્'માંથી ઘટાવવાનો વિચાર એ ન જ કરત. ગુજરાતીમાં વૈદિકનો વારસો બતાવવાનો ઉત્સાહ એમને આવી કેટલીક વ્યુત્પત્તિઓ તરફ ખેંચી ગયો લાગે છે.

'નાતરું'ની વ્યુત્પત્તિ 'જ્ઞાતિ' ઉપરથી સૂચવી પાદટીપમાં પંડિતજી એની 'જ્ઞાત્યન્તરમ્' સાથેની સમાનતા નિર્દેશે છે અને પાછા 'જ્ઞાતિ–ઇતર'નો સંભવ પણ નોંધે છે! પંડિતજી પાસે સાર્વત્રિક ધ્વનિનિયમોની ભૂમિકા હોત તો એ સહેલાઈથી સીધા 'જ્ઞાત્યન્તરમ્' પર જ સ્થિર થઈ શક્યા હોત.

'ગમાર' શબ્દ ફારસી 'ગુમરાહ'નું રૂપાંતર લાગે છે એમ કહ્યા પછી પંડિતજી હેમચન્દ્રે નોંધેલા 'ગુમ્મ' ધાતુ અને 'ગ્રામ્યાચાર' પરથી પણ એની વ્યુત્પત્તિ સૂચવે છે વારે વારે પ્રગટ થતી આ જાતની અનિર્ણયાત્મકતા ભાષાવિકાસના ધોરી માર્ગોને પ્રકાશિત કરવાનું કામ ભાગ્યે જ કરી શકે.

છતાં વ્યુત્પત્તિ નિમિત્તે જુદી જુદી ભૂમિકાની ઘણી ભાષાસામગ્રીનું અહીં સંનિધાન થયું છે. ભાષાસંશોધકો એને કાચી સામગ્રી તરીકે જરૂર ઉપયોગમાં લઈ શકે.

પંડિતજીએ ઘણા અભ્યાસપૂર્વક આ વ્યાખ્યાનો તૈયાર કર્યાં છે અને પોતાની સર્વ જાણકારી કામે લગાડી છે. એમના નિરૂપણમાં ઘણી વિશદતા અને સદ્યોગમ્યતા છે, વૈદિકથી માંડી ગુજરાતી સુધીની પ્રચુર ભાષાસામગ્રી એમણે કામમાં લીધી છે અને પ્રયોગમૂલક અભ્યાસની એક વૈજ્ઞાનિક પદ્ધતિનો એમણે આશ્રય લીધો છે. આમ છતાં વિષય પર જોઈએ તેવો પ્રકાશ પડતો ન લાગતો હોય તો એનાં કેટલાક કારણો છે. એમણે, ડૉ. ભાયાણીએ કહ્યું છે, તેમ આધુનિક મૌલિક પૂર્વ-કાર્યથી લગભગ નિરપેક્ષ રહીને વિષયનું નિરૂપણ કર્યું છે, પોતે જેમનો આધાર લીધો છે તે યાસ્ક, નિરુક્ત, હેમચન્દ્રાદિની સામગ્રીને ચકાસવાનો પ્રયત્ન કર્યો નથી તથા માહિતી નોંધવાનો અને સમાન્તરતાઓ નિર્દેશવાનો શ્રમ લીધો છે તેટલો નિયમો કે વલણો તારવવાનો લીધો નથી. એથી જ ઉપસંહારના પ્રકરણમાં થોડા વ્યાપક પ્રકારનાં તારણો ઉપરાંત કંઈ નક્કર એ આપી શક્યા નથી. આમ છતાં પંડિતજીએ ગુજરાતી ભાષાના વિકાસના અભ્યાસની એક દિશા ખોલી આપી છે, જે હજુ ઝાઝી ખેડાયેલી નથી. પંડિતજીનું આ પ્રદાન નોંધપાત્ર ગણાશે.

# ' જૈનદર્શન ' અનુવાદ ગ્રંથનો પરિચય

**નગીન જી. શાહ**

પંડિત બેચરદાસજીએ દર્શનશાસ્ત્રમાં પણ અમૂલ્ય ફાળો આપ્યો છે. તેમણે અને પંડિત સુખલાલજીએ સાથે મળી સિદ્ધસેનના સન્મતિતર્કપ્રકરણની વિસ્તૃત અને સર્વવાદસમુચ્ચયરૂપ અભયદેવસૂરિની ટીકાનું સંપાદન કર્યું છે. દર્શનક્ષેત્રમાં આ એક બહુમૂલ્ય કામ થયું. વળી, આજથી પચાસ વર્ષ પહેલાં તેમણે આચાર્ય હરિભદ્રસૂરિના ષડ્દર્શનસમુચ્ચય ઉપરની ગુણરત્નની ટીકાના જૈન ભાગનો ગુજરાતી અનુવાદ કર્યો. આ તેમનું દર્શનક્ષેત્રમાં બીજું મહત્ત્વનું કાર્ય છે. જો કે પંડિતજીના રસના વિષયો ખાસ તો વ્યાકરણ–ભાષાશાસ્ત્ર અને આચારમીમાંસા રહ્યા હતા તેમ છતાં તેમણે દર્શનના ક્ષેત્રમાં જે કંઈ પ્રદાન કર્યું છે તે પણ ઘણું મોટું છે. આપણે તેમણે કરેલ આ અનુવાદની વિચારણા કરીશું.

પંડિતજીએ આ અનુવાદ સાથે માહિતીપૂર્ણ અને વિચારપ્રેરક ૧૨૦ પૃષ્ઠની વિસ્તૃત પ્રસ્તાવના જોડી છે. તેમાં શ્રી હરિભદ્રનાં જીવન અને કૃતિઓ વિશે તેમ જ ગુણરત્ન વિશે ઐતિહાસિક દૃષ્ટિએ જેટલી વિગતો આપી શકાય તેટલી વિગતો આપી છે. પંડિતજીને શુષ્ક તર્ક અને વાદો પસંદ ન હતા. તેમની દૃષ્ટિ સદાય જીવનને શુદ્ધ કરતા તત્ત્વથી આકર્ષાતી. તેમને સમન્વય પ્રિય હતો. આ પ્રસ્તાવનામાં પંડિતજીએ કરેલો દર્શનોનો સમન્વય ચિત્તાકર્ષક અને સત્ત્વોદ્રેકી છે.

હરિભદ્રને અનુસરી તેઓ પણ કપિલ, સુગત, જિન સૌને આપ્ત ગણે છે. તેમના ઉપદેશનો ભેદ તો શ્રોતાઓની કક્ષાઓના ભેદને કારણે છે એમ તેઓ સમજે છે. તેઓ માને છે કે વાદ-પ્રતિવાદ છોડી તેમના ઉપદેશનું હાર્દ સમજવા પ્રયત્ન કરવો જોઈએ. આ હાર્દ તેઓ આ રીતે સમજાવે છે: "ઈશ્વરવાદને વળગનારો મુમુક્ષુ પોતાની કોઈ પણ પ્રવૃત્તિમાં કર્તાપણાની ભાવના એટલે 'હું કરું છું' 'મારા જેવો કરનાર કોણ છે' એવી વૃત્તિ રાખી શકે જ નહિ. એને મન તો કર્તા, હર્તા, પાલયિતા ઈશ્વર જ છે. એણે તો પોતાનું સર્વસ્વ શ્રી ઈશને ચરણે ધરેલું હોવું જોઈએ. પોતાનો એકનો એક ખોટનો દીકરો, પોતાની અતુલ સંપત્તિ કે બીજી કોઈ પોતાની પ્રિય વસ્તુનો નાશ થતાં પણ એને શોક ન હોઈ શકે........અદ્વૈતવાદના ખરા અનુયાયીને 'મારું તારું' હોઈ શકતું નથી, એ તો સર્વત્ર સમ જ હોઈ શકે છે—શત્રુ કે મિત્ર એને ઘટે જ શી રીતે?...... બધા જીવોનું અદ્વૈત હોઈ એ ક્યાંય રાગ કે રોષ શી રીતે કરી શકે?......ક્ષણિકવાદનો પાકો ભક્ત પોતાના દેહને સ્થિર શી રીતે માને? તે થૂંકની છોળો ઉડાડી ક્ષણિકવાદ સાબિત ન કરે, એ તો એ વાદને પોતાના જીવનમાં ઉતારીને જ સંસારની ક્ષણિકતાને વગર બોલ્યે સમજાવી દે. કર્મવાદનો ઉદ્દેશ સંસારની વિચિત્રતા જણાવી આત્મામાં સ્થિરતા આણવાનો છે, નહિ કે બીજા બીજાની ખાતાવહીઓને તપાસ્યા કરવાનો તેમ ઈશ્વરવાદીઓના ઈશ્વરને દૂષિત કરવાને પણ કર્મવાદને આગળ ધરવાનો નથી."

છ યે છ દર્શનોને તેમનું પ્રયોજન છે, તેમનો જીવનમાં ઉપયોગ છે એ દર્શાવતાં પંડિતજી આનંદઘનજીના શ્રી નમિનાથસ્તવનનો વારંવાર હવાલો આપે છે. ચાર્વાકદર્શન વિશે પંડિતજી લખે છે કે: "વિચાર કરતાં એટલું તો જરૂર સૂઝે છે કે નીતિપ્રધાન અને ધર્મપરાયણ આ આર્ય દેશમાં પ્રાચીન સમયે પ્રાદુર્ભૂત થયેલો આ મત હિંસાનું, જુઠાણાનું, ચોરીનું, વ્યભિચારનું

અને 'ऋणं कृत्वा घृतं पिबेत्'નું જ સમર્થન કરી જીવનવિકાસનો માર્ગ બતાવતો હોય એમ મારા તો માનવામાં આવતું નથી....પરમયોગી આનંદઘનજી મહારાજ આ મત વિશે જણાવતાં કહે છે કે—'લોકાયતિક કૂખ જિનવરની, અંશવિચાર જો કીજે.''

પ્રસ્તાવનામાં તેમણે અર્થસભર અને નવી દિશા ખોલનારાં ટિપ્પણો લખ્યાં છે. તેનાં એકબે ઉદાહરણો લઈશું. પૃ. ૬૩ ઉપર બૌદ્ધધર્મ અને બુદ્ધ ઉપર વિસ્તૃત ટિપ્પણ છે તેનો અંશમાત્ર આપું છું. તેઓ લખે છે: "આ મહાપુરુષ (બુદ્ધ) આત્મવાદી છે, તો પણ તેમની પછીના તેમના કેટલાક અનુયાયીઓની તર્કજાળને લીધે તેમના ઉપર 'અનાત્મવાદી' તરીકેનો જે આરોપ આજ ઘણા વખતથી મૂકવામાં આવે છે તે અવિવેકથી થયેલો છે અને ખોટો છે." પૃ. ૭૫ ઉપર 'તન્માત્રા' શબ્દ ઉપર આ પ્રમાણે ટિપ્પણ છે: "પરમાણુ" શબ્દનો ભાવ 'તન્માત્રા' શબ્દથી સૂચવી શકાય છે. જૈનદર્શનમાં 'પરમાણુ' શબ્દ ઉપરાંત એક એવા જ ભાવવાળો 'વર્ગણા' શબ્દ પણ આવે છે. 'પ્રદેશ' શબ્દને પણ 'પરમાણુ'ના અર્થમાં જૈનભાષામાં વાપરવામાં આવે છે પણ તે, અવિભક્ત પરમાણુને એટલે કે કોઈ જથ્થામાં રહેલા પરમાણુને જ સૂચવે છે અર્થાત્ જૈનભાષામાં એકલા છૂટા પરમાણુને 'પ્રદેશ' શબ્દથી સૂચવી શકાય નહિ." પ્રસ્તાવનામાં આવાં ટિપ્પણો લગભગ એક સો જેટલાં છે. આ ટિપ્પણોમા પંડિતજીની ઐતિહાસિક, તુલનાત્મક અને નિષ્પક્ષ દૃષ્ટિ આપણું ધ્યાન ખેંચે છે.

હવે તેમના અનુવાદની લાક્ષણિકતા તપાસીએ. તેના માટે એક ઈશ્વરવિષયક કંડિકા પસંદ કરીએ. તે નીચે પ્રમાણે છે:

किञ्च ईश्वरस्य जगन्निर्माणे यथारुचिप्रवृत्तिः, कर्मपारतन्त्र्येण, करुणया, क्रीडया, निग्रहानुग्रहविधानार्थं स्वभावतो वा। अत्राद्यविकल्पे कदाचिदन्यादृश्येव सृष्टिः स्यात्। द्वितीये स्वातन्त्र्यहानिः। तृतीये सर्वमपि जगत् सुखितमेव कुर्यात्। अथ ईश्वरः किं करोति पूर्वार्जितैरेव कर्मभिर्वशीकृता दुःखमनुभवन्ति? तदा तस्य कः पुरुषकारः? अदृष्टापेक्षस्य च कर्तृत्वे किं तत्कल्पनया, जगतस्तदधीनतैवास्तु (જ્ઞાનપીઠ મૂર્તિદેવી જૈન ગ્રન્થમાલા, સંસ્કૃત ગ્રન્થાંક ૩૬, ૧૯૭૦, પૃ. ૧૮૨–૧૮૩)

હવે અનુવાદ વાંચીએ.

અનીશ્વરવાદી: વળી, અમે આ એક બીજું પૂછીએ છીએ કે, તમોએ માનેલો ઈશ્વર, જગતને રચવાની જે ભાંજગડ કરી રહ્યો છે, શું તેમાં તે પોતાની મરજી પ્રમાણે પ્રવૃત્તિ કરે છે? વા કર્મને વશ થઈને પ્રવૃત્તિ કરે છે? વા દયાને લીધે પ્રવૃત્તિ કરે છે? વા લીલા કરવાની વૃત્તિથી પ્રવૃત્તિ કરે છે? વા ભક્તોને તારવા અને દુષ્ટોને મારવા પ્રવૃત્તિ કરે છે કે એ જાતની પ્રવૃત્તિ કરવાનો એનો સ્વભાવ જ છે?

ઈશ્વરવાદી: ભાઈ, એ (ઈશ્વર) તો સૌનો ઉપરી હોવાથી જગતની રચના કરવામાં એની પોતાની જ મરજી પ્રમાણે વર્તે છે અને જગત પણ એ પ્રમાણે જ ચાલ્યા કરે છે.

અનીશ્વરવાદી: ભાઈ! અમને તો એમ જણાતું નથી. જો ઈશ્વર જગતને બનાવવામાં પોતાની જ મરજી પ્રમાણે વર્તતો હોય તો કોઈ એવો સમય પણ આવવો જોઈએ કે, જે સમયે જગત તદ્દન જુદા પ્રકારનું પણ રચાયું હોત–હોય. આપણાથી એ તો ન જ કલ્પી શકાય કે, તેની મરજી હમેશા એકની એક જ રહે છે. કારણ કે, તે પોતે તદ્દન સ્વતંત્ર હોવાથી ધારે તેવું કરી શકે છે. પરંતુ જગત તો હમેશા એક જ ધાટે ચાલ્યું જાય છે અને ચાલ્યું આવે છે. એની બીજી કોઈ જાતની રચના કદી, કોઈએ અને ક્યારેય સાંભળી કે જાણી પણ નથી. તેથી એમ જાણી શકાય છે કે, જગતની રચના કરવામાં ઈશ્વર પોતાની જ મરજી પ્રમાણે વર્તતો નથી.

ઈશ્વરવાદી : ભાઈ, ઈશ્વર તો કર્મને વશ રહીને જગતની રચના કરી રહ્યો છે. એથી એ કોઈ જાતની નહિ બનવા જેવી રચના કરી શકે જ નહિ.

અનીશ્વરવાદી : થયું. જો ઈશ્વર પણ કર્મને વશ રહેતો હોય તો એ ઈશ્વર શાનો? સર્વ શક્તિવાળો પ્રભુ શાનો?

ઈશ્વરવાદી : ભાઈ, જરા ભૂલ થઈ ગઈ, ખરું તો એ છે કે ફક્ત દયાને લીધે જ ઈશ્વર જગતને રચવાની ભાંજગડ કરી રહ્યો છે – કારણ કે, એ તો મહાદયાળુ છે.

અનીશ્વરવાદી : જો ઈશ્વર દયાને લીધે જ જગતને બનાવી રહ્યો હોય તો એ આખા જગતને સુખી શા માટે ન કરે? જીવમાત્રને સુખ આપવું એ દયાળુ પુરુષનું કામ છે. પરંતુ જગતમાં સુખ તો સરસવ જેટલું અને દુઃખ ડુંગર જેટલું જણાય છે. એથી આવા જગતને જોઈને કોઈ પણ એમ તો ન જ કલ્પી શકે કે, ઈશ્વર ફક્ત દયાની લાગણીથી જ આને (જગતને) બનાવી રહ્યો છે.

ઈશ્વરવાદી : જો કે, ઈશ્વર તો દયાળુ હોવાથી બધાને સુખી જ સરજે છે, પરંતુ એ બધા જીવો પોતપોતાનાં કર્મોને લીધે પાછા દુઃખી થાય છે એમાં ઈશ્વર શું કરે?

અનીશ્વરવાદી : થયું. આ તો તમારા જ કહેવા પ્રમાણે ઈશ્વર કરતાં પણ કર્મોનું બળ વધુ જણાય છે. ત્યારે ભાઈ, હવે ઈશ્વરને જવા દઈને જો એને ઠેકાણે કર્મોને માનો તો વાંધો છે?

પંડિતજીનો આ અનુવાદાંશ વાંચ્યા-સાંભળ્યા પછી સૌને પ્રતીતિ થશે કે પંડિતજી દર્શનના કઠણ વાદને પણ ગુજરાતીમાં સરળ અને સહજ રીતે ઉતારે છે. તેમના અનુવાદમાં તરજુમિયાપણું નથી. ગુજરાતી ભાષામાં અનુવાદ કરતી વખતે તે ભાષાની પોતાની જે લઢણો છે તેમને તે અનુસરે છે. સંસ્કૃત ભાષાની લઢણો ગુજરાતીમાં જેમની તેમ લાવવાથી અનુવાદ ક્લિષ્ટ બની જાય છે. સંસ્કૃતમાં કર્મણિપ્રયોગ સારો લાગે છે પરંતુ તેનો ગુજરાતી અનુવાદ કરતાં જો તે પ્રયોગ બદલી કર્તરિ ન કરવામાં આવે તો અનુવાદમાં અસ્વાભાવિકતા અને ક્લિષ્ટતા પ્રવેશે છે. બીજું, સંસ્કૃત ભાષામાં અત્યંત લાઘવ છે. ઘણી બધી વાત ટૂંકમાં કહી શકાય છે. તેથી જ્યારે સંસ્કૃતમાંથી ગુજરાતી અનુવાદ પંડિતજી કરે છે ત્યારે ગુજરાતી ભાષાના સ્વભાવ પ્રમાણે જરૂરી વિસ્તાર પણ તે કરે છે. વળી, પૂર્વપક્ષ-ઉત્તરપક્ષનો તરત જ ખ્યાલ આવે એ આશયથી પંડિતજીએ અનુવાદમાં સંવાદશૈલી અપનાવી છે. પંડિતજીએ અનુવાદમાં જ્યાં તક મળી ત્યાં મૂળના અર્થને અનુસરતા ગુજરાતી પદ્યોને દાખલ કરી અનુવાદને રોચક કર્યો છે. દેહ અને આત્માને એક માનતા ચાર્વાકનું મૂળમાં જ્યાં ખંડન છે ત્યાં અનુવાદમાં તેમને નીચેનું પદ્ય મૂકવાની જે તક મળી તેનો તેમણે સરસ ઉપયોગ કર્યો છે. તે પદ્ય છે—

> પરમબુદ્ધિ કૃશ દેહમાં, સ્થૂલ દેહ મતિ અલ્પ,
> દેહ હોય જો આતમા ઘટે ન આમ વિકલ્પ.

એમણે કરેલ આ અનુવાદ જૈનદર્શન વિશે અભ્યાસીને સારી માહિતી આપે છે અને બધા જ મહત્ત્વના સિદ્ધાન્તોની વિશદ ચર્ચા કરે છે. તેમાં શ્વેતાંબર અને દિગંબર મુનિઓના વેશ અને આચાર, જિનેશ્વરદેવસ્વરૂપ, ઈશ્વરવાદ, સર્વજ્ઞવાદ, કવલાહારવાદ, જીવાદિનવતત્ત્વ, આત્મવાદ, પુદ્ગલ તત્ત્વ, પ્રમાણવાદ અને અનેકાન્તવાદનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે અને તે તે સ્થાને વિરોધી વાદોનો નીરાસ પણ સવિસ્તર કર્યો છે. તેથી જૈનદર્શનને સમજવા આ અનુવાદ અતિ ઉપયોગી છે.

દર્શનના અભ્યાસીઓને ઉપયોગી એવાં પૂ. પંડિતજીએ કરેલાં આ બે મોટાં કાર્યોનું સ્મરણ કરી હું તેમને મારી ભાવપૂર્વક જ્ઞાનાંજલિ અર્પું છું. આભાર.

## મહાવીર–વાણી
### કુમારપાળ દેસાઈ

પં. બેચરદાસ દોશીએ કરેલું "મહાવીર–વાણી"નું સંપાદન એમનાં સંપાદનોમાં આગવું તરી આવે છે. ભગવાન મહાવીરની વાણી વિશિષ્ટ એ માટે છે કે એમણે કયાંય એવો દાવો કર્યો નથી કે પોતે ઈશ્વરનો સંદેશો કે દિવ્ય વાણી પ્રકટ કરી રહ્યા છે. એમણે તો કહ્યું છે કે સાધનાની અનુભવ-ભઠ્ઠીમાંથી તવાઈ તવાઈને પ્રગટ થતો અનુભવ તેઓ આલેખે છે, આથી જ મહાવીર-વાણીમાં સ્વયં સાધનાની દીપ્તિ છે અને જીવનનાં રહસ્યો પામવાની ઊંડામાં ઊંડી ઝંખના છે. આવી વ્યાપક દષ્ટિ મહાવીર–વાણીમાં પ્રગટ થાય છે અને એ વાણીની વ્યાપકતા પં. બેચરદાસજીએ બીજા ધર્મ-ગ્રંથો સાથે તુલના કરીને માર્મિક રીતે દર્શાવી છે. તેઓએ વિચાર કર્યો કે જૈન સંસ્કૃતિનો અભ્યુદય કરવો હોય તો જૈન સંસ્કૃતિનાં પુસ્તકો સુલભ બનાવવા જોઈએ. આ હેતુથી એમણે જૈન આગમો-માંથી મહાવીર–વાણીને પસંદ કરીને એને ૨૫ સૂત્રમાં વહેંચી નાખી. આ ૨૫ સૂત્રની ૩૧૪ ગાથામાં ધર્મની વિસ્તૃત સમજ પ્રગટ થાય છે. આ માટે પં. બેચરદાસજીએ મુખ્યત્વે 'સૂત્રકૃતાંગ સૂત્ર', 'દશવૈકાલિક સૂત્ર', 'ઉત્તરાધ્યયન સૂત્ર' અને 'આવશ્યક સૂત્ર'ને પસંદ કર્યાં છે. ભગવાન મહાવીરના ઉપદેશના મર્મને સ્પર્શતી ગંભીર તત્ત્વવાળી ગાથા અને તેનો અર્થ આપ્યો છે આ સંપાદનની ૩૧૪ ગાથાઓમાં પરિભાષાની પ્રચૂરતા કે રૂઢ ભાષાને બદલે સીધીસાદી શૈલીમાં એની રજૂઆત કરવામાં આવી છે.

'મહાવીર–વાણી'માં પ્રગટતા દર્શનની વ્યાપકતા દર્શાવવા માટે એમણે મહાવીરના વચનોની સાથોસાથ બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મના વચનોનાં સામ્યનો ખ્યાલ આપ્યો છે. પરંતુ પં. સુખ-લાલજીએ આ તુલનાત્મક ટિપ્પણમાં બાઈબલ અને કુરાનનાં વચનો મૂકવાની વાત કરી અને આ માટે સંપાદકે 'ઈસુખ્રીસ્ત અને તેમનો ઉપદેશ' તથા 'હજરત મહમ્મદ અને ઈસ્લામ' એ બે પુસ્તકોનો તુલનાત્મક અભ્યાસમાં ઉપયોગ કર્યો. ભગવાન મહાવીરની વાણી કોઈ ગચ્છ, વાદ કે સંપ્રદાયના સંકુચિત વાડાને બદલે માનવજીવનની આભ્યંતર સુધારણાનો હેતુ રાખે છે. તે હકીકત આ તુલનાત્મક અભ્યાસથી પ્રગટ થઈ.

પુસ્તકના પ્રારંભમાં ભગવાન મહાવીરનું જીવન–ચરિત્ર આપવામાં આવ્યું છે. આમાં કેટલાંક મહત્ત્વના મુદ્દાઓની ચર્ચા કરવામાં આવી છે, જેમ કે જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મનું સામ્ય અથવા તો બુદ્ધ અને મહાવીર બંને એક નહિ, પણ બે સ્વતંત્ર વ્યક્તિ હતા તેવું પ્રતિપાદન. આ પ્રકરણમાં મહાવીરનું જીવન, એમનો ઉપદેશ અને એમની ક્રાંત દષ્ટિ સુંદર રીતે પ્રગટ થઈ છે. વળી આમાં ભગવાન મહાવીરની ઉપદેશશૈલી એમના પ્રતિસ્પર્ધીઓ તેમ જ એમના જીવનમાં પ્રગટ થતું જ્ઞાન અને ક્રિયા–સાધના–વિશેનું સમતોલપણું બતાવવામાં આવ્યું છે. ભગવાન મહાવીરે પોતે આચરેલી અને દર્શાવેલી અહિંસક રહેણીકરણીની વિગતો આપેલી છે. આમ આ જીવનચરિત્ર સંપાદનમાં આગવું મહત્ત્વ ધરાવે છે.

પુસ્તકનાં ટિપ્પણોમાં તુલનાત્મક અને વિવેચનાત્મક બંને દષ્ટિ પ્રગટ થાય છે. પુસ્તકને અંતે 'મહાવીર–વાણી'માં આવતા છંદો અને અલંકારોનો પરિચય આપવામાં આવ્યો છે. પુસ્તકના

ટિપ્પણોમાં શબ્દનો અર્થ, એની વ્યુત્પત્તિ, એની પાછળની ભાવના તેમ જ એને વિશેની કથા એ બધી જ સામગ્રી આપવામાં આવી છે. જૈન ધર્મના પારિભાષિક શબ્દોની સમજૂતી અને ચર્ચા તો છે જ, પરંતુ એની સાથોસાથ સંપાદકની વિશાળ દૃષ્ટિનો સતત પરિચય થાય છે. કલ્પસૂત્ર, ઉત્તરાધ્યયન સૂત્ર અને હેમ – અનેકાર્થસંગ્રહ જેવા ગ્રંથોની સાથે સાથે મનુસ્મૃતિ, મહાભારત અને વિષ્ણુપુરાણ પર પણ લેખકની નજર છે. ધમ્મપદ, ખોરદેહ અવસ્તા, કુરાન અને બાઈબલના ઉપદેશોના ઉલ્લેખો મળે છે. આમ મહાવીર-વાણીના ઘણા સંપાદનો થયા છે, પરંતુ આ સંપાદન સંપાદકની ઊંડી શાસ્ત્રીય સૂઝ અને વ્યાપક ધર્મદૃષ્ટિ માટે સ્મરણીય બની રહેશે.

□

# ભારતીય દર્શનોમાં મોક્ષવિચાર

**નગીન જી. શાહ**

## પ્રાસ્તાવિક

મોક્ષ એટલે મુક્તિ. કોની ? પોતાની-આત્માની. શેમાંથી ? દુઃખમાંથી. પોતાની અર્થાત્ આત્માની દુઃખમાંથી મુક્તિ એટલે મોક્ષ. આમાં નીચેની બાબતોનો પૂર્વસ્વીકાર જરૂરી છે : (૧) પોતાનું અર્થાત્ આત્માનું અસ્તિત્વ છે. (૨) પોતાને અર્થાત્ આત્માને દુઃખ છે. (૩) દુઃખનાં કારણો છે. (૪) દુઃખનાં કારણોને દૂર કરવાના ઉપાયો છે. (૫) દુઃખમુક્તિ શક્ય છે.[1] આમાં ભગવાન બુદ્ધના ચાર આર્યસત્યનો[2] અને યોગદર્શનના ચતુર્વ્યૂહનો[3] સમાવેશ છે.

આ દુઃખમુક્તિ થોડા વખત પૂરતી નથી પરંતુ સદાને માટે છે. એક વાર દુઃખમાંથી મુક્ત થયા એટલે ફરી કદી દુઃખ પડવાનું જ નહિ. બધા પ્રકારનાં દુઃખોમાંથી હંમેશ માટેની મુક્તિને દર્શનશાસ્ત્રમાં મોક્ષ કહેવામાં આવે છે. આત્યંતિક દુઃખમુક્તિ મોક્ષ છે. પગમાં કાંટો વાગ્યો તેથી પીડા થઈ — દુઃખ થયું. કાંટો કાઢી નાખવામાં આવ્યો, કાંટાની પીડામાંથી મુક્તિ થઈ. પરંતુ ફરી કાંટો વાગવાનો સંભવ દૂર થયો નથી. વળી, કાંટાની પીડા દૂર થવા છતાં ગુમડા વગેરેની બીજી પીડા રહી હોવાનો સંભવ છે જ. એટલે કાંટાની પીડામાંથી મુક્તિને આત્યંતિક દુઃખમુક્તિ ન કહેવાય.[4]

દુઃખ કોને છે ? આત્માને. દુઃખ શરીર, મન કે ઇન્દ્રિય અનુભવતાં નથી પણ તેમના દ્વારા બીજું કોઈ અનુભવે છે. અને તે છે આત્મા.[5] આ આત્મા શું છે અને તેનું સ્વરૂપ કેવું છે એ આપણે જાણી લઈએ તો મોક્ષના સ્વરૂપને સમજવું સરળ થઈ જશે. અહીં ચાર્વાક, પ્રાચીન સાંખ્ય, જૈન, બૌદ્ધ, ઉત્તરકાલીન સાંખ્યયોગ, ન્યાયવૈશેષિક, શાંકર વેદાન્ત — આટલાં દર્શનોનો આત્મા વિશે શો મત છે તે સંક્ષેપમાં જોઈ જઈએ.

## આત્મા

### ચાર્વાક : (અચિત્તાદ્વૈત)

ચાર્વાકો કેવળ અચિત્ત તત્ત્વને જ માને છે. પૃથ્વી આદિ ભૂતોના વિશિષ્ટ સંયોજનને પરિણામે જ્ઞાનધર્મ સંયોજનમાં આવિર્ભાવ પામે છે. ભૂતોનું આ વિશિષ્ટ સંયોજન જ આત્મા છે. આત્મા કોઈ સ્વતંત્ર તત્ત્વ નથી. સંયોજનનું વિઘટન થતાં સંયોજનનો નાશ થાય છે, અર્થાત્ આત્માનો અત્યંત ઉચ્છેદ થાય છે. આમ અહીં જ્ઞાન એ અચિત્તનો જ ધર્મ છે. આ અચિત્ત તત્ત્વ પરિણમનશીલ છે.

### પ્રાચીન સાંખ્ય, જૈન અને બૌદ્ધ : (ચિત્ત-અચિત્ત દ્વૈત)

ચાર્વાક મતની વિરુદ્ધ પ્રાચીન સાંખ્ય[6] (ચોવીસ તત્ત્વમાં માનનાર સાંખ્ય), જૈન[7] અને બૌદ્ધે એવું પ્રતિપાદન કર્યું કે જ્ઞાનધર્મ એ ભૌતિક ધર્મોથી ભિન્ન શ્રેણિનો છે, અને તેથી ભૌતિક ધર્મો ધરાવનાર અચિત્ત તત્ત્વનો તે ધર્મ હોઈ શકે નહિ. તેને માટે અચિત્ત તત્ત્વથી તદ્દન ઊલટું સ્વતંત્ર ચિત્ત તત્ત્વ સ્વીકારવું જોઈએ. અચિત્ત તત્ત્વની જેમ આ ચિત્ત તત્ત્વ પણ પરિણમનશીલ છે. તેથી ચિત્ત અને અચિત્તનો સંયોગ-વિયોગ થાય છે.

## ઉત્તરકાલીન સાંખ્ય : (આત્મ-અનાત્મ દ્વૈત)

ઉત્તરકાલીન સાંખ્યે ચિત્ત-અચિત્તના દ્વૈતના સ્થાને આત્મ-અનાત્મના દ્વૈતની સ્થાપના કરી. તેણે ચિત્તથી ઉપરવટ પુરુષ યા આત્મા નામનું તત્ત્વ સ્વીકાર્યું. તેના સ્વીકારને ન્યાય્ય ઠેરવવા 'દર્શન' નામના ધર્મનું પ્રતિપાદન તેણે કર્યું. તેણે કહ્યું કે જ્ઞાન એ ચિત્તનો ધર્મ છે જ્યારે દર્શન એ પુરુષનો ધર્મ છે. ચિત્ત જ્ઞાતા છે જ્યારે પુરુષ દ્રષ્ટા છે.[8] આ નવા સ્વીકારેલા પુરુષને તેણે પરિણમનશીલ ન માનતાં કૂટસ્થનિત્ય માન્યો.[9] આમ પરિણામી અને કૂટસ્થનિત્યનું દ્વૈત ઊભું થયું. કૂટસ્થનિત્ય આત્માનો પરિણામી ચિત્ત-અચિત્ત સાથે સાચો સંયોગ-વિયોગ ઘટતો ન હોઈ બિંબ-પ્રતિબિંબ સંબંધની ભાષા બોલાવી શરૂ થઈ.[10] જૈનો અને બૌદ્ધોએ ચિત્ત ઉપરવટ પુરુષ યા આત્મતત્ત્વના સ્વીકારનો વિરોધ કર્યો અને જાહેર કર્યું કે સાંખ્યે સ્વીકારેલ દર્શનધર્મને અમે સ્વીકારીએ છીએ પરંતુ તે ચિત્તનો જ ધર્મ છે. ચિત્ત કેવળ જ્ઞાતા નથી પણ જ્ઞાતા અને દ્રષ્ટા બંનેય છે, એટલે ચિત્ત ઉપરવટ પુરુષ યા આત્માને સ્વીકારવાની કોઈ જરૂર નથી.[11]

## ન્યાય-વૈશેષિક : (આત્મ-અનાત્મ દ્વૈત)

ન્યાય-વૈશેષિક દાર્શનિકોએ ઉત્તરકાલીન સાંખ્યના કૂટસ્થનિત્ય પુરુષ યા આત્માને સ્વીકાર્યો. પરંતુ ઉત્તરકાલીન સાંખ્યે પ્રકૃતિઅંતર્ગત ચિત્ત અને અચિત્ત બંનેનો સ્વીકાર કરેલો જ્યારે ન્યાય-વૈશેષિકે ચિત્તનો તદ્દન અસ્વીકાર કર્યો. બૌદ્ધોએ અને જૈનોએ પુરુષને ન સ્વીકારી તેનો ધર્મ દર્શન ચિત્તમાં માન્યો જ્યારે ન્યાય-વૈશેષિકોએ ચિત્તને ન સ્વીકારી તેના ધર્મ જ્ઞાન પુરુષમાં અર્થાત્ આત્મામાં નાખ્યો.[12] હવે આ જ્ઞાન ધર્મ પરિણામી હોઈ, કૂટસ્થનિત્ય આત્મામાં પરિણામીપણું આવતું અટકાવવા કોઈ રસ્તો કાઢવાનું તેમને માટે અત્યંત આવશ્યક હતું. તેમણે કહ્યું કે જ્ઞાન ગુણ છે અને આત્મા દ્રવ્ય છે, અને દ્રવ્ય અને ગુણ વચ્ચે અત્યંત ભેદ છે.[13] જ્ઞાન એ આત્માનો સ્વભાવ નથી. તે તો શરીરાવચ્છન્ન આત્મ-મનઃસન્નિકર્ષરૂપ નિમિત્તકારણથી આત્મામાં ઉત્પન્ન થઈ સમવાયસંબંધ દ્વારા તેમાં રહે છે.[14] હવે અહીં પ્રશ્ન થાય કે પુરુષ યા આત્માના ધર્મ દર્શન અંગે ન્યાય-વૈશેષિકો શું કહે છે? આત્માના ધર્મ દર્શન બાબત ક્યાંય કશી વાત તેઓએ કરી નથી. કદાચ તે જ તેમને મતે આત્માનું સ્વરૂપ હોય અને એમ હોય તો, જ્ઞાન આત્માનો ગુણ અને દર્શન આત્માનું સ્વરૂપ ગણાય. પરિણામે દર્શનને આત્મા કદી ન છોડે. સાંખ્યના ચિત્તનો ધર્મ એકલો જ્ઞાન જ નથી પણ સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ વગેરે બીજા ઘણા ધર્મો તેના છે. આ બધા ધર્મોને ચિત્ત ન સ્વીકારનાર ન્યાય-વૈશેષિકોએ આત્માના ગુણો ગણ્યા છે.[15]

## શાંકર વેદાન્ત : (આત્માદ્વૈત)

શાંકર વેદાન્તે ચિત્ત અને અચિત્ત બંનેનો અસ્વીકાર કર્યો છે. ન્યાયવૈશેષિકોએ ચિત્તને ન સ્વીકારવા છતાં ચિત્તના ધર્મોને સ્વીકારી તેમને પુરુષના ગણ્યા પરંતુ શાંકર વેદાન્તીએ તો તે ચિત્તના ધર્મોને પણ સ્વીકાર્યા નથી. અચિત્ત, ચિત્ત, ચિત્તધર્મો બધું જ મિથ્યા છે. કેવળ પુરુષ જ સત્ય છે. આમ હોય તો ચિત્તનો ધર્મ જ્ઞાન એ પુરુષમાં તેઓ સ્વીકારે જ નહિ. કેવળ દર્શન જ પુરુષમાં હોય, જ્ઞાન નહિ. પુરુષ જ્ઞાનસ્વરૂપ નહિ પણ દર્શનસ્વરૂપ જ મનાય. શિથિલપણે દર્શનના અર્થમાં 'જ્ઞાન' શબ્દના પ્રયોગ ભલે થતા જોવા મળે.

આમ જૈનો અને બૌદ્ધોને મતે પરિણમનશીલ ચિત્ત જ આત્મા છે જ્યારે ઉત્તરકાલીન સાંખ્ય, ન્યાય-વૈશેષિક અને વેદાન્તના મતે કૂટસ્થનિત્ય પુરુષ આત્મા છે.

## દુઃખ છે

દરેકને પોતાને દુઃખનો અનુભવ છે. દુઃખ ત્રિવિધ છે—આધ્યાત્મિક (માનસિક), આધિભૌતિક (શરીરની અંદરથી રોગને લીધે ઉદ્ભવતાં દુઃખો) અને આધિદૈવિક (બીજા જીવો દ્વારા અપાતાં શારીરિક દુઃખો).[૧૬] વિષયોને ભોગવતી વખતે લાગતું સુખ પણ પરિણામે દુઃખ છે. સુખભોગકાળે વિષયના નાશના ભયે ચિત્તમાં દુઃખ બીજરૂપે હોય છે. મારા પ્રિય વિષયો છીનવાઈ જશે, નાશ પામશે એવું મનમાં રહ્યા કરે છે. વિષયના ભોગના સુખાનુભવના સંસ્કારો ભવિષ્યમાં નવા ભોગની સ્પૃહા જન્માવી દુઃખનું વિષચક્ર ચાલુ રાખે છે. આમ વિષયોમાં પરિણામદુઃખતા, તાપદુઃખતા અને સંસ્કારદુઃખતા છે.[૧૭] તેથી જ ભગવાન બુદ્ધે કહ્યું કે "**सर्वं दुःखम्**". પોતાના સ્વભાવ ઉપર આવરણો આવી જવાં એ પણ દુઃખ છે. અલ્પતા દુઃખ છે. જન્મમરણ પણ દુઃખ છે.

## દુઃખનાં કારણો

પોતાની જાતનું, પોતાના ખરા સ્વરૂપનું અજ્ઞાન એ દુઃખનું મૂળ કારણ છે.[૧૮] આ અજ્ઞાનને કારણે આપણે રાગ-દ્વેષ કરીએ છીએ. અને રાગ-દ્વેષ દુઃખ પેદા કરે છે. અજ્ઞાન, રાગ, દ્વેષ આ ક્લેશો છે. રાગ-દ્વેષપૂર્વક કરાતી પ્રવૃત્તિથી આત્મા (કે ચિત્ત) કર્મ બાંધે છે.[૧૯] સાંખ્ય-યોગ, જૈન તો આ કર્મને સૂક્ષ્માતિસૂક્ષ્મ ભૌતિક દ્રવ્ય ગણે છે, જે આત્માની (કે ચિત્તની) ઉપર આવરણ રચી તેના જ્ઞાન આદિ ગુણને ઢાંકી દે છે. બૌદ્ધો પણ કર્મને આવા ભૌતિક દ્રવ્યરૂપ માનતા હોય એવો સંભવ છે.[૨૦] આ કર્મોનું આવરણ દુઃખરૂપ છે. ક્લેશોને પણ આવરણ માનવામાં આવ્યાં છે. આસક્તિ, કામ, ક્રોધ, વગેરે સ્વભાવને કેવો ઢાંકી દે છે તેની વાત "**ध्यायतो विषयान् पुंसः...**" શ્લોકમાં ગીતાએ ક્યાં નથી કરી?

## દુઃખનાં કારણોને દૂર કરવાના ઉપાય

દુઃખનાં કારણોને દૂર કરવા માટે સૌપ્રથમ તો પોતાના ખરા સ્વરૂપનું જ્ઞાન મેળવવું જોઈએ. આને માટે ચિત્તશુદ્ધિ જરૂરી છે. ચિત્તમાંથી મળો દૂર કરવા મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા (માધ્યસ્થ્ય) ભાવના કેળવવી જોઈએ.[૨૧] વળી, અહિંસા આદિ પાંચ યમો અને શૌચ આદિ પાંચ નિયમોનું પાલન કરવું જોઈએ. પછી ધ્યાનમાર્ગની સાધના દ્વારા ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો જોઈએ. ચિત્તવૃત્તિઓનો નિરોધ થતાં પોતાના ખરા સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. જેટલાં ક્લેશો ઓછાં એટલું દુઃખ ઓછું. ક્લેશપૂર્વક કરાતી પ્રવૃત્તિ જ કર્માવરણો રચતી હોઈ ક્લેશો દૂર થતાં કર્માવરણો સંપૂર્ણપણે દૂર થાય છે અને ચિત્ત પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રગટ થાય છે, દુઃખમાંથી મુક્ત થાય છે.

## મોક્ષ શક્ય છે?

દુઃખમુક્તિ—મોક્ષ શક્ય છે. કેટલાક મોક્ષને અશક્ય માને છે. તેમની દલીલો નીચે પ્રમાણે છે:
(૧) વ્યક્તિ જન્મે છે ત્યારે ક્લેશો સાથે જ જન્મે છે અને મરે છે ત્યારે પણ ક્લેશો

સાથે જ મરે છે. કલેશસંતતિ સ્વાભાવિક છે, અનાદિ છે, એટલે તેનો ઉચ્છેદ શક્ય નથી. કલેશોની શૃંખલા અત્યંત પ્રબળ અને અછેદ્ય છે.[૨૨]

(૨) વ્યક્તિ જન્મથી માંડી મૃત્યુ સુધી પ્રવૃત્તિઓ કર્યા જ કરે છે. પ્રવૃત્તિથી કર્મબંધ થાય છે. બંધાયેલાં કર્મો ભોગવવા પ્રવૃત્તિ થાય છે. વળી તે પ્રવૃત્તિથી કર્મબંધ અને બંધાયેલાં કર્મ ભોગવવા વળી પ્રવૃત્તિ. આમ ચક્ર ચાલ્યા જ કરે છે, એટલે મોક્ષ શક્ય નથી.[૨૩]

(૩) મોક્ષનું સાક્ષાત્ કારણ સ્વસ્વરૂપનું જ્ઞાન અર્થાત્ વિદ્યા છે. આ વિદ્યાની ઉત્પત્તિ માટેનો ઉપાય સમાધિ છે. પરંતુ સમાધિ પોતે જ અશક્ય છે કારણ કે વિષયો અત્યન્ત પ્રબળ છે;[૨૪] ઇચ્છા ન કરવા છતાં વિષયો તો વૃત્તિઓ ઉત્પન્ન કરે છે અને ચિત્તને એકાગ્ર થવા દેતા નથી. વળી, આધિ, વ્યાધિ અને ઉપાધિને લઈને ચિત્ત એકાગ્ર થઈ શકતું નથી.[૨૫]

(૪) જો મોક્ષ સંભવતો હોય તો એક સમય એવો આવે જ્યારે બધા મુક્ત થઈ જાય અને સંસારનો ઉચ્છેદ થઈ જાય. મોક્ષની સંભાવના સ્વીકારતાં સંસારોચ્છેદની આપત્તિ આવે.[૨૬] તેથી મોક્ષ સંભવતો નથી.

ઉપરની ચારેય દલીલોના ઉત્તરો નીચે પ્રમાણે છે.

(૧) કલેશોનો ઉચ્છેદ શક્ય છે એ સુષુપ્તિના દૃષ્ટાન્તથી સમજાય છે. કલેશોપશાન્તિની અવસ્થા સુષુપ્તિ એ કલેશક્ષયની અવસ્થાની સંભવિતતા સૂચવે છે.[૨૭] કલેશો સ્વાભાવિક નથી પણ તેમનું કારણ છે. તેમનું કારણ અજ્ઞાન છે.[૨૮] રાગ વગેરેનો નાશ તેમની પ્રતિપક્ષ મૈત્રી આદિ ભાવનાઓથી થઈ શકે છે.[૨૯]

(૨) કલેશરહિત વ્યક્તિની પ્રવૃત્તિ કર્મબંધનું કારણ નથી.[૩૦]

(૩) વિક્ષેપો સમાધિનો ભંગ ન કરી શકે તે માટેનો ઉપાય છે અભ્યાસ.[૩૧]

(૪) મોક્ષ શક્ય હોવા છતાં સંસારોચ્છેદ થવાનો નથી કારણ કે સંસારી જીવો અનંત છે. માટે આત્યંતિક દુઃખમુક્તિ શક્ય છે એ નિઃશંક છે.[૩૨]

## મોક્ષ

### જૈનોને મતે મોક્ષ :

અનાદિ કાળથી કલેશયુક્ત (કષાયયુક્ત) પ્રવૃત્તિઓને કારણે ચિત્તને લાગતાં રહેલાં કર્મોનાં આવરણો, કલેશોનો સંપૂર્ણ ક્ષય થતાં જ્યારે સંપૂર્ણપણે દૂર થાય છે ત્યારે જીવનો મોક્ષ થયો કહેવાય છે. જૈનોને મતે ચિત્ત જ આત્મા છે, તે પરિણામી છે. મોક્ષમાં પણ તે પરિણામી જ રહે છે અને શુદ્ધ પરિણામોનો પ્રવાહ ચાલ્યા કરે છે. શુદ્ધ ચિત્ત અનંત જ્ઞાન અને અનંત દર્શન ધરાવે છે કારણ કે જ્ઞાનાવરણીય કર્મો અને દર્શનાવરણીય કર્મોનો ક્ષય થઈ ગયો હોય છે. સુખ અને દુઃખના કારણભૂત વેદનીયકર્મનો ક્ષય થઈ ગયો હોઈ સુખદુઃખથી પર તે બની જાય છે. આને પરમ આનન્દની અવસ્થા ગણવામાં આવે છે. દર્શન મોહનીય કર્મનો ક્ષય થયો હોઈ ચિત્તને ક્ષાયિક સમ્યક્ દર્શન હોય છે. ચારિત્ર્યમોહનીય કર્મનો ક્ષય થયો હોઈ ક્રોધ, માન, માયા અને લોભ આ ચાર કષાયોનો આવિર્ભાવ મોક્ષમાં શક્ય નથી. તેમ જ હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા વગેરે નોકષાયોનો આવિર્ભાવ પણ તેમાં શક્ય નથી. અન્તરાય કર્મના ક્ષયના કારણે આત્મા મોક્ષમાં પૂર્ણ વીર્ય ધરાવે છે. નામકર્મના, ગોત્રકર્મના અને આયુકર્મના ક્ષયને કારણે

વ્યક્તિત્વનો, ઊંચ-નીચ ગોત્રનો અને આયુષ્યનો અભાવ હોય છે, અર્થાત્ મોક્ષની સ્થિતિમાં તે અશરીરી હોય છે.[૩૩]

મોક્ષ થતાં જીવ ક્યાં જાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં જૈનો જણાવે છે કે કર્મો દૂર થતાં જીવ ઊર્ધ્વગતિ કરે છે અને સીધો એક ક્ષણમાં તે લોકના અગ્રભાગે પહોંચી ત્યાં આવેલ સિદ્ધશિલા ઉપર સ્થિર થાય છે.[૩૪]

જો શુદ્ધ ચિત્તો બધાં જ અનન્તજ્ઞાની, અનંતદર્શી, અનંતચારિત્રી અને અનંતવીર્યવાન્ હોય તો તેમની વચ્ચે ભેદ શો? કંઈ જ નહિ. બધાં એકસરખાં હોય છે. પરંતુ જૈનોએ અહીં મોક્ષમાં પણ દરેકનું જુદું વ્યક્તિત્વ સ્થાપવા પ્રયત્ન કર્યો છે અને જણાવ્યું છે કે અંતિમ જન્મમાં દેહપાત વખતે જે શરીરાકાર હોય તેવો આકાર મોક્ષાવસ્થામાં પણ તેનો હોય છે.[૩૫] આ જૈન માન્યતા કંઈક વિચિત્ર લાગે છે.

મોક્ષના ઉપાયો તરીકે જૈનો સંવર અને નિર્જરાને ગણાવે છે. સંવરનો અર્થ છે કર્મોને આવતાં અટકાવવાં અને નિર્જરાનો અર્થ છે લાગેલાં કર્મોને દૂર કરવાં. કર્મોને આવતાં અટકાવવા માટે મન, વચન, કાયાની પ્રવૃત્તિનો સંયમ (ગુપ્તિ), પ્રવૃત્તિ કરવામાં વિવેક રાખવો (સમિતિ), સહનશીલતા, સમતા, ક્ષમા, ત્યાગ, પાપવિરતિ, અનુપ્રેક્ષા, તપ વગેરે ઉપાયો જણાવાયા છે.[૩૬] કર્મોને દૂર કરવા માટે તપ આવશ્યક છે. બીજી રીતે, જૈનો સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રને મોક્ષનો ઉપાય ગણે છે.[૩૭] મોક્ષ માટે ત્રણેય જરૂરી છે. સમ્યક્ દર્શન એ તત્ત્વ તરફનો પક્ષપાત છે, સત્ય તરફનો પક્ષપાત છે. સમ્યક્ દર્શનને પરિણામે, જે કંઈ જ્ઞાન હોય છે તે સમ્યક્ બની જાય છે, કારણ કે હવે તે મોક્ષ પ્રાપ્તિ માટે ઉપયોગી બને છે અને કુકર્મોથી પાછા વાળે છે.[૩૮]

જૈનોએ કર્મોના બે ભેદ કર્યા છે – ઇર્યાપથિક અને સાંપરાયિક. ઇર્યાપથિક કર્મો તે છે જે કષાયરહિત પ્રવૃત્તિને કારણે આત્માને લાગે છે. અને સાંપરાયિક કર્મો તે છે જે કષાયયુક્ત પ્રવૃત્તિને કારણે આત્માને લાગે છે. ઇર્યાપથિક કર્મો ખરેખર આત્મા સાથે બંધાતા નથી, બંધ નામનો જ હોય છે, તેનું કોઈ ફળ નથી.[૩૯] આ દર્શાવે છે કે પ્રવૃત્તિ છોડવા કરતાં કષાયો છોડવા ઉપર વિશેષ ભાર આપવો ઉચિત છે. જેનામાં કષાયો નથી તેમ છતાં જે પ્રવૃત્તિ કરે છે તેને જૈન પરિભાષામાં સયોગી કેવલી કહેવામાં આવે છે. તેને જીવન્મુક્ત ગણી શકાય. જે કલેશો ઉપરાંત કર્મથી અને પ્રવૃત્તિથી પણ મુક્ત બને છે તેને અયોગી કેવલી કહેવામાં આવે છે. આને વિદેહમુક્ત ગણી શકાય.

### બૌદ્ધને મતે મોક્ષ :

બૌદ્ધ મતે ચિત્ત જ આત્મા છે. ચિત્ત સ્વભાવથી પ્રભાસ્વર છે. જ્ઞાન અને દર્શન તેનો સ્વભાવ છે. રાગ-દ્વેષ આદિ મળો આગન્તુક છે.[૪૦] આ આગંતુક મળો અનાદિ કાળથી ચિત્તપ્રવાહ સાથે સેળભેળ થઈ ગયા છે. તેમને દૂર કરી ચિત્તને તેના મૂળ સ્વભાવમાં લાવવા બુદ્ધનો ઉપદેશ છે. મળો દૂર થતાં ચિત્તનું સ્વસ્વભાવમાં આવવું તે જ મોક્ષ છે.[૪૧] 'मुक्तिर्निर्मलता धियः'।[૪૨]

બૌદ્ધો મોક્ષને માટે 'નિર્વાણ' શબ્દનો પ્રયોગ કરે છે.

બૌદ્ધ મોક્ષને વિશે કહેવામાં આવ્યું છે કે रूप-वेदना-संज्ञा-संस्कार-विज्ञानपञ्चस्कन्धनिरोधात् अभावो मोक्षः[૪૩] આમ પંચસ્કન્ધાભાવ એ મોક્ષ છે. રૂપસ્કન્ધ દેહવાચી છે. તેનો વ્યાપક અર્થ છે

ભૂત–ભૌતિક જ્ઞેયપદાર્થો. વિજ્ઞાનસ્કંધ એ નિર્વિચાર અને પરિણામે કેવળ અનુભવાત્મક એવું વિષયાકાર જ્ઞાન છે. સંજ્ઞાસ્કંધ એ સવિચાર અને સ્મૃતિજન્ય જ્ઞાન છે. વેદનાસ્કંધ સુખ-દુઃખનું વેદન છે. સંસ્કારસ્કંધ એ વાસના છે. આ પાંચ સ્કંધોનો નિરોધ એ મોક્ષ છે. આનો અર્થ એ થયો કે ચિત્તની વૃત્તિરહિતતા નિર્વાણ છે. નિર્વાણમાં વિષયાકારો કે સુખદુઃખાકારો ચિત્તમાં ઊઠતા નથી. નિર્વાણમાં કેવળ શાન્તિ હોય છે. તેને સુખ ગણવું હોય તો ગણો. એક વાર ચિત્ત આવી અવસ્થાને પામે છે પછી તે તેમાંથી ચ્યુત થતું નથી. આ અર્થમાં નિર્વાણને અચ્યુત અને નિત્ય ગણવામાં આવે છે.

રૂપાદિ પાંચ સ્કંધો જ સંસારી અવસ્થામાં એક ચિત્તનો બીજા ચિત્તથી ભેદ કરે છે અને વ્યક્તિત્વ બક્ષે છે. આ વ્યક્તિત્વને માટે 'પુદ્ગલ' શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. રૂપ આદિ પાંચ સ્કંધો જ ચિત્તનું વ્યક્તિત્વ છે, મ્હોરું છે. તેમનાથી અતિરિક્ત વ્યક્તિત્વ છે જ નહિ. આ સમજાવવા માટે જ નાગસેને રથનું પ્રસિદ્ધ દૃષ્ટાન્ત આપ્યું છે. રથના એક એક અવયવને લઈ નાગસેન પૂછે છે, "આ રથ છે"? દરેક વખતે મિલિન્દ "ના" કહે છે. છેવટે કોઈ અવયવ કે કશું બચતું નથી ત્યારે નાગસેન પૂછે છે, કે તો પછી રથ ક્યાં? ચક્ર આદિ અવયવોથી અતિરિક્ત રથ નામની કોઈ અવયવી વસ્તુ નથી. અવયવોથી ભિન્ન અવયવી નામની કોઈ વસ્તુને બૌદ્ધો સ્વીકારતા નથી એ અહીં ધ્યાનમાં રાખીએ. સ્કંધો પોતે જ વ્યક્તિત્વ છે. આ વ્યક્તિત્વને જ પુદ્ગલ કહેવામાં આવે છે.[44] નિર્વાણમાં પાંચ સ્કંધોનો અભાવ થતાં વ્યક્તિત્વનો અર્થાત્ પુદ્ગલનો અભાવ થાય છે. પરંતુ એનો અર્થ એ નહિ કે ચિત્તનો અભાવ થઈ જાય છે. વ્યક્તિત્વવિહીન ચિત્ત તો નિર્વાણમાં રહે છે જ.[45] અર્થાત્, નિર્વાણમાં બધાં ચિત્તો તદ્દન એકસરખાં જ હોય છે. તેમની વચ્ચે કોઈ પણ પ્રકારનો ભેદ હોતો નથી. દીપનિર્વાણનું દૃષ્ટાન્ત આ પુદ્ગલનિર્વાણને સમજાવે છે. તેલ ખૂટી જતાં કે વાટ સળગી જતાં દીવો જેમ હોલવાઈ જાય છે, તેનો ઉચ્છેદ થાય છે,[46] તેમ પાંચ સ્કંધોનો અભાવ થતાં વ્યક્તિત્વનો (પુદ્ગલનો) નાશ થાય છે. 'આત્મા' શબ્દ ચિત્ત અને પુદ્ગલ બંનેને માટે વપરાયો હોવાથી નિર્વાણમાં ચિત્તનોય અભાવ થઈ જાય છે એવી ગેરસમજ ઊભી થઈ છે.

કેટલાકના મતે દીપનિર્વાણનું દૃષ્ટાન્ત, મુક્ત થયેલું ચિત્ત ક્યાં જાય છે એવા પ્રશ્નનો પોતાનો ઉત્તર સમજાવવા બૌદ્ધોએ આપેલ છે. દીવો બુઝાઈ જતાં ક્યાં જાય છે? પૂર્વમાં, ઉત્તરમાં, ઉપર, નીચે, દક્ષિણમાં, ઇત્યાદિ? આવો પ્રશ્ન પૂછી બૌદ્ધો સૂચવવા માગે છે કે મુક્ત થયેલું ચિત્ત ક્યાં જાય છે એ પ્રશ્ન પૂછવો યોગ્ય નથી. તે અમુક જગ્યાએ જઈને રહે છે એમ કહેવું ઉચિત નથી. સિદ્ધશિલા જેવી કલ્પનાને બૌદ્ધો યોગ્ય ગણતા નથી.

બૌદ્ધોએ નિર્વાણના બે પ્રકાર માન્યા છે—સોપધિશેષ અને નિરુપધિશેષ. સોપધિશેષમાં રાગાદિનો નાશ થઈ જાય છે પણ પંચસ્કંધો રહે છે. અહીં ચિત્તનું પુદ્ગલ અર્થાત્ વ્યક્તિત્વ નિરાસ્રવ (રાગાદિ દોષરહિત) હોય છે. આને જીવનમુક્તિ ગણી શકાય. નિરુપધિશેષમાં પાંચ સ્કંધોનો પણ અભાવ થઈ જાય છે. અહીં ચિત્તનું પુદ્ગલ અર્થાત્ વ્યક્તિત્વ પણ નાશ પામે છે. કેવળ ચિત્ત જ રહે છે. આને વિદેહમુક્તિ ગણી શકાય.[47]

બૌદ્ધોનું ચિત્ત ક્ષણિક છે, તો પછી તેના મોક્ષની વાત કરવાનો શો અર્થ? આનો ઉત્તર એ છે કે ચિત્ત ક્ષણિક હોવા છતાં એવાં ચિત્તોની એક હારમાળાને (=સન્તતિને), જેમાં પૂર્વ-

પૂર્વનાં ક્ષણિક ચિત્તો ઉત્તરઉત્તરનાં ક્ષણિક ચિત્તોનાં ઉપાદાન કારણો હોય છે, બૌદ્ધો માને છે. ચિત્તસન્તતિમાં પ્રવાહનિત્યતા છે. તેથી તેના મોક્ષની વાત કરવામાં કશું અનુચિત નથી.[૪૮] જે ચિત્તસન્તતિ મળો દૂર કરી શુદ્ધ થાય છે તે જ સન્તતિ મુક્ત થાય છે, બીજી નહિ. ચિત્તસંતતિ અને ચિત્તદ્રવ્ય એ બેમાં કોઈ ખાસ ભેદ નથી.

બુદ્ધે નિર્વાણના ઉપાયો તરીકે શીલ, સમાધિ અને પ્રજ્ઞાને ગણાવ્યાં છે. વળી તેમણે આર્ય અષ્ટાંગિકમાર્ગ, સાત બોધિ–અંગ, ચાર મૈત્રી આદિ ભાવના (બ્રહ્મવિહાર) અને સમાધિને પણ નિર્વાણના ઉપાયો ગણાવ્યા છે.[૪૯] બૌદ્ધો પણ કહે છે કે તૃષ્ણા જ દુઃખનું મૂળ છે અને કર્મબંધનું કારણ છે. જે તૃષ્ણારહિત બની પ્રવૃત્તિ કરે છે, તે દુઃખી થતો નથી અને કર્મ બાંધતો નથી.

**સાંખ્ય-યોગ દૃષ્ટિએ મોક્ષ :**

સાંખ્ય-યોગ મતે આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક દુઃખત્રયની આત્યંતિક નિવૃત્તિ મોક્ષ છે. સાંખ્ય-યોગ ચિત્ત ઉપરવટ પુરુષ માને છે. તેથી પ્રશ્ન ઊઠે છે કે મોક્ષ કોનો—ચિત્તનો કે પુરુષનો? કેટલાક બંધ અને મોક્ષ ખરેખર ચિત્તના જ માને છે.[૫૦] જ્યારે બીજા કેટલાક બંધ અને મોક્ષ પુરુષના માને છે. જેઓ બંધ અને મોક્ષ ચિત્તના માને છે તેઓ કહે છે: ચિત્તમાં પુરુષનું પ્રતિબિંબ પડે છે. પુરુષના પ્રકાશથી પ્રકાશિત ચિત્ત પોતે જ પુરુષ છે એમ માની લે છે અને સુખદુઃખ તેમ જ વિષયાકારે પરિણમનાર હું પોતે જ પુરુષ છું એવું અભિમાન ધરાવે છે. આ ચિત્તનો અવિવેક (યા અજ્ઞાન) છે. ચિત્ત યોગસાધના દ્વારા વૃત્તિનિરોધ કરે છે અને ચિત્ત-મળોને દૂર કરી પોતાની શુદ્ધિ કરે છે. આવા ચિત્તમાં પુરુષનું સ્પષ્ટ અને વિશદ પ્રતિબિંબ પડે છે. હવે ચિત્તને પુરુષના ખરા સ્વરૂપનું જ્ઞાન થાય છે અને પરિણામે પોતાનો પુરુષથી ભેદ સમજાય છે. આ છે વિવેકજ્ઞાન. વિવેકજ્ઞાનથી તે જાણે છે કે પુરુષ તો કૂટસ્થનિત્ય અને નિર્ગુણ છે, જ્યારે હું પરિણામી અને ગુણી છું. આવું વિવેકજ્ઞાન થતાં ચિત્ત પુરુષના પ્રતિબિંબને ઝીલવાનું બંધ કરી દે છે અને સંપૂર્ણ વૃત્તિનિરોધ કરી પુરુષ આગળ પોતે પ્રગટ થવાનું બંધ કરી દે છે. તેને હવે પુરુષ સાથે કોઈ સંબંધ રહેતો નથી, કારણ કે પુરુષ ચિત્તની વૃત્તિઓનો જ દ્રષ્ટા છે.[૫૧] પરંતુ વૃત્તિઓનો સંપૂર્ણ નિરોધ થતાં પુરુષ પોતે દ્રષ્ટાસ્વરૂપ હોવા છતાં તેનો ચિત્ત સાથેનો દ્રષ્ટાપણાનો સંબંધ પૂરો થઈ જાય છે. ચિત્ત કેવળ બની જાય છે.[૫૨] પુરુષનું પ્રતિબિંબ ચિત્તમાં પડતું નથી. છેવટે ચિત્તનો પોતાની મૂળ પ્રકૃતિમાં લય થઈ જાય છે. આ ચિત્તલય જ મોક્ષ છે. ચિત્તમાં પુરુષના પ્રતિબિંબનો અર્થ સમજવાનો છે ચિત્તનું પુરુષાકારે પરિણમન, ચિત્ત તે તે વિષયના આકારે પરિણમી તેને જાણે છે.

જેઓ ચિત્તનો મોક્ષ માને છે તેઓ પુરુષમાં ચિત્તના પ્રતિબિંબની વાત કરતા નથી. જેઓ પુરુષનો મોક્ષ માને છે તેઓ પુરુષમાં ચિત્તનું પ્રતિબિંબ સ્વીકારે છે.[૫૩] આ પ્રતિબિંબ દર્પણમાં મુખપ્રતિબિંબ જેવું છે, પરિણામરૂપ નથી. તેમ છતાં જેઓ પુરુષમાં ચિત્તનું પ્રતિબિંબ નથી સ્વીકારતા તેઓ માને છે કે આવું પ્રતિબિંબ પણ પુરુષમાં માનીએ તો કૂટસ્થનિત્ય પુરુષની બે અવસ્થાઓ માનવી પડે અને પરિણામે પુરુષના કૂટસ્થનિત્યત્વને હાનિ થાય.

કોઈને પ્રશ્ન થાય કે ચિત્તના મોક્ષની વાતમાં દુઃખમુક્તિ ક્યાં આવી? એનો ઉત્તર આ પ્રમાણે છે. દુઃખ એ ચિત્તની વૃત્તિ છે. દુઃખરૂપ ચિત્તવૃત્તિ ઉદ્ભવવાનું કારણ રાગ આદિ ક્લેશો છે. ક્લેશો પણ ચિત્તવૃત્તિઓ છે. રાગ આદિ ક્લેશોરૂપ ચિત્તવૃત્તિઓનો નિરોધ થતાં દુઃખરૂપ ચિત્તવૃત્તિઓનો

નિરોધ થઈ જાય છે. વિવેકજ્ઞાનરૂપ ચિત્તવૃત્તિથી અવિવેકજ્ઞાનરૂપ ચિત્તવૃત્તિનો નિરોધ થઈ જાય છે. અવિવેકજ્ઞાનરૂપ ચિત્તવૃત્તિનો નિરોધ થતાં રાગ આદિ ક્લેશરૂપ ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે અને ક્લેશરૂપ ચિત્તવૃત્તિઓનો નિરોધ થતાં દુઃખરૂપ ચિત્તવૃત્તિઓનો નિરોધ થઈ જાય છે.[54]

વિવેકી ચિત્તને ક્લેશ કે દુઃખ હોતાં નથી. વિવેકી ચિત્તને પુનર્ભવ નથી. આ જીવનમુક્તિ છે.[55] તેનાં પ્રારબ્ધ કર્મો ભોગવાઈ જતાં વિવેકી ચિત્ત કર્મમુક્ત થાય છે અને તેનો પ્રકૃતિમાં લય થાય છે. આ વિદેહમુક્તિ છે.[56] આમ ક્રમથી અજ્ઞાનમુક્તિ, ક્લેશમુક્તિ, દુઃખમુક્તિ અને કર્મમુક્તિ થાય છે.[57]

જેઓ પુરુષની મુક્તિની વાત કરે છે તેઓ આ પ્રમાણે જણાવે છે: પરિણામી ચિત્તની વૃત્તિઓનું પ્રતિબિંબ પુરુષમાં પડે છે. પુરુષગત ચિત્તવૃત્તિના પ્રતિબિંબનો અર્થ પુરુષનું ચિત્તવૃત્તિના આકારે પરિણમન નથી પરંતુ કેવળ પ્રતિબિંબ જ છે. તેથી પુરુષની કૂટસ્થનિત્યતાને કંઈ વાંધો આવતો નથી.[58] ચિત્તની સ્વ-પુરુષના અવિવેકરૂપ ચિત્તવૃત્તિ, સુખાકાર કે દુઃખાકાર ચિત્તવૃત્તિ પુરુષમાં પ્રતિબિંબિત થાય છે. આમ પુરુષમાં પ્રતિબિંબાત્મક અવિવેક અને દુઃખ છે. જ્યારે ચિત્તમાં વિવેકજ્ઞાનરૂપી વૃત્તિ જાગે છે ત્યારે ક્રમથી રાગાદિ ક્લેશરૂપ ચિત્તવૃત્તિઓ અને દુઃખરૂપ ચિત્તવૃત્તિઓ ચિત્તમાં ઊઠતી નથી. પરિણામે પુરુષમાં પણ પ્રતિબિંબાત્મક વિવેકજ્ઞાન જાગે છે અને તેથી ક્રમશઃ પ્રતિબિંબાત્મક ક્લેશરૂપ ચિત્તવૃત્તિઓ અને દુઃખરૂપ ચિત્તવૃત્તિઓ દૂર થાય છે. આમ પુરુષ પ્રતિબિંબાત્મક દુઃખમાંથી મુક્ત થાય છે.[59] છેવટે જ્યારે ચિત્ત વિવેકજ્ઞાનરૂપ વૃત્તિનોય નિરોધ કરી સર્વ વૃત્તિઓનો નિરોધ સાધે છે ત્યારે ચિત્તનું પ્રતિબિંબ પુરુષમાં પડતું બંધ થઈ જાય છે, કારણ કે વૃત્તિરહિત ચિત્તનું પ્રતિબિંબ પુરુષમાં પડી શકતું નથી.[60] આમ પુરુષ સાવ કેવળ બની જાય છે અને કૈવલ્ય પામ્યો એમ કહેવાય છે.

આમ ચિત્તનો યા ગુણોનો પોતાના મૂળ કારણમાં લય એ કૈવલ્ય છે; અથવા સ્વસ્વરૂપમાં પ્રતિષ્ઠિત ચિતિશક્તિ એ કૈવલ્ય છે.[61]

મોક્ષમાં ચિત્તનો તો લય થઈ ગયો હોય છે. કેવળ પુરુષ જ હોય છે. પુરુષને સુખ હોતું નથી, કારણ કે હવે સુખરૂપ ચિત્તવૃત્તિનું પુરુષમાં પ્રતિબિંબ અસંભવ છે. બીજું, પુરુષ દ્રષ્ટા છે પરંતુ તેના દર્શનના વિષયભૂત ચિત્તવૃત્તિનો અભાવ હોઈ પુરુષને કશાનું દર્શન નથી. આમ અહીં તે કશાનું દર્શન ન કરતો હોવા છતાં દ્રષ્ટા છે. સાંખ્ય-યોગ પુરુષબહુત્વવાદી હોઈ આવા મુક્ત પુરુષો અનેક છે.[62] મુક્ત પુરુષોને રહેવાનું કોઈ નિયત સ્થાન સાંખ્ય-યોગે જણાવ્યું નથી. આનું કારણ એ હોઈ શકે કે તેમને મતે પુરુષ વિભુ યા સર્વગત છે. પુરુષને જ્ઞાન હોતું નથી કારણ કે એ તો ચિત્તનો ધર્મ છે.

**ન્યાયવૈશેષિક મતે મોક્ષ :**

ન્યાય-વૈશેષિક મતે પણ આત્યન્તિક દુઃખનિવૃત્તિ મોક્ષ છે. આપણે જોઈ ગયા કે આ દાર્શનિકો ચિત્તને માનતા નથી. પરંતુ ચિત્તના જ્ઞાન, દુઃખ વગેરે ધર્મો પુરુષમાં માને છે. આમ દુઃખ પુરુષનો ધર્મ છે, ગુણ છે. જ્ઞાન, સુખ, દુઃખ વગેરે ગુણો અનિત્ય છે. તેઓ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. અનિત્ય ગુણો ધરાવનાર પુરુષ કૂટસ્થનિત્ય કેમ હોઈ શકે? તે માટે

ન્યાયવૈશેષિકોએ અનિત્ય ગુણોને પુરુષથી અત્યંત ભિન્ન માન્યા છે. છતાં તે ઉત્પન્ન થઈ પુરુષમાં સમવાયસંબંધથી રહે છે. તેથી દુઃખ એ પુરુષનું સ્વરૂપ નથી પણ આવો ગુણ છે. દુઃખની ઉત્પત્તિ થતી તદ્દન બંધ કરી દેવામાં આવે તો પુરુષમાં સમવાય સંબંધથી રહેતા દુઃખનો અભાવ થઈ જાય. આ જ મોક્ષ છે.

સાંખ્યના ચિત્તના જે ધર્મો છે તે વૈશેષિકના પુરુષના વિશેષ ગુણો છે. આ ગુણો નવ છે—જ્ઞાન, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સંસ્કાર. આ નવેય ગુણોનો અત્યન્ત ઉચ્છેદ મોક્ષ છે.[૬૩] આત્માના આ વિશેષ ગુણોનો અત્યન્ત ઉચ્છેદ થવાથી આત્માનો પોતાનો ઉચ્છેદ થતો નથી, કારણ કે દ્રવ્યરૂપ આત્મા નિર્વિકાર, કૂટસ્થનિત્ય છે અને તેનો તેના વિશેષગુણોથી અત્યન્ત ભેદ છે. આત્માના બધા વિશેષગુણોનો જ્યારે અત્યન્ત ઉચ્છેદ થાય છે ત્યારે તેનું સ્વસ્વરૂપમાં અવસ્થાન થાય છે.[૬૪] પરંતુ આત્માનું સ્વરૂપ શું? ન્યાય-વૈશેષિકોએ કહ્યું નથી પણ તેમના આત્માનું સ્વરૂપ પણ સાંખ્યના પુરુષનું જે સ્વરૂપ – દર્શન – છે તે હોય. ન્યાયવૈશેષિકોનો આત્મા ચેતન છે.

ઉપરની ચર્ચા ઉપરથી ફલિત થયું કે મોક્ષમાં આત્માને જ્ઞાન પણ નથી કે સુખ પણ નથી. (અને દર્શનની વાત તો ક્યાંય ન્યાય-વૈશેષિકોએ કરી જ નથી) ન્યાય-વૈશેષિકોના આવા મોક્ષની કટુ આલોચના વિરોધીઓએ કરી છે. તેઓ કહે છે કે મુક્તિમાં આત્મા સુખ અને સંવેદનથી રહિત થઈ જતો હોય તો એની અને જડ પથ્થરની વચ્ચે શું અંતર રહ્યું? મુક્ત આત્મા અને જડ પથ્થર બંને સુખ અને જ્ઞાનથી રહિત છે. જો મુક્ત આત્મા જડ પથ્થર જેવો જ હોય તો પછી તે દુઃખ-મુક્ત છે એમ કહેવાનો શો અર્થ?[૬૫] આના ઉત્તરમાં ન્યાય-વૈશેષિકો જણાવે છે કે કોઈ બુદ્ધિમાન માણસને એવું કહેતો સાંભળ્યો નથી કે પથ્થર દુઃખમાંથી મુક્ત થયો. દુઃખનિવૃત્તિનો પ્રશ્ન તેની જ બાબતમાં ઊઠે છે જેની બાબતમાં દુઃખોત્પત્તિ શક્ય હોય. પથ્થરમાં દુઃખોત્પત્તિ શક્ય જ નથી. તથા મુક્ત આત્માને પથ્થર સાથે સરખાવવો યોગ્ય નથી.[૬૬] વળી, વિરોધીઓ આક્ષેપ કરે છે કે જો મુક્ત પુરુષને કંઈ જ્ઞાન ન હોય અને તેને કંઈ સુખ ન હોય તો તેની અવસ્થા મૂર્ચ્છાવસ્થા જેવી ગણાય અને મૂર્છાવસ્થાને કોઈ નથી ઇચ્છતું, તો તેને કોણ ઇચ્છે? આના ઉત્તરમાં ન્યાય-વૈશેષિક જણાવે છે કે બુદ્ધિમાન મનુષ્ય કદીય મૂર્છાવસ્થા નથી ઇચ્છતો એમ માનવું બરાબર નથી. અસહ્ય વેદનાથી કંટાળી બુદ્ધિમાન મનુષ્ય પણ મૂર્છાવસ્થા ઇચ્છે છે અને કેટલીક વાર તો આત્મહત્યા કરવા પણ તત્પર થાય છે.[૬૭] વળી, ન્યાય-વૈશેષિક ચિંતકો કહે છે કે સુખ અને દુઃખનિવૃત્તિ બંનેય ઇષ્ટ છે, પુરુષાર્થ છે, પરંતુ બુદ્ધિમાન વ્યક્તિને તે બેમાંથી દુઃખનિવૃત્તિ જ વધુ પ્રિય છે કારણ કે તે જાણે છે કે કેવળ સુખ પામવું અશક્ય છે, સુખ દુઃખાનુષક્ત જ હોય છે[૬૮] ન્યાય-વૈશેષિકના આ પ્રસ્થાપિત સિદ્ધાન્ત વિરુદ્ધ નવમી શતાબ્દીના ભાસર્વજ્ઞ નામના નૈયાયિકે મોક્ષમાં નિત્ય સુખ અને તેના સંવેદનની સ્થાપના કરી છે.[૬૯]

જો પુરુષનું સ્વરૂપ દર્શન હોય તો ન્યાય-વૈશેષિકોએ દર્શનની વાત કેમ ક્યાંય કરી નથી? આપણે જાણીએ છીએ કે પુરુષના દર્શનનો વિષય ચિત્તવૃત્તિઓ છે. ચિત્તને ન માનવાથી ચિત્તવૃત્તિઓનો અભાવ છે. તેથી ન્યાય-વૈશેષિકોના પુરુષને દર્શનના વિષયનો સદંતર સર્વકાળે અભાવ છે. એટલે ન્યાય-વૈશેષિકોએ દર્શનની વાત કરી લાગતી નથી. ચિત્તને ન માનવા છતાં વૃત્તિઓ તો ન્યાય-વૈશેષિકોએ માની છે, અલબત્ત તે પુરુષગત છે. પુરુષમાં સમવાયસંબંધથી રહેતી વૃત્તિઓનું દર્શન પુરુષ કરે છે એમ માનવામાં ન્યાય-વૈશેષિકોને શી આપત્તિ છે? કોઈ આપત્તિ જણાતી નથી,

અલબત્ત, તેમ માનતાં તેમણે જ્ઞાન કદી અસંવિદિત રહેતું નથી એમ માનવું પડે, જ્ઞાન સંવિદિત જ ઉત્પન્ન થાય છે એમ માનવું પડે – જે એમને ઇષ્ટ નથી. કદાચ એ કારણે દર્શનને તેમણે સ્વીકાર્યું જ ન હોય એમ બને.

અનાત્મ દેહ વગેરેમાં આત્મબુદ્ધિ મિથ્યાજ્ઞાન છે.[૭૦] અનાત્મ દેહ વગેરેમાં અનાત્મબુદ્ધિ અને આત્મામાં આત્મબુદ્ધિ તત્ત્વજ્ઞાન છે.[૭૧] તત્ત્વજ્ઞાનથી મિથ્યાજ્ઞાન દૂર થાય છે. મિથ્યાજ્ઞાન દૂર થતાં અનાત્મ શરીર વગેરે પ્રત્યેનો મોહ, રાગ દૂર થાય છે. અર્થાત્ મિથ્યાજ્ઞાન દૂર થતાં રાગ વગેરે દોષો દૂર થાય છે.[૭૨] રાગ વગેરે દોષો દૂર થતાં વ્યક્તિની પ્રવૃત્તિ નિર્દોષ બની જાય છે. આવી રાગાદિદોષરહિત પ્રવૃત્તિ પુનર્ભવનું કારણ નથી.[૭૩] દોષરહિત પ્રવૃત્તિ કરનારનો પુનર્ભવ અટકી જાય છે. પ્રવૃત્તિ દોષરહિત હોવાથી નવાં કર્મો બંધાતા નથી. તેથી જે રાગ વગેરે દોષોથી મુક્ત થઈ ગયો હોય છે તે વિહરતો હોવા છતાં મુક્ત છે — જીવનમુક્ત છે.[૭૪] આ અવસ્થાને અપરામુક્તિ કહેવામા આવે છે.

જે રાગ વગેરે દોષોથી મુક્ત થયો હોય છે તેનો પુનર્ભવ અટકી ગયો હોવા છતાં અને તે નવાં કર્મો બાંધતા ન હોવા છતાં તેના પૂર્વકૃત કર્મોનાં બધાં ફળો ભોગવાઈ ન જાય ત્યાં સુધી તેને છેલ્લા જન્મમાં જીવવાનું હોય છે.[૭૫] અનન્ત જન્મોમાં કરેલાં કર્મો એક જન્મમાં કેવી રીતે ભોગવાઈ જાય એવી શંકા અહીં કોઈને થાય.* આ શંકાનું સમાધાન ન્યાય-વૈશેષિક ચિંતકો નીચે પ્રમાણે કરે છે. એક, કર્મક્ષય માટે આટલો સમય જોઈએ જ એવો કોઈ નિયમ નથી.[૭૬] બીજું, પૂર્વના અનન્ત જન્મોમાં જેમ કર્મોનો સંચય થતો રહ્યો તેમ ભોગથી તેમનો ક્ષય પણ થતો રહ્યો હોય છે.[૭૭] ત્રીજું, છેલ્લા જન્મમાં તે તે કર્મનો વિપાક ભોગવવા માટે જરૂરી જુદાં જુદાં અનેક નિર્માણશરીરો યોગસિદ્ધિના બળે નિર્માણ કરીને તેમ જ મુક્ત આત્માઓએ છોડી દીધેલાં મનોને ગ્રહણ કરીને તે જીવન્મુક્ત બધાં પૂર્વકૃત કર્મોના વિપાકને ભોગવી લે છે.[૭૮] પૂર્વકર્મો છેલ્લા જન્મમાં ભોગવાઈ જતાં નિર્દોષ પ્રવૃત્તિ પણ અટકી જાય છે, અર્થાત્ શરીર પડે છે.[૭૯] પરંતુ હવે ભોગવવાનાં કોઈ કર્મો ન હોવાથી નવું શરીર તે ધારણ કરતો નથી. તેનો જન્મ સાથેનો સંપર્ક છૂટી જાય છે, દેહ સાથેનો સંબંધ છૂટી જાય છે. દેહ સાથેનો સંબંધ નાશ પામતાં સર્વ દુઃખોનો આત્યન્તિક ઉચ્છેદ થઈ જાય છે. આને પરામુક્તિ યા નિર્વાણમુક્તિ કહેવામાં આવે છે.

તત્ત્વજ્ઞાનથી દોષ, પ્રવૃત્તિ, જન્મ અને દુઃખ દૂર થાય છે એ ખરું પણ તત્ત્વજ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થાય છે? તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ અષ્ટાંગ યોગના અનુષ્ઠાનથી થાય છે.[૮૦] વળી, તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ માટે અધ્યાત્મવિદ્યાનું શ્રવણ-મનન-નિદિધ્યાસન, અધ્યાત્મવિદ સાથેનો સંવાદ[૮૧] અને અશુભ સંજ્ઞાની ભાવના[૮૨] પણ જરૂરી છે.

### મીમાંસક મતે મોક્ષ :

આત્મા વિશેની મીમાંસક માન્યતા લગભગ ન્યાય-વૈશેષિકની માન્યતા જેવી જ છે. મીમાંસક મત પણ જ્ઞાન આત્માનું સ્વરૂપ નથી પણ ગુણ છે જે અમુક નિમિત્તકારણને પરિણામે આત્મામાં ઉત્પન્ન થાય છે. સુષુપ્તિ અને મોક્ષમાં આત્મામાં જ્ઞાન હોતુ નથી, કારણ કે જ્ઞાનના નિમિત્ત કારણો ઇન્દ્રિયાર્થસન્નિકર્ષ વગેરે સુષુપ્તિ અને મોક્ષમાં હોતાં નથી. મીમાંસકોનો વૈશેષિકોથી એટલો

ભેદ છે કે મીમાંસકો મોક્ષમાં આત્મામાં જ્ઞાનશક્તિ માને છે જ્યારે વૈશેષિકો મોક્ષમાં આત્મામાં જ્ઞાનશક્તિ માનતા નથી. આનું કારણ એ છે કે મીમાંસકો દ્રવ્ય, ગુણ, કર્મ વગેરે ઉપરાંત પદાર્થોમાં શક્તિને એક પદાર્થ તરીકે સ્વીકારે છે, જ્યારે ન્યાય–વૈશેષિકો શક્તિપદાર્થને સ્વીકારતા નથી. આત્માને મોક્ષમાં જેમ જ્ઞાન નથી તેમ સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ તથા સંસ્કાર પણ નથી. મીમાંસા કામ્ય કર્મોને અર્થાત્ તૃષ્ણાપ્રેરિત પ્રવૃત્તિને જ દુઃખનું અને કર્મબંધનનું કારણ ગણે છે. નિષ્કામભાવે કરવામાં આવતાં વેદવિહિત અને નિત્યનૈમિત્તિક કર્મો દુઃખ કે કર્મબંધનું કારણ નથી. એટલે દુઃખમાંથી મુક્ત થવા કામ્ય કર્મોને તેમ નિષિદ્ધ કર્મોને છોડવાં જોઈએ. આ કર્મોને છોડવા તૃષ્ણા યા કામને છોડવો જોઈએ, તૃષ્ણાને જીતવા આત્માને બરાબર જાણવો જોઈએ આત્માને અર્થાત્ બ્રહ્મને જાણવા વેદાન્તનો અભ્યાસ કરવો જોઈએ. આત્મજ્ઞાન મોક્ષાભિગામી પ્રવૃત્તિનું કારણ છે, આત્મજ્ઞાન મોક્ષનું સાક્ષાત્ કારણ નથી. મોક્ષનું સાક્ષાત્ કારણ આત્મજ્ઞાનપૂર્વકની પ્રવૃત્તિ છે — કર્મ છે. મોક્ષમાં જ્ઞાન નથી. મોક્ષમાં સુખ નથી.' **निरानन्दश्च मोक्षः**[૮૩] મોક્ષમાં દુઃખાભાવ માત્ર છે. મોક્ષમાં જ્ઞાનશક્તિ માની છે.[૮૪]

**શાંકર વેદાન્તીઓના મતે મોક્ષ :**

બ્રહ્મને સત્ય અને જગતને મિથ્યા માનનાર શાંકર વેદાન્તીને મતે જગતની બધી વસ્તુઓની જેમ ચિત્ત પણ મિથ્યા છે, માયાજનિત છે. તેમનું અસ્તિત્વ વ્યાવહારિક છે. પારમાર્થિક નથી. જ્યાં સુધી જીવને અજ્ઞાન છે ત્યાં સુધી તેને માટે તેમનું અસ્તિત્વ છે.

જ્ઞાન થતાં તેમનું અસ્તિત્વ નથી. પરંતુ જીવ શું છે ? તે છે માયિક ચિત્તમાં પડતું બ્રહ્મનું ( = પુરુષનું ) પ્રતિબિંબ. સાંખ્યથી વિરુદ્ધ અહીં પુરુષો અનેક નથી પણ એક છે. એ એક પુરુષનું પ્રતિબિંબ અનેક ચિત્તો ઝીલે છે. ચિત્તોનો ભેદ સંસ્કારભેદે અને ક્લેશભેદે છે. આવાં ભિન્ન સંસ્કાર અને ભિન્ન ક્લેશો ધરાવતાં ચિત્તોમાં પડતું પ્રતિબિંબ ચિત્તમાધ્યમભેદે ભિન્ન ભિન્ન હોય છે. આ પ્રતિબિંબો (જીવો) એમ માને છે કે તેઓ બધાં પુરુષથી ભિન્ન છે અને તેમનું સ્વતંત્ર અસ્તિત્વ છે. પ્રતિબિંબનું અસ્તિત્વ કદી બિંબનિરપેક્ષ સ્વતંત્ર હોઈ શકે ? ના. પરંતુ તેઓ તો પોતાને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા માને છે. આ તેમનું અજ્ઞાન છે.[૮૫] "તું બ્રહ્મ જ છે" એ મહાવાક્યનું શ્રવણ, આચાર્યોપદેશ, વગેરેથી તેને ઝાંખી થવા લાગે છે કે હું બ્રહ્મ છું, ત્યાર બાદ તે "હું બ્રહ્મ છું." એવી અખંડાકાર ચિત્તવૃત્તિના પ્રવાહ દ્વારા (અર્થાત્ ધ્યાન દ્વારા) ભેદવિષયક અજ્ઞાનરૂપ ચિત્તવૃત્તિનો નાશ કરે છે.[૮૬]

અજ્ઞાનરૂપ ચિત્તવૃત્તિનો નાશ થતાં અજ્ઞાનના વૈયક્તિક રૂપ માયામાથી પેદા થયેલું ચિત્ત લોપ થઈ જાય છે, ચિત્તનો લોપ થતાં ચિત્તમાં પડતું બ્રહ્મનું પ્રતિબિંબ પોતાના બિંબમાં ( = બ્રહ્મમાં ) સમાઈ જાય છે. આમ જીવ-બ્રહ્મનું ઐક્ય થાય છે. આજ બ્રહ્મસાક્ષાત્કાર છે. આ જ વેદાન્તની મુક્તિ છે. હવે પ્રશ્ન થાય છે કે આમાં દુઃખમુક્તિની વાત ક્યાં આવી ? એક જીવ પોતાને બીજા જીવોથી અને બ્રહ્મથી જુદો માને છે એટલે મોહ, શોક, વગેરે જન્મે છે, જે દુઃખનાં કારણ છે. એટલે જીવે બધે એકત્વ જ જોવું જોઈએ અને બધાને બ્રહ્મરૂપ જ સમજવા જોઈએ, જેથી દુઃખનો સંભવ જ ન રહે. **तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः ।** એકત્વ હોય ત્યાં ભય પણ કોનો રહે ? બે હોય ત્યાં એક બીજાથી ભય પામે. **द्वितीयाद् वै भयं भवति ।** એટલે અદ્વૈતસાક્ષાત્કાર જ દુઃખમુક્તિ છે.

બ્રહ્મને આનંદસ્વરૂપ વર્ણવ્યું છે. મુક્તિમાં જીવ બ્રહ્મમાં સમાઈ જાય છે, બ્રહ્મરૂપ બની જાય છે, તેનું અલગ અસ્તિત્વ કે વ્યક્તિત્વ રહેતું જ નથી. તે બ્રહ્મત્વ પ્રાપ્ત કરે છે. પરિણામે તે સ્વયં આનંદસ્વરૂપ બની જાય છે. તે આનંદનો અનુભવ કરનારો કે ભોક્તા નથી પણ તે પોતે જ આનંદ છે. મુક્તિમાં ચિત્તનું અસ્તિત્વ ન હોઈ, ચિત્તની કોઈ વૃત્તિ હોતી નથી. નથી હોતું સુખ, નથી હોતું દુઃખ, નથી હોતું જ્ઞાન. અહીં પ્રશ્ન થાય કે આનંદ એ સુખ નથી તો શું છે? તે સુખ નથી. તે સુખ, દુઃખ, શોક, ભય, કામ વગેરેના અભાવને કારણે વ્યક્ત થતી પરમ શાન્તિ છે. અધ્યાત્મશાસ્ત્રોમાં આ શાન્તિ જ ઇચ્છવામાં આવી છે. બ્રહ્મને જ્ઞાનરૂપ વર્ણવવામાં આવ્યું છે પરંતુ ત્યાં જ્ઞાનનો અર્થ દર્શન, દ્રષ્ટૃત્વ યા સાક્ષિત્વ છે. જ્ઞાન તો ચિત્તની (અન્તઃકરણની) વૃત્તિ છે. મુક્તિમાં ઐક્યજ્ઞાન પણ નથી. જેમ સાંખ્યમાં મુક્તિમાં ભેદજ્ઞાન (= વિવેકજ્ઞાન) નથી, તેમ વેદાન્તમાં મુક્તિમાં ઐક્યજ્ઞાન પણ નથી. બ્રહ્મ પરમ સત્ છે. આમ મુક્ત થયેલ જીવ સત્, ચિત્ અને આનંદસ્વરૂપ બ્રહ્મમાં સમાઈ જાય છે, તદ્રૂપ થઈ જાય છે. ઐક્યજ્ઞાનની પ્રાપ્તિ માટે જીવે યોગસાધના કરવી જરૂરી છે.

૧. જુઓ ન્યાયસૂત્ર ૧. ૧. ૧ ઉપર ઉદ્યોતકરનું વાર્તિક

૨. धम्मचक्कपवत्तनसुत्त, संयुत्तनिकाय.

૩. यथा चिकित्साशास्त्रं चतुर्व्यूहं—रोगो, रोगहेतुः, आरोग्यं, भैषज्यमिति । एवमिदमपि शास्त्रं चतुर्व्यूहम्—तद् यथा संसारः संसारहेतुः मोक्षो मोक्षोपाय इति । व्यासभाष्य २.१५

૪. ન્યાયવાર્તિક ૧. ૧. ૧.

૫. પ્રશસ્તપાદભાષ્ય, આત્મપ્રકરણ.

૬. સાંખ્યપ્રવચનભાષ્ય, ૩. ૨૨

૭. चित्तं चेतणा बुद्धि, तं जीवतत्त्वमेव । अगस्त्यसिंहचूर्णि, दसकालियसुत्त ४. ४. । પ્રાચીન જૈન સાહિત્યમાં પ્રયુક્ત 'સચિત્ત', 'અચિત્ત', 'પુઢઈ ચિત્ત' વગેરે શબ્દો વિચારો.

૮. चित्तस्य...प्रख्यारूपम् । योगवार्तिक १. २ । પ્રખ્યાનો અર્થ છે જ્ઞાન.... पुरुषस्य...द्रष्टृत्वम् । सांख्यकारिका १९ । यो हि जानाति...न तस्य...अर्थदर्शनम्...यस्य चार्थदर्शनं न स जानाति । न्यायमञ्जरी (काशीसंस्कृतसिरिज़) पृ. २४.

૯. ...पुरुषस्यापरिणामित्वात् । योगसूत्र ४. १८ । पुरुषश्चिन्मात्रोऽविकारी । योगवार्तिक १. ४ ।

૧૦. यथा च चिति बुद्धेः प्रतिबिम्बमेवं बुद्धावपि चित्प्रतिबिम्बं स्वीकार्यम् । योगवार्तिक १.४ ।

૧૧. सब्बेसु धम्मेसु च ञाणदस्सी । सुत्तनिपात ४७८ । तमहं जानामि पस्सामि ति । मज्झिमनिकाय ९.३२९ ।

उपयोगो (जीवस्य=चित्तस्य) लक्षणम् । स द्विविधः... । तत्त्वार्थसूत्र २. ८-९ । स उपयोगो द्विविधः ... ज्ञानोपयोगो दर्शनोपयोगश्च । सर्वार्थसिद्धि, २.९ ।

૧૨. ज्ञानाधिकरणमात्मा । तर्कसंग्रह १७ । જુઓ વૈશેષિકસૂત્ર ૩. ૨,૪

૧૩. ...गुणगुणिनौ...मिथः सम्बद्धावनुभूयेते...तस्माद् भिन्ने एव वस्तुनी सम्बद्धे सामानाधिकरण्येन प्रतीयेते । न्यायार्तिकतात्पर्यटीका १. १. ४ ।

१४. बुद्धिसुखदुःखेच्छाद्वेषप्रयत्नधर्माधर्मभावना आत्ममनःसंयोगजाः । कन्दली (गंगानाथझाग्रंथमाला -१), १९६३, पृ. २३८

१५. वैशेषिकसूत्र ३. २.४

१६. तत्र दुःखत्रयम् आध्यात्मिकम् आधिभौतिकम् आधिदैविकञ्चेति । सांख्यकारिकागौडपादभाष्य १.

१७. परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः । योगसूत्र २.१५. બૌદ્ધોની પરિણામદુઃખ અને સંસ્કારદુઃખની માન્યતા માટે જુઓ अभिधर्मकोशव्याख्या (Woghara 1971) पृ. २३

१८. तस्य (दुःखस्य) हेतुः अविद्या । योगसूत्र २.२४ । જુઓ न्यायसूत्र १. १. २ તથા तत्त्वार्थसूत्र ८.१ ।

१९. क्लेशमूलः कर्माशयः । योगसूत्र २. १२. । निदानसंयुत्त, संयुत्तनिकाय । महानिदानसुत्त, दीघनिकाय.

२०. જુઓ 'Rajas and Karman', Sambodhi Vol. 6. Nos 1-2.

२१. યોગસૂત્ર ૧.૩૩ । તત્ત્વાર્થસૂત્ર ૭.૬ । વિશુદ્ધિમાર્ગ, હિન્દી અનુવાદ, સારનાથ, ૧૯૫૬, ભા. ૧. પૃ. ૨૬૩–૨૮૯

२२. न, क्लेशसन्ततेः स्वाभाविकत्वात् । न्यायसूत्र ४.१.६५ । अनादिरियं क्लेशसन्ततिः, न चानादिः शक्य उच्छेत्तुमिति । न्यायभाष्य ४.१.६५ क्लेशानुबन्धान्नास्त्यपवर्गः । क्लेशानुबद्ध एवायं म्रियते क्लेशानुबद्धश्च जायते नास्य क्लेशानुबन्धविच्छेदो गृह्यते । न्यायभाष्य ४.१.५९

२३. प्रवृत्त्यनुबन्धान्नास्त्यपवर्गः । न्यायभाष्य ४.१.५९

२४. न, अर्थविशेषप्राबल्यात् । न्यायसूत्र ४.२.३९

२५. क्षुदादिभिः प्रवर्तनाच्च । न्यायसूत्र ४.२.४०

२६. कन्दली पृ. २१३

२७. सुषुप्तस्य स्वप्नादर्शने क्लेशाभावादपवर्गः । न्यायसूत्र ४.१.६३

२८. न, सङ्कल्पनिमित्तत्वाच्च रागादीनाम् । न्यायसूत्र ४.१.६८

२९. ...प्रतिपक्षभावनाभ्यासेन च समूलमुन्मूलयितुं शक्यन्ते दोषा इति । न्यायमञ्जरी, भाग २, पृ. ८६ (काशीसंस्कृत सिरिझ)

३०. न प्रवृत्तिः प्रतिसन्धानाय हीनक्लेशस्य । न्यायसूत्र । ४.१.६ ४ । ततो मिथ्याज्ञानस्य दग्धबीजभावोपगमः पुनश्चाप्रसवः...। योगभाष्य २.२६ ।

३१. न्यायसूत्र ४.२.४२ ।

३२. कन्दली पृ. २१३

३३. तत्त्वार्थसूत्र, १०.२ (सर्वार्थसिद्धिसहित)

३४. तदनन्तरमूर्ध्वं गच्छत्यालोकान्तात् । तत्त्वार्थसूत्र ५.५

३५. जं संठाणं तु इहं भवं चयंतस्स चरमसमयम्मि ।
आसी य पएसघणं तं संठाणं तहिं तस्स ।। आवश्यकनिर्युक्ति गाथा १२२८ ।

३६. तत्त्वार्थसूत्र ९.१–८

३७. सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः । तत्त्वार्थसूत्र १.१.

३८. तत्त्वार्थसूत्र (પં. સુખલાલજીની ગુજરાતી વ્યાખ્યા સાથે) सूत्र १.९.

३९. सकषायाकषाययोः साम्परायिकेर्यापथयोः । तत्त्वार्थसूत्र ६.५ (પં. સુખલાલજીની ગુજરાતી વ્યાખ્યા સાથે)

४०. प्रभास्वरमिदं चित्तं प्रकृत्याऽऽगन्तवो मलाः । प्रमाणवार्तिक १.२१०

४१. चित्तमेव हि संसारो रागादिक्लेशवासितम् ।
तदेव तैर्विनिर्मुक्तं भवान्त इति कथ्यते ॥ तत्त्वसंग्रहपञ्जिका (पृ. १०४)માં બૌદ્ધાચાર્ય કમલશીલે ઉદ્ધૃત કરેલ પ્રાચીન બૌદ્ધ શ્લોક.

૪૨. શાન્તરક્ષિત તત્ત્વસંગ્રહમાં (પૃ. ૧૮૪) સ્પષ્ટપણે આ પ્રમાણે જણાવે છે.

૪૩. જૈન વિદ્વાન અકલંકે પોતાના 'तत्त्वार्थराजवार्तिक'માં આ પ્રમાણે બૌદ્ધ નિર્વાણને સમજાવેલ છે.

४४. मिलिन्दपण्ह (V. Trenckner London 1880) अ. २ पृ. २५ २८

४५. कम्मस्स कारको नत्थि विपाकस्स च वेदको ।
सुद्धधम्मा पवत्तन्ति एवेतं सम्मदस्सनं ॥ विसुद्धिमग्ग अ. १९

४६. दीपो यथा निर्वृतिमभ्युपेतो नैवावनिं गच्छति नान्तरिक्षम् । दिशं न काञ्चिद् विदिशं न काञ्चित् स्नेहक्षयात् केवलमेति शान्तिम् ॥ सौन्दरनन्द, १६.२९

४७. द्विविधं निर्वाणमुपवर्णितम्–सोपधिशेषं निरुपधिशेषं च। तत्र निरवशेषस्य अविद्यारागादिकस्य क्लेशगणस्य प्रहाणात् सोपधिशेषं निर्वाणमिष्यते ।...उपधिशब्देन...पञ्चोपादानस्कन्धा उच्यन्ते ।... सह उपधिशेषेण वर्तत इति सोपधिशेषम् । तच्च स्कन्धमात्रकमेव केवलम्...। यत्र तु निर्वाणे स्कन्धमात्रकमपि नास्ति तन्निरुपधिशेषं निर्वाणम् । माध्यमिकवृत्ति, पृ. ५१९

४८. क्लेशकर्माभिसंस्कृतस्य सन्तानस्याविच्छेदेन प्रवर्तनात् परलोके फलप्रतिलम्भोऽभिधीयते । बोधिचर्यावतारपञ्जिका ( बिब्लिओथेका इण्डिका ) पृ. ४७३ । જુઓ શાન્તરક્ષિતકૃત તત્ત્વસંગ્રહમાં કર્મફલસંબંધપરીક્ષા નામનું પ્રકરણ.

૪૯. જુઓ **બૌદ્ધધર્મદર્શન**, પૃ. ૬૨–૧૧૮

૫૦. સાંખ્યકારિકા, ૬૨

५१. सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्य...। योगसूत्र ४.१८

५२. तदवस्थे चेतसि विषयाभावात् बुद्धिबोधात्मा पुरुषः किंस्वभाव इति ? तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् । योगसूत्र १.३ ( भाष्योत्थानिकासहित )

५३. यथा च चिति बुद्धेः प्रतिबिम्बमेवं बुद्धावपि चित्प्रतिबिम्बं स्वीकार्यम् । योगवार्तिक, १.४

५४–५५. तल्लाभाद् (=विवेकज्ञानलाभाद्) अविद्यादयः क्लेशाः समूलकाषं कषिता भवन्ति । कुशलाकुशलाश्च कर्माशयाः समूलघातं हता भवन्ति । क्लेशकर्मनिवृत्तौ जीवन्नेव विद्वान् विमुक्तो भवति । कस्मात् । यस्माद् विपर्ययो भवस्य कारणम् । नहि क्षीणविपर्ययः कश्चित् केनचित् क्वचित् जातो दृश्यत इति । योगभाष्य ४.३०

५६. सांख्यकारिका, ६८

૫૭. आद्यस्तु मोक्षो ज्ञानेन...द्वितीयो रागादिक्षयादिति...कर्मक्षयात् तृतीयं व्याख्यातं मोक्षलक्षणम्। योगवार्तिक, ४.२५–४.३२

૫૮. यद्यपि पुरुषश्चिन्मात्रोऽविकारी तथापि बुद्धेर्विषयाकारवृत्तीनां पुरुषे यानि प्रतिबिम्बानि तान्येव पुरुषस्य वृत्तयः, न च ताभिः अवस्तुभूताभिः परिणामित्वं स्फटिकस्येवातत्त्वतोऽन्यथाभावात्। योगवार्तिक, १.४

૫૯. सांख्यप्रवचनभाष्य १.१

૬૦. परमाणोरिव वृत्त्यतिरिक्तानां प्रतिबिम्बसमर्पणासामर्थ्यस्य फलबलेन कल्पनात्। योगवार्तिक, १.४

૬૧. पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यम्, स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति। योगसूत्र,४.३४

૬૨. कैवल्यं प्राप्तास्तर्हि सन्ति च बहवः केवलिनः। योगभाष्य १.२४.

૬૩. नवानामात्मविशेषगुणानामत्यन्तोच्छित्तिर्मोक्षः। व्योमवती (चौखम्बा, १९३०) पृ. ६३८

૬૪. समस्तात्मविशेषगुणोच्छेदोपलक्षिता स्वरूपस्थितिरेव। कन्दली पृ. ६९२

૬૫. यदि मुक्तात्मानः पाषाणतुल्यजडास्तर्हि कथं तत्र दुःखनिवृत्तिव्यपदेशः?

૬૬. न हि 'पाषाणो दुःखान्निवृत्तः' इति केनापि प्रेक्षावता व्यपदिश्यते। दुःखसंभव एव हि दुःखनिवृत्तिर्निर्दिष्टुमर्हति।

૬૭. न, दुःखार्तानां तदभाववेदनमभिसन्धायैव तज्जिहासादर्शनात्, कथमन्यथा देहमपि जह्युः। आत्मतत्त्वविवेक (चौखम्बा ११४०) पृ. ४३८

૬૮. न्यायभाष्य १. १. २

૬૯. न्यायसार पृ. ५९४–९८ (षड्દર્શનપ્રકાશનપ્રતિષ્ઠાન, વારાણસી, ૧૯૬૮).

૭૦. किं पुनस्तन्मिथ्याज्ञानम्? अनात्मन्यात्मग्रहः। न्यायभाष्य ४. २.१

૭૧. तत्त्वज्ञानं खलु मिथ्याज्ञानविपर्ययेण व्याख्यातम्। न्यायभाष्य १.१.२

૭૨. यदा तु तत्त्वज्ञानाद् मिथ्याज्ञानमपैति तदा मिथ्याज्ञानापाये दोषा अपयन्ति। न्यायभाष्य १.१.२

૭૩. न प्रवृत्तिः प्रतिसन्धानाय हीनक्लेशस्य। न्यायसूत्र ४.१.६४

૭૪. सोऽयमध्यात्मं बहिश्च विविक्तचित्तो विहरन्मुक्त इत्युच्यते। न्यायभाष्य ४.१.६४

૭૫. ...सर्वाणि पूर्वकर्माणि ह्यन्ते जन्मनि विपच्यन्त इति। न्यायभाष्य ४.१.६४

* ...अनन्तानां कथमेकस्मिन् जन्मनि परिक्षय इति चेत्। कन्दली पृ. ६८७

૭૬. न. कालनियमात्।। कन्दली पृ. ६८७

૭૭. यथैव तावत् प्रतिजन्म कर्माणि चीयन्ते, तथैव भोगात् क्षीयन्ते च। कन्दली पृ. ६८७

૭૮. योगी ही योगर्द्धिसिद्धया...निर्माय तदुपभोगयोग्यानि...तानि तानि सेन्द्रियाणि शरीराणि, अन्तःकरणानि च मुक्तात्मभिरुपेक्षितानि गृहीत्वा सकलकर्मफलमनुभवति प्राप्तैश्वर्य इतीत्थमुपभोगेन कर्मणां क्षयः। न्यायमञ्जरी, भा. २, पृ. ८८

૭૯. प्रवृत्त्यपाये जन्मापैति। न्यायभाष्य १.१.२

८०. समाधिविशेषाभ्यासात् । न्यायसूत्र ४.२.३८
तदर्थं यमनियमाभ्यामात्मसंस्कारो योगाच्चाध्यात्मविध्युपायैः । न्यायसूत्र ४.२.४६
८१. ज्ञानग्रहणाभ्यासस्तद्विद्यैश्च सह संवादः । न्यायसूत्र ४.२.४७
८२ न्यायभाष्य ४.२.३
८3. शास्त्रदीपिका पृ. १२५-३०
८४. यदस्य स्वं नैजं रूपं ज्ञानशक्तिसत्ताद्रव्यत्वादि तस्मिन्नवतिष्ठते । शास्त्रदीपिका, पृ. १३०
८५. बुद्धिभेदादिति । बुद्धिरन्तःकरणम् । आद्ये पक्षे बुद्धिभेदात् तत्संस्कारभेदः । तद्भेदाच्च तदवच्छिन्नाज्ञानभेदः । तद्भेदाच्च तत्प्रतिबिम्बितचैतन्यभेद इति जीवनानात्वम् । अन्त्ये तु बुद्धिभेदात् तत्प्रतिबिम्बितचैतन्यभेद इति जीवनानात्वम् । पारमार्थिकत्वादिति । प्रतिबिम्बं च न बिम्बादन्यत् किञ्चिदित्यनुपदमेवोक्तमिति बिम्बरूपेण पारमार्थिकमेव तत् ।
सिद्धान्तबिन्दुटीका (अभ्यंकरकृता) पृ. ४७, B.O.R.I Poona, 1928.
८६. तदेवं वेदान्तवाक्यजन्याखण्डाकारवृत्त्या अविद्यानिवृत्तौ तत्कल्पितसकलानर्थनिवृत्तौ परमानन्दरूपः सन् कृतकृत्यो भवति ।
सिद्धान्तबिन्दुटीका (शंकरकृता) पृ. १५३, B.O.R.I., Poona 1928.

# જીવસ્વરૂપ-પરામનોવૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ

ડૉ. નારાયણ મ. કંસારા

## ૧. દાર્શનિક માન્યતા

પ્રખર જૈનાચાર્ય ઉમાસ્વાતિએ જીવના બે પ્રભેદો દર્શાવ્યા છે : સંસારી અને મુક્ત.[1] વાદિદેવ-સૂરિએ સંસારી જીવના સ્વરૂપ અંગે નિરૂપણ કરતાં કહ્યું છે કે તે પ્રત્યક્ષાદિ પ્રમાણો દ્વારા સાબીત થાય છે, કેમકે તે ચૈતન્ય સ્વરૂપ, પરિણામી, કર્તા, ભોક્તા, સ્વદેહપરિમાણ, પ્રત્યેક શરીરમાં ભિન્ન અને પૌદ્ગલિક કર્મો લાગેલો છે.[2] પંડિત સુખલાલજીએ જીવસ્વરૂપ પરત્વે જૈન દૃષ્ટિનું મુદ્દાસર વિશ્લેષણ કરતાં નોંધ્યું છે કે[3] (૧) જીવ અસ્તિત્વ ધરાવે છે અને તે સ્વાભાવિક ચૈતન્યમય, સ્વતંત્ર અને તેથી અનાદિનિધન છે.[4] (૨) જીવો અનેક, અનંત અને દેહભેદે ભિન્ન છે. (૩) જીવમાં અનેક શક્તિઓ પૈકી મુખ્ય અને સર્વને સર્વસંવિદિત થઈ શકે એવી શક્તિઓ છે જ્ઞાનશક્તિ, પુરુષાર્થ-વીર્ય-શક્તિ અને શ્રદ્ધા-સંકલ્પશક્તિ, જે એનું અભિન્ન સ્વરૂપ છે.[5] (૪) વિચાર અને વર્તન અનુસાર જીવમાં સંસ્કારો પડે છે અને એ સંસ્કારોને ઝીલતું એક પૌદ્ગલિક શરીર તેની સાથે રચાય છે, જે મૃત્યુ પછી બીજો દેહ ધારણ કરવા જતી વખતે તેની સાથે જ રહે છે.[6] (૫) જીવ સ્વતંત્રપણે ચેતન અને અમૂર્તસ્વરૂપ હોવા છતાં તેણે સંચિત કરેલાં કર્મો મૂર્ત શરીર સાથે જોડાવાથી, તે શરીરની હયાતિ સુધી, મૂર્ત જેવો બની જાય છે.[7] (૬) શરીર અનુસાર તેનું પરિમાણ ઘટે યા વધે છે. પરિમાણની હાનિ-વૃદ્ધિ એ એના મૌલિક દ્રવ્યતત્ત્વમાં અસર નથી કરતી; એનું મૌલિક દ્રવ્ય કે કાઠું જે હોય તે જ રહે છે; માત્ર પરિમાણ નિમિત્તભેદે વધે યા ઘટે છે.[8] (૭) સમગ્ર જીવરાશિમાં સહજ યોગ્યતા એક સરખી છે, છતાં તેના પુરુષાર્થ અને અન્ય નિમિત્તોના બળાબળ ઉપર દરેક જીવનો વિકાસ અવલંબિત છે. (૮) વિશ્વમાં એવું કોઈ સ્થાન નથી જ્યાં સૂક્ષ્મ અથવા સ્થૂલ શરીરી જીવોનું અસ્તિત્વ ન હોય.

જીવ વિષેની જૈન દાર્શનિક ધારણા પ્રાથમિક અને સર્વ સાધારણને બુદ્ધિગ્રાહ્ય લાગે છે. પંડિત સુખલાલજીએ એ વાત ખાસ નોંધી છે કે[9] ઈ. સ. પૂર્વે આઠમા સૈકામાં થયેલ ભગવાન પાર્શ્વનાથની નિર્વાણસાધનાના આધાર લેખે એ જીવવાદની કલ્પના સુસ્થિર થયેલી હતી, અને જૈન પરંપરામાં આ માન્યતામાં અત્યાર સુધીમાં કશો મૌલિક ફેરફાર થયો નથી.

જીવ પરત્વે જૈન, સાંખ્ય-યોગ અને ન્યાય-વૈશેષિક દૃષ્ટિઓની પરસ્પર વિગતવાર તુલના કરીને પંડિત સુખલાલજીએ તારણ એમ કાઢ્યું છે કે[10] જીવને કૂટસ્થનિત્ય ઠરાવવા માટે સાંખ્ય-યોગ પરંપરાએ ચેતનામાં કોઈ પણ જાતના ગુણોનું અસ્તિત્વ જ ન સ્વીકાર્યું. અને જ્યાં અન્ય દ્રવ્યના સંબંધથી પરિવર્તન યા અવસ્થાન્તરનો પ્રશ્ન આવ્યો ત્યાં તેણે એને માત્ર ઉપચરિત યા કાલ્પનિક માની લીધું. બીજી બાજુ ન્યાય-વૈશેષિક પરંપરાએ સ્વરૂપતઃ કૂટસ્થનિત્યત્વ સાચવવા દ્રવ્યમાં ઉત્પન્ન થનારા અને નાશ પામનારા ગુણોને સ્વીકાર્યા, છતાં તેને લીધે આધારદ્રવ્યમાં કશું જ વાસ્તવિક પરિવર્તન યા અવસ્થાન્તર થતું હોવાનું તેણે નકાર્યું. એના સમર્થનમાં એમણે યુક્તિ એ રજૂ કરી કે આધાર દ્રવ્ય કરતાં ગુણો સર્વથા ભિન્ન છે, એટલે એમનો ઉત્પાદ-વિનાશ એ કાંઈ આધારભૂત જીવદ્રવ્યનો ઉત્પાદ-વિનાશ કે અવસ્થાન્તર ન ગણાય. ઉપરાંત ન્યાય વૈશેષિક પરંપરાએ જૈન અને સાંખ્ય-યોગ પરંપરાની પેઠે દેહભેદે ભિન્ન એવા અનંત અનાદિનિધન જીવદ્રવ્યો સ્વીકાર્યાં, પણ

જૈન પરંપરાની પેઠે તેને મધ્યમ પરિમાણ ન માનતાં, સાંખ્ય-યોગ પરંપરાની જેમ સર્વવ્યાપી માન્યાં; દ્રવ્યદૃષ્ટિએ જીવતત્ત્વનું કૂટસ્થનિત્યત્વ સાંખ્ય-યોગ પરંપરાની જેમ જ સ્વીકાર્યું, છતાં ગુણ-ગુણિભાવ યા ધર્મધર્મિભાવની બાબતમાં સાંખ્ય-યોગ પરંપરાથી જુદા પડી અમુક અંશે જૈન પરંપરા સાથે સામ્ય પણ જાળવ્યું. આથી અલગ પડીને જૈન પરંપરાએ જીવતત્ત્વમાં સ્વાભાવિક અને સહજાતન એવી ચેતના, આનંદ, વીર્ય આદિ અભિન્ન શક્તિઓ સ્વીકારી તેના પ્રતિક્ષણ નવાં નવાં પરિણામો યા પર્યાયો સ્વીકાર્યા, જેથી શરીરયોગ ન હોય તેવી વિદેહમુક્ત અવસ્થામાં પણ જીવતત્ત્વમાં સહજ ચેતના, આનંદ, વીર્ય આદિ શક્તિઓનાં વિશુદ્ધ પરિણામો યા પર્યાયોનું ચક્ર ચાલ્યા કરે છે એવું માનવું સુસંગત ઠરે.

## ૨. દૃષ્ટિભેદનું કારણ

દાર્શનિક આચાર્યોમાંથી સાંખ્ય પરંપરાના મૂળ પ્રવક્તા કપિલનો શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાનની સર્વશ્રેષ્ઠ વિભૂતિઓમાં સિદ્ધ તરીકે ઉલ્લેખ થયો છે,[11] અને તેમને શ્રીમદ્ ભાગવતમાં વિષ્ણુના પંચમ અવતાર તરીકે ગણાવ્યા છે.[12] યોગ પરંપરાના આદિ પ્રવક્તા તરીકે હિરણ્યગર્ભને સ્વીકારવામાં આવે છે.[13] ન્યાયદર્શનના મૂળ પ્રવક્તા મહર્ષિ ગૌતમ મહાન ઋષિ હતા. વૈશેષિકદર્શનના આદ્ય પ્રવક્તા કણાદ પ્રખર તપસ્વી અને દેવતાના સાક્ષાત્કારી હતા.[14] જૈન તીર્થંકર પાર્શ્વનાથ પણ દિવ્ય અલૌકિક અપરોક્ષ કેવલજ્ઞાન ધરાવનાર મહાપ્રસિદ્ધ હતા. આ સાક્ષાત્કારી મહાપુરુષોને જીવતત્ત્વનો સાક્ષાત્કાર થયો હોવાથી તેઓએ એ અંગેના પોતાના નિરૂપણમાં તર્કદૃષ્ટિને પ્રાધાન્ય ન આપતાં અનુભવમૂલક પ્રત્યક્ષ વ્યવહારમાંનાં ઉદાહરણો અથવા રૂપકોનો ઉપયોગ કરવાનું વધુ યોગ્ય લેખ્યું હતું. પરંતુ આ સાક્ષાત્કારી મહાપુરુષોની શિષ્યપરંપરામાં પાછળથી જે તે દર્શનગત મુદ્દાઓની સ્પષ્ટ સમજૂતી માટે બૌદ્ધિક છણાવટ અને સંપ્રદાય રક્ષા અર્થે એકબીજાની માન્યતાઓનું તર્કમૂલક ખંડનમંડન કરનાર આચાર્યો થયા. એ વિદ્વાનો કેવળ બુદ્ધિ દ્વારા તેનાથી પર એવા તત્ત્વને પકડવા મથતા હતા, અને ઉપનિષદ્‌ના ઋષિઓની नैषा तर्केण मतिरापनेया[15] એ સ્પષ્ટ ચેતવણીને અવગણીને આ વિષય બુદ્ધિની સીમા બહારનો, કેવળ સ્વાનુભવગમ્ય છે, અને એ સ્વાનુભવ દીર્ઘકાલીન તપ અને યોગાભ્યાસ દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે તે વાત જ વીસરી જવા લાગ્યા. પરિણામે જેટલી વધુ સ્પષ્ટતા કરવા ગયા તેટલી વધુ ગૂંચવણમાં ફસાતા ગયા! અને મૂળ તત્ત્વ તો પકડની બહાર જ રહ્યું!!

## ૩. સાક્ષાત્કારી પુરુષોનો મૂળ ઉપદેશ

બધા જ સાક્ષાત્કારી મહર્ષિઓ અને સિદ્ધોએ એ નિર્વિવાદ રીતે સ્વીકાર્યું છે કે જીવ શરીરથી અલગ તત્ત્વ છે; અને જુદાં જુદાં શરીરોમાં એ બંધાઈને જુદી જુદી યોનિઓમાં જન્મમરણના ચક્રમાં ભમ્યા કરે છે. શરીર નશ્વર છે અને જીવ શાશ્વત છે. તીર્થંકર ભગવાન પાર્શ્વનાથના ઉપદેશને જ તીર્થંકર ભગવાન મહાવીરે શિષ્યો સાથેના સંવાદમાં જે તે પ્રસંગે પ્રશ્નના અનુસંધાનમાં જવાબો આપીને વાણી લઈ તત્ત્વની સમજૂતી આપી. જૈન પરંપરામાં જીવના નિરૂપણમાં તેના શરીર-પરિમાણના મુદ્દાને ઘણું જ મહત્ત્વ આપવામાં આવ્યું છે, કારણ કે તે અંગે પ્રશ્નો પૂછનાર જિજ્ઞાસુ શ્રાવકોએ આ મુદ્દા પરત્વે જ વધુ સ્પષ્ટતાની અપેક્ષા રાખી હશે એવું મૂળ આગમ ગ્રંથો પરથી જણાય છે. ઉત્તરકાલીન વાઙ્મયગ્રંથોમાં આ મુદ્દાનું સ્પષ્ટીકરણ માત્ર બૌદ્ધિક ચર્ચાના સ્તરે થયેલ છે, જ્યારે મૂળ તીર્થંકરોએ એની સ્પષ્ટતા સ્વાનુભાવને આધારે અને જિજ્ઞાસુ સાધકના રોજબરોજના જીવનમાંના વ્યાવહારિક અનુભવમૂલક ઉદાહરણો અને તે ઉપર આધારિત વાસ્તવવાદી તર્કની સહાયથી કરી છે. આ દૃષ્ટિએ મૂળ આગમગ્રંથોમાંની ચર્ચાનું થોડુંક સિંહાવલોકન કરવા જેવું છે.

જૈન આગમસાહિત્યમાં જીવના અસંખ્ય અનંત પર્યાયો, જીવનું દેહપરિમાણ, જીવનો સંકોચ-વિસ્તારી સ્વભાવ વગેરે મુદ્દાઓની ચર્ચા પંચાસ્તિકાય, સર્વાર્થસિદ્ધિ, રાજવાર્તિક, શ્લોકવાર્તિક, પ્રવચનસાર, કાર્તિકેયાનુપ્રેક્ષા, અનગારધર્મામૃત, તત્ત્વાર્થસૂત્ર, ષટ્ખંડાગમ, ગોમ્મટસાર ઇત્યાદિ ગ્રંથોમાં થયેલી છે.[૧૬] મૂળ આગમગ્રંથોમાંથી 'રાયપસેણુઇયસુત્ત'માં વિસ્તારથી અને 'પણ્ણવણાસુત્ત'માં સંક્ષેપમાં આ ચર્ચા જોવા મળે છે. 'પણ્ણવણાસુત્ત'માં મહાવીરસ્વામી અને ગૌતમના સંવાદમાં જીવના અસંખ્ય પર્યાયો છે એનું કારણ દર્શાવતાં કહ્યું છે કે અસુરકુમારો, નાગકુમારો, સુવર્ણકુમારો, વિદ્યુતકુમારો, અગ્નિકુમારો, દ્વીપકુમારો, ઉદધિકુમારો, દિશાકુમારો, વાયુકુમારો, સ્તનિતકુમારો, પૃથ્વીકાયો, અપ્કાયો, તેજસ્કાયો, વાયુકાયો, વનસ્પતિકાયો, દ્વીન્દ્રિયો, ત્રીન્દ્રિયો, ચતુરિન્દ્રિયો, પંચેન્દ્રિયો, તિર્યગ્યોનિઓ, મનુષ્યો, વાણમંતરો, જ્યોતિષિઓ, વૈમાનિકો અને સિદ્ધો અસંખ્ય અને અનંત છે, તેથી જ જીવના અસંખ્ય અને અનંત પર્યાયો છે.[૧૭] આ ચર્ચામાં 'પર્યાય' શબ્દ પ્રકારવાચી કે દ્રવ્યધર્મવાચી જણાય છે. 'રાયપસેણુઇય'માં કુમાર કેશીશ્રમણ અને રાજા પ્રદેશીના સંવાદમાં જીવના શરીરપરિમાણ અંગેની ચર્ચામાં આ પર્યાયોની અનંતતા અને અસંખ્યેયતાના આધારે જ વધુ સ્પષ્ટતા કરતાં કહ્યું છે કે જીવ અવાજની જેમ પૃથ્વી, શિલા કે પર્વતને ભેદીને બહાર નીકળી જઈ શકે છે;[૧૮] પ્રદીપની જેમ પોતાના પ્રકાશ વડે પોતાના અસંખ્ય પ્રદેશો કે પર્યાયો દ્વારા નાના કે મોટા શરીરમાં વ્યાપી શકે છે;[૧૯] જીવ દસસ્થાનોવાળો અને છદ્મસ્થ, અર્થાત્ અસર્વજ્ઞ, હોવાથી તેને સર્વતઃ જાણી શકાતો નથી, કેમકે જેમને જ્ઞાન અને દર્શન ઉત્પન્ન થયાં હોય તેવા કે વળી જિન અર્હંતો જ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અશરીરબદ્ધ જીવ, પરમાણુ પુદ્ગલ, શબ્દ, ગંધ, વાત, અમુક જીવ જિનપદ પામશે કે નહિ, અમુક જીવ સર્વદુઃખોનો અંત પામશે કે નહિ વગેરે બાબતો અંગે જાણકારી મેળવી શકે છે.[૨૦] ઉપરોક્ત મૂળ આગમગ્રંથોમાંની ચર્ચા ઉપરથી એ ફલિત થાય છે કે જીવના સ્વરૂપ અંગેની મૂળ જૈન દૃષ્ટિ બૌદ્ધિક ચર્ચા ઉપર નહીં, પણ મૂળ તીર્થંકરોના અતીન્દ્રિયકક્ષાના—Clairvoyance સ્વરૂપના-સ્વાનુભવ ઉપર અવલંબિત છે. આ દૃષ્ટિએ જૈન આગમગ્રંથો અને વૈદિકબ્રાહ્મણધર્મી ઉપનિષદોના તર્કવિષયક ઉપરોક્ત ઉદ્‌ગાર વચ્ચે ખૂબ સામ્ય છે. અહીં પ્રશ્ન એ છે કે જો ઉપરોક્ત દૃષ્ટિબિંદુ અતીન્દ્રિય સ્વાનુભવમૂલક હોય તો આધુનિક પરામનોવિજ્ઞાનનાં સંશોધનોને આધારે એની કોઈ સંગતિ બેસી શકે ખરી? આ વિચારણા માટે પરામનોવિજ્ઞાનના ક્ષેત્રે થોડોક દૃષ્ટિપાત કરીએ, અને તપાસીએ કે બ્રાહ્મણધર્મી ઋષિઓ, બૌદ્ધ ધર્મના પ્રવર્તક ભગવાન બુદ્ધ અને જૈન ધર્મના તીર્થંકરોએ જીવના સ્વરૂપ અંગે પોતપોતાનાં અલગ રીતનાં પ્રતિપાદન કર્યાં તે બધાં જ વસ્તુતઃ સત્ય છે, છતાં પરસ્પર વિરોધી જણાય છે તેનું કારણ શું છે?

## ૪. પરામનોવૈજ્ઞાનિક સંશોધનો

પરામનોવિજ્ઞાન એ આ સદીમાં જ અમેરિકા અને બીજા પાશ્ચાત્ય દેશોમાં વિકસેલું એક નવું જ વિજ્ઞાન છે, જેનો ઊંડો અભ્યાસ કરનાર વૈજ્ઞાનિકોના 'પેરાસાઈકોલૉજી એસોસિયેશન'ને આંતરરાષ્ટ્રીય પ્રચંડ માન્યતા પ્રદાન કરનાર 'અમેરિકન એસોસિયેશન ફૉર એડવાન્સમેન્ટ ઑફ સાયંસ' (AAAS) દ્વારા આંતરરાષ્ટ્રીય સ્તરે એક વિજ્ઞાન તરીકેની માન્યતા છેક ઈ. સ. ૧૯૬૯થી મળી ચૂકી છે.[૨૧] આ 'પેરાસાયકોલૉજી એસોસિયેશન' (PA)ના બે તૃતીયાંશથી વધુ સભ્યો પરામનોવિજ્ઞાનના ક્ષેત્રે ડૉક્ટરેટ ડિગ્રી પ્રાપ્ત કરનાર સંશોધક વૈજ્ઞાનિકો છે, અને એમણે દુનિયાભરમાંથી આ વિષેના સંશોધન-લેખોનો બહુ વિશાળ સંગ્રહ એકઠો કર્યો છે. આજે આ નવા વિજ્ઞાનની ટેલીપથી, સાયકોકાઈનેસીસ,

બાયો-ફિડબૅક-ટ્રેઈનિંગ, માઇન્ડ-ટ્રાવેલ, સાઇકીક સર્જરી વગેરે અનેક શાખાઓ પણ વિકસી છે, અને એકસઠ સંસ્થાઓમાં આ ક્ષેત્રે સંશોધન કાર્ય ચલાવી રહી છે.[૨૨]

આપણી પ્રસ્તુત જીવસ્વરૂપ વિષયક વિચારણાની દષ્ટિએ પરામનોવિજ્ઞાનના ક્ષેત્રે કેટલાક વૈજ્ઞાનિકોએ રસપ્રદ સંશોધન કાર્ય કર્યું છે. ઈ. સ. ૧૯૭૭માં બ્રીટનમાંની ઑક્સફર્ડ યુનિવર્સિટીના ઝૂઑલૉજીના પ્રોફેસર સર ઍલિસ્ટર હાર્ડીએ માન્ચેસ્ટર કૉલેજમાં 'રિલિજીયસ એક્સપિરિયન્સ રીસર્ચ યુનિટ' સ્થાપીને ધાર્મિક અનુભવોના પાંચ હજાર નમૂનાઓ એકઠા કરવાનો પ્રોજેક્ટ હાથ ધર્યો હતો, અને ઈ. સ. ૧૯૭૪ સુધીમાં તેમને સાડા ત્રણ હજાર અનુભવોની નોંધો પ્રાપ્ત થઈ ચૂકી હતી, જેમાંથી એક હજાર અનુભવોનું તેમણે વિશ્લેષણ કર્યું છે.[૨૩] બીજી બાજુ, આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા પ્રખર મનોવૈજ્ઞાનિક સંશોધક ડૉ. હેરેવાર્ડ કૅરિંગ્ટને છેક ઈ. સ. ૧૯૨૫ના અરસામાં 'મૉડર્ન સાઇકિકલ ફિનોમિના' નામનો ગ્રંથ પ્રકાશિત કર્યો હતો જેમાં એણે એમ. ચાર્લ્સ લેન્સેલીનના સંશોધન કાર્યનો સાર આપતું પ્રકરણ લખ્યું હતું, અને પાછળથી તે પ્રકરણનો વિસ્તાર કરીને 'હાયર સાઈકોલૉજીકલ ડેવલપમેન્ટ' નામનો અલગ ગ્રંથ રચ્યો. ઈ સ. ૧૯૨૭માં તેમને લિંગશરીર (Astral Body)ના બહિ:પ્રક્ષેપણ (Projection)ના બાર વર્ષોના અનુભવી સિલવાન મુલદૂન નામના વ્યક્તિના પત્રો મળ્યા, જેમાં લેન્સેલીનની જાણમાં ન હતી તેવી કેટલીક પરામનોવિજ્ઞાનગત બીનાઓના અનુભવની વાતો તેણે જણાવી. પછી આ અનુભવોનું વૈજ્ઞાનિક વિશ્લેષણ કરીને કૅરિંગ્ટને મુલદૂનનાં સાથમાં લિંગશરીરના બહિ:પ્રક્ષેપણને લગતો ગ્રંથ પ્રકાશિત કર્યો, જેમાં લિંગશરીર તથા તેની અંતર્ગત રહેલા કારણશરીરના અસ્તિત્વને લગતા સ્વાનુભવો તથા સાબિતીઓ રજૂ કરી છે.[૨૪] હમણાં હમણાં ઈ. સ. ૧૯૮૦માં અમેરિકામાંના મૅટા સાયન્સ કૉર્પોરેશને મૃત્યુ પછીની જીવની અવસ્થાને લગતાં જ્યોર્જ મીકનાં સંશોધનો પ્રકાશિત કર્યાં છે.[૨૫]

અમેરિકામાં કૅલિફૉર્નિયાની સ્ટેનફૉર્ડ રીસર્ચ ઈન્સ્ટીટ્યૂટના ડિપાર્ટમેન્ટ ઑવ મટીરિયલ સાયંસના અધ્યક્ષ ડૉ. વિલિયમ ટીલર નામના ભૌતિકવિજ્ઞાનીએ મનુષ્યમાત્રના અસ્તિત્વના (Being)ના સાત સ્તરો (levels) અથવા કલેવરો અંગે વૈજ્ઞાનિક સંશોધન કર્યું છે. આ સાત સ્તરોને તે ફિઝિકલ (પી), ઈથરિક (ઈ), ઍસ્ટ્રલ (એ), માઇન્ડ (એમ ૧, એમ ૨, એમ ૩) અને સ્પીરીટ (એસ) એવા નામે ઓળખાવે છે. અને એમાંના દરેકનો સંબંધ હઠયોગમાં નિરૂપાયેલા સાત ચક્રો, કરોડરજ્જૂમાંથી શરીરમાં પ્રસરતા મજ્જાતંતુઓ કે નાડીઓ તથા પીનિયલ, પીચ્યુટરી, થાઈરોઈડ, થાયમલ, ઍડ્રિનલ અને લીડન અથવા ગૅનાડ્ઝ વગેરે ગ્રંથિઓ સાથે સાંકળે છે.[૨૬] કૅલિફૉર્નિયામાંની મૅટા સાયંસ લૅબોરેટરીના સંશોધક વિજ્ઞાની જ્યોર્જ મીક પણ આ હકીકતનું પોતાના અલગ સંશોધનના આધારે સમર્થન કરે છે.[૨૭] જ્યોર્જ મીકની લૅબોરેટરીમાંના યૂજીન ફિલ્ડ, સાર હ ગ્રાન, હાન્સ હેકમાન, જ્હોન પૉલ જોન્સ, લિલિયન સ્કૉટ વગેરે સંશોધકોને આજથી વીસ, ત્રીસ કે ચાલીસ વર્ષો પૂર્વે મૃત્યુ પામેલા ડૉ. જેસે હરમન હોમ્સ (૧૮૯૬-૧૯૪૦), એફ. સ્કૉટ ફિટ્ઝરાલ્ડ (૧૮૮૦-૧૯૭૬), યૂજીન ફિલ્ડ (૧૮૫૦-૧૮૯૫) રફસ જોન્સ (૧૮૬૩-૧૯૪૮) મૅરી રૉબર્ટ્સ રૂહાઇનહાર્ટ (?-૧૯૫૮) ડૅરોથી પાર્કર (૧૮૯૩-૧૯૬૭) ઍડગર કેસીજર (૧૮૮૮-૧૯૧૬) અને ઍડગર ૨ ઈસ બરોઝ (૧૮૭૫-૧૯૫૦) જેવા વૈજ્ઞાનિકોનો માધ્યમ દ્વારા સહકાર સાંપડયો છે અને એમણે ઇન્દ્રિયાતીત જગતનાં અનેક રહસ્યો આજે આપણી સમક્ષ ખુલ્લાં મૂકવા માંડયાં છે.[૨૮]

## ૫. સૂક્ષ્મ શરીરો વિશે વૈજ્ઞાનિકોનાં સંશોધનો

સિલ્વન મુલદૂને લિંગશરીર (ઈથરિક અને ઍસ્ટ્રલ)ના દ્રવ્યગત સ્વરૂપ વિષે જણાવતાં કહ્યું છે કે પ્રાણ ( life-force )નું બનેલું છે, અને તેમાંની શક્તિનો પુરવઠો તે રોજેરોજ નિદ્રા દરમિયાન સ્થૂળ શરીરથી આશરે ૭ એક ઇંચ જેટલું છૂટું પડીને વૈશ્વિક પ્રાણ સાથે સીધો સંબંધ ધરાવતું બનીને મેળવી લે છે.[૨૯] ડૉ. જેસી હરમન હૉમ્સ અને તેમના જૂથના વૈજ્ઞાનિકોએ પણ વૈશ્વિક જગતના પણ ફિઝિકલ લોઍસ્ટ ઍસ્ટ્રલ, ઇન્ટરમિજીએટ ઍસ્ટ્રલ, હાયઍસ્ટ ઍસ્ટ્રલ, મૅન્ટલ ઍન્ડ કૉઝલ, સિલેસ્ટીયલ અને કૉસ્મિક એમ સાત સ્તર કે લોક અંગે માહિતી આપી છે, અને મરણ પછી મૅન્ટલ પ્લેન સુધી પહોંચવા જેટલો આધ્યાત્મિક વિકાસ પામેલ જીવાત્માઓને તે પછીના સિલેસ્ટીયલ પ્લેન માટેના જરૂરી આધ્યાત્મિક વિકાસ અર્થે અંતિમ મનુષ્ય અવતાર (ફાઈનલ રીબર્થ)ની તક મળે છે એ રહસ્ય ઉપરાંત દેવો સિદ્ધો વગેરે સિલેસ્ટીયલ પ્લેનમાં રહે છે, અને કૉસ્મિક પ્લેનમાં એકીભાવ કે અદ્વૈતભાવ કે નિર્વાણની અવસ્થામાં શુદ્ધચૈતન્ય જ અસ્તિત્વ ધરાવે છે એ રહસ્ય પ્રગટ કર્યું છે.[૩૦] આ કૉસ્મિક પ્લેનને ઉપનિષદોમાંના મોક્ષ કે કૈવલ્ય કે જૈન આગમોમાંના અને બૌદ્ધ પિટકોમાંના નિર્વાણ તરીકે ઓળખીએ છીએ. જ્યારે સિલેસ્ટીયલ પ્લેનને વેદ અને બ્રાહ્મણગ્રંથોમાંના વિષ્ણુપદ તરીકે સહેલાઈથી ઓળખી શકાય છે. ડૉ. હૉમ્સે આ સાત પ્લેનનો મનુષ્યના સાત સ્તરો સાથે સીધો સંબંધ હોવાનું જણાવ્યું છે.[૩૧]

જ્યોર્જ મીકે સ્પષ્ટતા કરી છે કે મનુષ્યના અસ્તિત્વના ઉપરોક્ત સાત સ્તરોમાંથી સ્થૂળ-શરીર અને લિંગશરીર ( ઈથરિક કે બાયોપ્લાઝમિક ડબલ ) એ બે સ્તરો મનુષ્ય નજરે જોઈ શકે તેવા છે.[૩૨] સામાન્ય મનુષ્ય તો કેવળ સ્થૂળશરીરને જ જોઈ શકે છે, જ્યારે લિંગશરીરને અમુક પ્રકારનાં પ્રાણીઓ, અને વિશિષ્ટ પ્રકારના આરસા કે લેન્સવાળા યંત્રોની મદદથી અથવા અમુક તાંત્રિક કે યૌગિક સિદ્ધિ પ્રાપ્ત કરેલા મનુષ્યો જોઈ શકે છે. કેટલીક વાર સામાન્ય મનુષ્યોને પણ અમુક વિશિષ્ટ સંજોગોમાં લિંગશરીર ક્ષણભર નજરે પડી જાય છે, પણ પછી તેમના શરીર પર તેની ખૂબ માઠી અને કવચિત્ જીવલેણ અસર પડી જાય છે. આ લિંગશરીર પ્રાણના સૂક્ષ્મતમ પરમાણુઓનું બનેલું હોય છે અને તેને વિશિષ્ટ રંગવાળું આભામંડળ ( Aura ) હોય છે.[૩૩] આ આભામંડળ સ્થૂળશરીરના આકારને અનુસરતું અને સ્થૂળશરીરમાં વ્યાપીને તેની બધી બાજુ આશરે ૭ ઈંચ જેટલું બહાર સુધી પ્રસરેલું હોય છે.[૩૪]

## ૬. ઉપસંહાર

પરામનોવિજ્ઞાનનાં સંશોધનોની આ પશ્ચાદ્ભૂમિકાને લક્ષમાં રાખીને આપણે ઋષિમુનિઓ, જૈન તીર્થંકરો અને બુદ્ધ ભગવાને પ્રબોધેલ ઉપદેશોમાં જીવ અંગે જે વિચારો રજૂ કર્યા હતા તેની તપાસણી કરીએ તો નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થશે. વૈશ્વિક જગતના ઉપરોક્ત સાત પ્લેન અને મનુષ્યના અસ્તિત્વની સ્થૂળ શરીરથી આરંભીને ઉપર જણાવેલા સાત સ્તરોમાંથી કયા સ્તરને લક્ષમાં રાખીને આ આર્ષદ્રષ્ટાઓ પોતાનો ઉપદેશ આપતા એ સમજીએ તો મૂળ દ્રષ્ટાઓનાં મતવ્યો વચ્ચેનો વિરોધાભાસ આપણા અજ્ઞાન ઉપર આધારિત, અને આપણે જેને સર્વોચ્ચ માની બેઠા છીએ તે બુદ્ધિની ટૂંકી પહોંચને આભારી છે તેની પ્રતીતિ થયા વિના નહીં રહે. આદ્ય શંકરાચાર્યે જ્યારે જીવ બ્રહ્મની એકાત્મતા કે અદ્વૈતની વાત કરી ત્યારે તે અંતિમ કક્ષાના પરમ સત્ય (Absolute

Truth)ને પારમાર્થિક દષ્ટિએ વિચારતા હતા, અને જ્યારે તેમણે વિવિધ દેવદેવતાઓનાં ઉપાસના-પરક સ્તોત્રો રચ્યાં ત્યારે તે વ્યાવહારિક સત્યની કક્ષાએ વિચારતા હતા. જ્યારે બુદ્ધ ભગવાને જીવના અસ્તિત્વ કે સ્વરૂપ અંગે કશી સ્પષ્ટતા ન કરતાં શૂન્ય કે નિર્વાણને લગતો ઉપદેશ કર્યો ત્યારે તે પરમ સત્યની પારમાર્થિક ભૂમિકાનો ઉલ્લેખ કરતા હતા, અને તેથી જ તેમણે નિર્વાણથી અવિદ્યા સુધીની જીવનબંધકારક કારણશૃંખલાનું જીવનસાધનાની જીવોપકારક બુદ્ધિ, વ્યાવહારિક ભૂમિકાએ નિરૂપણ કર્યું. કપિલે સૂક્ષ્મ વિશ્લેષકની દૃષ્ટિ રાખીને પુરુષ-પ્રકૃતિના વિવેકજ્ઞાનને પાયામાં રાખીને વ્યાવહારિક ભૂમિકાએ જીવબહુત્વ, લિંગશરીર, જીવબંધકારક કારણો વગેરેનું સ્પષ્ટીકરણ કર્યું. ગૌતમે બુદ્ધિપ્રવણ મનુષ્યોને તાર્કિક પ્રતીતિ દ્વારા જીવધર્મનું દર્શન કરાવવા તથા કણાદે સૃષ્ટિમાંના પંચમહાભૂત, કાળ, દિશા અને મનથી આત્માને અલગ દર્શાવવા અનુભવમૂલક તાર્કિક દષ્ટિ રજૂ કરી અને પરમાણુકારણવાદનો આશ્રય લીધો. જૈન તીર્થંકરોએ સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર્ય એ ત્રિવિધ રત્નોની ઉત્તરોત્તર અધિક મૂલ્યવત્તા લક્ષમાં રાખીને, કર્મના પાયાના સૂક્ષ્મ વૈશ્વિક કાયદાને કેન્દ્રમાં રાખી, અણિશુદ્ધ વ્યાવહારિક દૃષ્ટિકોણથી જીવના સ્વરૂપનું નિરૂપણ કર્યું હોવાથી તેમણે મનુષ્યના અસ્તિત્વના નીચેના બે સ્તરોને જ પ્રસ્તુત લેખ્યા, અને તેમને લગતી રહસ્યમય હકીકતોને તેમણે પોતાના ઉપદેશમાં નિરૂપી. મનુષ્યના અસ્તિત્વના ઉપર દર્શાવેલા સાત સ્તરોમાંના દરેક પરસ્પર નીચેનામાં વ્યાપેલા રહે છે અને જીવાત્મા સ્થૂળ શરીરને છોડી જાય ત્યારે બાકીના છ સ્તરો સહિત ઉચિત વૈશ્વિક લોક તરફ પ્રયાણ કરે છે અને પછી બીજા શરીરમાં ફરીથી જન્મ લેવા પ્રવેશે ત્યારે પણ એ છ સ્તરો તેની સાથે જ રહે છે, છતાં અતીન્દ્રિય દૃષ્ટિને તો ઍસ્ટ્રલ સુધીના બે કે ત્રણ સ્તર જ નજરે પડે છે તે હકીકતને વાસ્તવવાદી અત્યક્ષમિષ તીર્થંકરોએ ખાસ લક્ષમાં રાખી છે. બીજી બાજુ તેમણે જીવને પ્રદીપની સાથે સરખાવ્યો છે તેમાં તો ઉપનિષદના ઋષિઓ સાથે તેઓ એકમત હોવાનું દર્શાવે છે, અર્થાત્ જીવાત્માના શુદ્ધચૈતન્ય સ્વરૂપ અંગે એમને જાણકારી જ નહોતી એવું નથી. કેવળજ્ઞાન પ્રાપ્ત કરેલા તીર્થંકરોને એ જ્ઞાન ન હોય તે સંભવિત નથી. પરંતુ એ કક્ષાના જ્ઞાનને સામાન્ય મનુષ્યોને ઉપયોગી વાસ્તવવાદી ઉપદેશમાં વણવાથી અનુયાયીઓ માટે, વેદાન્તી કે બૌદ્ધ સાધકોની જેમ, ભ્રમમાં અટવાવાની વધુ શક્યતા છે, અને તેથી જીવાત્માની મોક્ષ માટે, જરૂરી કર્મક્ષય, તેના પરિણામે શુદ્ધ જ્ઞાન, તેના પરિણામે શુદ્ધ દર્શન અને તેના દ્વારા મોક્ષ માટે ઉપકારક શુદ્ધ આચારની સાધનામાં વિક્ષેપ આવશે એવી અણિશુદ્ધ વ્યાવહારિક–વણિગ્બુદ્ધિવાળી–દષ્ટિ રાખીને કિંચિત્ તપઃસિદ્ધિ કે અતીન્દ્રિય જ્ઞાન થતાં જ સાક્ષાત્ અનુભવની કક્ષામાં આવી પડે તેવા લિંગશરીરની ભૂમિકાથી જ જીવસ્વરૂપનું નિરૂપણ તેમણે કર્યું. અને તેથી જ તેમણે જીવને શરીરપરિમાણ પ્રબોધ્યો, તેથી જ તેમણે જીવના પુદ્ગલ-પરમાણુમય શરીર અને તેમાંની નીલ, કાપોત, તેજ, પદ્મ, શુકલ અને કૃષ્ણ લેશ્યા–તેજચ્છટા–કે આભામંડળ (Aura)ને લગતી હકીકતો નિર્દેશી. આધુનિક પરામનોવિજ્ઞાને સિદ્ધ કર્યું છે કે મનુષ્યના માનસિક ભાવોમાં ફેરફાર થતાં જ તેના આભામંડળમાંના રંગોમાં પણ પરિવર્તન આવે છે અને મનુષ્યનો આધ્યાત્મિક વિકાસ થતાં તેના મનના સ્થાયી, ભાવપિંડનું આભામંડળ ઉત્તરોત્તર વધુ તેજસ્વી થવા લાગે છે. જૈન તીર્થંકરોની લેશ્યાને લગતી વિચારણા આ દષ્ટિએ ખાસ સમજવા જેવી છે. આધુનિક પરામનોવિજ્ઞાનનાં જ સંશોધનોને યુવાચાર્ય મહાપ્રજ્ઞે જૈન પરિભાષામાં વણીને રજૂ કર્યાં છે,[૩૫] તેનું રહસ્ય આ લેખમાંની સામગ્રીને આધારે સમજમાં આવશે.

સંદર્ભો :


/ ૧. ઉમાસ્વાતિ—तत्त्वार्थसूत्र, २. १० : संसारिणो मुक्ताश्च ।

૨. વાદિદેવસૂરી—प्रमाणनयतत्त्वालोक, ७. ५५. ५६ : प्रमाता प्रत्यक्षादिप्रसिद्ध आत्मा। चैतन्य-स्वरूपः परिणामी कर्ता साक्षाद्भोक्ता स्वदेहपरिमाण प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकादृष्टवांश्चायम्।

૩. પંડિત સુખલાલજી સંઘવી—ભારતીય તત્ત્વવિદ્યા (મ. સ. યુનિ., વડોદરા, ૧૯૫૮) પૃ. ૫૩–૫૪.

૪. ઉમાસ્વાતિ—त. सू. ५. ३ : नित्यावस्थितान्यरूपाणि।

૫. उत्तराध्ययनसूत्रम्, २८.११ : नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा।
वीरियं उवओगो य एयं जीवस्स लक्खणं ॥

૬. ઉમાસ્વાતિ—त. सू. २.२६.२९ : विग्रहगतौ कर्मयोगः। विग्रहवती च संसारिणः प्राक् चतुर्भ्यः।

૭. ગણધરવાદ, ગાથા ૧૬૩૮.

૮. ઉમાસ્વાતિ—त. सू. ५.१५–१६ : असंख्येयभागादिषु जीवानाम्। प्रदेशसंहारविसर्गाभ्यां प्रदीपवत्।

૯. પંડિત સુખલાલજી સંઘવી—ભા.ત.વિ., પૃ. ૫૩.

૧૦. એજન, પૃ. ૫૮.

૧૧. भगवद्गीता, १०.१६ : ...सिद्धानां कपिलो मुनिः।

૧૨. श्रीमद्भागवतम् १.३.१० : पंचमः कपिलो नाम सिद्धेशः कालविप्लुतम्।
प्रोवाचासुरये सांख्यं तत्त्वग्रामविनिर्णयम् ॥

૧૩. बृहद्योगियाज्ञवल्क्यस्मृति, १२.५ : हिरण्यगर्भो योगस्य प्रोक्ता नान्यः कदाचन॥

૧૪. वायुपुराणम्, २३.२१६.

૧૫. कठोपनिषद् १२.९.

૧૬. जैनेन्द्रसिद्धान्तकोश, भाग २, (संपादक क्षु. जिनेन्द्र वर्णी, प्रका. भारतीय ज्ञानपीठ, वाराणसी १९४४), पृ. ३३०–३३८.

૧૭. पण्णवणासुत्तं (પં. ભગવાનદાસ સંપાદિત), પૃ. ૫૨૭.

૧૮. रायपसेणइय (પં. બેચરદાસ સંપાદિત આવૃત્તિ), પૃ. ૩૧૪.

૧૯. એજન, પૃ. ૩૨૪.

૨૦. એજન, પૃ. ૩૨૪.

૨૧. Nona Coxhead—Mind Power, (Penguin Books, 1976) pp 17–25.

૨૨. Ibid; pp. 257–262.

૨૩. Ibid; pp 218–220.

૨૪ Sylvan Muldoon & Hereward Carrington—The Projection of the Astral Body (Pub. Rider & Co., London, 1974).

૨૫. George W. Meek—After We Die, What then? (Publ. Meta Science Corporation Publications Division, Franklin, U. S. A., 1980).

૨૬. Tiller, W.A.—The Transformation of Man. Monograph, U.S.A., 1970; Nona Coxhead, op. cit., pp. 202–207.

૨૭. Meek—op. cit., pp. 37–39.

૨૮. Dr. Jesse Herman Holmes and the Holmes Research Team—As We See It From Here (Meta Science Corporation Publication Division, U.S A., 1980).

૨૯. Muldoon & Carrington, op. cit., pp. 122–125.

૩૦. Holmes, etc.—op cit., pp. 63-100.

૩૧. Ibid, pp. 92–103.

૩૨. Meek-op. cit., pp. 37–38.

૩૩. Holmes, etc.,—op. cit., pp. 77–79.

૩૪. Coxhead, op. cit., pp. 105–152.

૩૫. યુવાચાર્ય મહાપ્રજ્ઞ—આભામંડળ (સંપાદક: મુનિ દુલહરાજ, અનેકાન્તભારતી પ્રકાશન, અમદાવાદ, ૧૯૮૨).

# રસ–મીમાંસામાં अनुयोगद्वारसूत्रकारनું પ્રદાન

કાનજીભાઈ પટેલ

શ્વેતામ્બર જૈનાગમોમાં અનુયોગદ્વાર (સંકલન આ. ઈ. સ. ૩૫૦) તેમાં અપાયેલ કેટલીક સાંસ્કૃતિક સામગ્રી માટે નોંધપાત્ર છે. અનુયોગદ્વારસૂત્રકારે સૂત્ર ૨૬૨માં નવ નામની ચર્ચા કરતી વખતે નવ રસ ગણાવ્યા છે : ૧. વીર, ૨. શૃંગાર, ૩. અદ્દ્ભુત, ૪. રૌદ્ર. ૫. વ્રીડનક, ૬. બીભત્સ, ૭. હાસ્ય, ૮. કરુણ અને ૯. પ્રશાન્ત. સૂત્રકારે રસ અંગે કોઈ શાસ્ત્રીય ચર્ચા કરી નથી, પણ આ અંગેનું તેમનું કેટલુંક પ્રદાન મૌલિક અને નોંધપાત્ર છે. એમની રસમૌલિકતા બે પ્રકારની છે. ૧. રસના ક્રમ અંગેની ૨. પરંપરાસ્વીકૃત 'ભયાનક' રસને સ્થાને' વ્રીડનક' રસની સ્વીકૃતિ. મૌલિકતાના નિર્દેશનો અહીં ઉપક્રમ રાખ્યો છે.

## રસ એટલે શું ?

'रस्यन्ते आस्वाद्यन्ते इति रसाः ।

એવી રસ શબ્દની વ્યુત્પત્તિ છે. વૈદિક સાહિત્યમાં રસ શબ્દનો પ્રયોગ છે. પણ આરંભમાં વનસ્પતિમાંથી નિચોવીને જે પાણી જેવો પદાર્થ કાઢવામાં આવે તેને માટે તે પ્રયુક્ત થતો. જેમ કે, સોમલતાને વાટીને તેમાંથી નિચોવીને કાઢેલો રસ તે સોમરસ. આ રસમાં વિશિષ્ટ સ્વાદ હશે. તેથી 'જેનો આસ્વાદ થાય, સ્વાદ માણવામાં આવે તે રસ' એ અર્થ કાળે કરીને થતો ગયો. આ રસનું પાન કરવાથી કે આસ્વાદ માણવાથી શક્તિ આવે, મદ થાય, ઉત્સાહ ઉદ્દ્ભવે અને અંતે આહ્લાદ જન્મે. આ રીતે રસનો અર્થ ધીમે ધીમે માનસિક આહ્લાદ થતો ગયો. ઉપનિષત્કાલ આ વાતની સાક્ષી પૂરે છે. જ્યારે એ વિશ્વના પરમતત્ત્વરૂપ બ્રહ્મને રસમય કહે છે :

'रसो वै सः । रसं ह्येवायं लब्ध्वानन्दी भवति ।'

(તૈત્તિરીય ઉપનિષદ્–૨/૭) : ત્યારે તે કેવળ આહ્લાદમય કે આનંદમય છે એ દર્શાવવાનો હેતુ સ્પષ્ટ થાય છે. રસ શબ્દના અર્થો વિશ્વકોશ મુજબ—

"रसो गन्धरसे स्वादे तिक्तादौ विषरागयोः ।
शृंगारादौ द्रवे वीर्ये देहधात्वम्बुपारदे ॥"

આમાંથી શૃંગાર વગેરેની સાથે જે રસ પ્રયુક્ત થાય છે, તેની ચર્ચા અહીં અભિપ્રેત છે. 'શૃંગાર વગેરે રસ' એવો પ્રયોગ સહુ પ્રથમ આપણને રામાયણમાં મળી આવે છે. પણ રામાયણના બાલકાંડનો આ અંશ પ્રક્ષિપ્ત હોવાની સંભાવના છે. આથી કામસૂત્રના નિર્દેશને સૌથી પ્રાચીન માનવામાં વાંધો નથી, જ્યાં વાત્સ્યાયન કહે છે—"तद्दिष्टभावलीलानुवर्तनम ।" (કા. સૂ. ૬/૨-૩૫). આ સ્થળે સ્પષ્ટ રીતે શૃંગારાદિ રસની વાત છે, તે સહજમાં સમજી શકાય છે. કેમકે, તેના પરની "જયમંગલા" ટીકામાં લખ્યું છે : "नायकस्य शृंगारादिषु य इष्टो रसो भावः स्थायिसञ्चारिसात्त्विकेषु लीलाचेष्टितानि तेषामनुवर्तनम् ।" (–નગેન્દ્ર : રસસિદ્ધાન્ત પૃ. ૮) વાત્સ્યાયનનો સમય ઈ. સ. પૂર્વે લગભગ છઠ્ઠી સદીનો મનાય છે, આથી સાહિત્યશાસ્ત્રમા રસ શબ્દની પ્રચલિત વિભાવના પણ તેટલી પ્રાચીન હશે એમ કહી શકાય.

## રસની વ્યાખ્યા

"विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः ।" (ના. શા.–ગા. ઓ. સિ. ભા. ૧, પૃ. ૨૭૨)

એમ ભરતમુનિએ નાટ્યશાસ્ત્રમાં રસની ચર્ચામાં જણાવ્યું છે. વિદ્વાનો આને ભરતનું રસસૂત્ર ગણાવે છે. અને તે ઉપરથી ૧. ઉત્પત્તિવાદ, ૨. અનુમિતિવાદ, ૩. ભુક્તિવાદ, ૪. અભિવ્યક્તિવાદ– એવા ચાર સિદ્ધાન્તોનો વિકાસ થયો છે. અનુયોગદ્વારસૂત્રકારે કેવળ 'णव कव्वरसा पण्णत्ता' એમ કહ્યું છે. कव्व શબ્દ અહીં 'કાવ્ય'ના વ્યાપક અર્થમાં સૂત્રકારને અભિપ્રેત હોય એમ લાગે છે. તેમણે રસની વ્યાખ્યા કરી નથી. પણ ટીકાકાર (હર્ષપુરીય ગચ્છના) મલધારી હેમચંદ્રે રસ શબ્દની શાબ્દિક વ્યુત્પત્તિ અને વ્યાખ્યા આપતાં જણાવ્યું છે : रस्यन्ते अन्तरात्मनाऽनुभूयन्त इति रसाः तत्तत्सहकारिकारणसन्निधानोद्भूताश्चेतोविकारविशेषा इत्यर्थः उक्तं च "बाह्यार्थालम्बनो यस्तु विकारो मानसो भवेत् । स भावः कथ्यते सद्भिस्तस्योत्कर्षो रसः स्मृतः ।' (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૩૫) અર્થાત્ અંતરાત્માથી જે અનુભવાય છે તે રસ કહેવાય છે. એ રસો તત્તત્સહકારી કારણોની સમીપતાથી ચિત્તમાં ઉત્કર્ષવિશેષ ઉત્પન્ન કરે છે. તે અનુપમ હોય છે. કહ્યું પણ છે કે બાહ્યાર્થના અવલંબનથી જે માનસિક ઉલ્લાસ હોય છે તે ભાવ છે. ભાવનો ઉત્કર્ષ રસ છે. અલબત, ટીકાકારની વ્યાખ્યા સૂત્રકાર પછી સારા એવા સમયે (ઈ. સ.નો ૧૧–૧૨મો સૈકો) થયેલી હોઈ તે દરમિયાનના સમયગાળામાં રસની ચર્ચા ભારતીય સાહિત્યશાસ્ત્રમાં વિસ્તારથી થઈ ચૂકી હતી.

**રસ–સંખ્યા :**

ભરતમુનિના નાટ્યશાસ્ત્રમાં રસની વ્યાખ્યા, પ્રકારો ઇત્યાદિની વિગતૃત ચર્ચા છે. ત્યાં તેમણે શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત એ આઠ રસો નાટકમાં સ્વીકાર્યા છે :

> शृंगारहास्यकरुणा रौद्रवीरभयानकाः ।
> बीभत्साद्भुतसंज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः ॥ (ના. શા. ૬/૧૫) :

આઠ રસ માનવાની પરંપરા ભરતમુનિ કરતાં પણ પ્રાચીન છે. કારણ કે, તેમણે 'મહાત્મા દ્રુહિણે રસ આઠ છે એમ કહ્યું છે' એવો હવાલો આપ્યો છે : एते ह्यष्टौ रसाः प्रोक्ता द्रुहिणेन, महात्मना ।' (ના. શા. ૬/૧૬) : ભરતમુનિના ટીકાકાર અભિનવે 'રસ નવ છે, પણ શાન્તનો અપલાપ-નિષેધ કરનાર ત્યાં આઠ' એમ પાઠ આપ્યો છે : तेन प्रथमं रसाः । ते च नव । शान्तापलापिनस्त्वष्टाविति तत्र पठन्ति । (ના.શા—ગા. ઓ. સિ, પૃ. ૨૬૭) : પણ તે બરાબર લાગતું નથી. કારણ કે, રસની ઉત્પત્તિ, વર્ણ, અધિદેવતા વગેરેની ચર્ચામાં પણ ભરતે આઠ રસની જ ચર્ચા કરી છે; નવની નહીં. નવમો શાંત નામનો રસ પાછળથી ઉમેરાયો છે. ભરતમુનિ પછી પ્રાચીન આચાર્યોમાં મહાકવિ કાલિદાસ (ઈ. સ. ૪–૫ શતાબ્દી), અમરસિંહ (છઠ્ઠી શતાબ્દી), ભામહ (છઠ્ઠી શતાબ્દી) અને દંડી (આ. ઈ. સ. ૬૭૫–૭૨૫) આદિએ પણ નાટકોમાં આઠ રસોનો જ ઉલ્લેખ કર્યો છે.

નાટકમાં શાન્ત સહિત નવ રસનો પ્રથમ ઉલ્લેખ ઉપલબ્ધ ગ્રંથોમાં સૌથી પહેલાં ઉદ્ભટના 'કાવ્યાલંકારસંગ્રહ'માં મળે છે :

> शृंगारहास्यकरुणरौद्रवीरभयानकाः ।
> बीभत्साद्भुतशान्ताश्च नव नाट्ये रसा स्मृताः ॥ (૪–૪)

રામચંદ્ર–ગુણચંદ્રે (ઈ. સ. ૧૨ મી શતાબ્દી મધ્યભાગ) પણ નવ રસો માન્યા છે:

> शृंगारहास्यकरुणाः रौद्रवीरभयानकाः ।
> बीभत्साद्भूतशान्ताश्च रसाः सद्भिर्नव स्मृताः ॥ (ના. દ. ૩/૯):

આ સ્વીકૃત નવ રસોમાં રુદ્રટે પ્રેયાન નામના દસમા રસને ઉમેરી દીધો છે :

शृंगारवीरकरुणा बीभत्सभयानकाद्भुता हास्यः ।
रौद्रः शान्तः प्रेयानिति मन्तव्या रसाः सर्वे ॥ (કા. સૂ. ૧૨૯૩) :

અલબત્ત, રુદ્રટને કોઈ અનુયાયી કે શિષ્ય મળ્યો નહીં. આ ઉપરાંત સ્નેહ, લૌલ્ય અને ભક્તિનો રસ તરીકે નિર્દેશ થયો છે અને વિદ્વાનોએ એનું ખંડન પણ કર્યું છે. (જુઓ હેમચંદ્રાચાર્ય–કાવ્યાનુશાસન : મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ. પૃ. ૧૦૬) ટૂંકમાં, નવ રસોની સ્વીકૃતિ સામાન્ય રીતે થઈ છે. ડૉ. વી. રાઘવનનું માનવું છે કે નવમા શાંત રસની સ્વીકૃતિ માટે ઘણું કરીને જૈનો અને બૌદ્ધો જવાબદાર છે. (The Number of Rasas : synopsis page XIV)

ઉદ્ભટે નવ રસો નાટકમાં હોય છે તેમ કહ્યું છે, તો રુદ્રટના સમસામયિક રુદ્રભટ્ટે તે નવ રસો કાવ્યમાં હોય છે એવી ઘોષણા કરીને 'नव काव्ये रसाः स्मृताः ।' એમ કહી દીધું. અભિનવગુપ્તે રસ નવ જ છે એમ કહી શાન્ત રસની નાટક અને કાવ્ય બન્નેમાં પ્રતિષ્ઠા કરી છે : 'एवमेते रसा ज्ञेया नवेति ।' (ના. શા. ગા. ઓ. સિ, પૃ. ૩૪૧). મમ્મટે 'नवरसरुचिरा' ભારતીની સ્તુતિ કરી છે જે અત્યન્ત પ્રસિદ્ધ છે. (કા. પ્ર ૧.૧)

અનુયોગદ્વારસૂત્રકારે પણ 'नव कव्वरसा पण्णत्ता तं जहा-वीरो सिंगारो अब्भुओ य रोद्दो य होइ बोधव्वो । वेलणओ बीभच्छो हासो कलुणो पसंतो य ॥' (અનુ. સૂત્ર. ૨૬૨), એમ કહી કાવ્યના નવ રસો આપ્યા છે. અર્થાત્ અહીં તેમણે વીર, શૃંગાર, અદ્ભુત, રૌદ્ર, વ્રીડનક, બીભત્સ, હાસ્ય, કરુણ અને પ્રશાંત એમ કાવ્યના નવ રસ ગણાવ્યા છે. આમાંથી પાંચમો વ્રીડનક નામનો જે રસ તેમણે દર્શાવ્યો છે તેનો નિર્દેશ સાહિત્યશાસ્ત્રના કોઈપણ આચાર્યના ગ્રંથમાં મળતો નથી. નાટ્યશાસ્ત્રમાં જ્યાં વ્યભિચારી ભાવોની ચર્ચા છે તેમાં વ્રીડા નામના વ્યભિચારી ભાવનો સમાવેશ થાય છે. વ્રીડનકનો સ્થાયીભાવ આ વ્રીડા યા લજ્જા ગણવામાં આવ્યો છે. ભરતમુનિએ વ્રીડા માટે લખ્યું છે: व्रीडा नाम-अकार्यकरणात्मिका । सा च गुरुव्यतिक्रमणावज्ञानप्रतिज्ञातानिर्वहण-पश्चात्तापादिभिर्विभावैः समुत्पद्यते ।......किञ्चिदकार्यं कुर्वन्नेवं यो दृश्यते शुचिभिरन्यैः । पश्चात्तापेन युतो व्रीडित इति वेदितव्योऽसौ ॥ लज्जानिगूढवदनो भूमिं विलिखिन्नखांश्च विनिकृन्तन् । वस्त्राङ्गुलीयकानां संस्पर्शी व्रीडितः कुर्यात् ॥ (ના. શા–ગા. ઓ. સિ. ભા. ૧, પૃ. ૩૬૩–૬૪) વ્રીડાના ભરતમુનિએ આપેલાં લક્ષણો સાથે સૂત્રકારનું વ્રીડનક રસનું વર્ણન સહજમાં સરખાવી શકાય તેમ છે :

विणओवयारगुज्झगुरुदारमेरानतिक्कमुप्पण्णो । वेलणओ नाम रसो लज्जासंकाकरणलिंगो ॥

અહીં જોઈ શકાય છે કે ગુરુવ્યતિક્રમણની વાત શબ્દશઃ બન્નેમાં એક છે. પશ્ચાત્તાપજનિત લજ્જા પણ બન્ને સ્વીકારે છે. આથી એક અનુમાન થઈ શકે કે સૂત્રકારને વ્રીડનક રસની કલ્પના ઉદ્ભવી છે તેમાં ભરતમુનિએ દર્શાવેલ વ્રીડા નામના વ્યભિચારી ભાવે ભાગ ભજવ્યો હોય.

સૂત્રકારે વ્રીડનક રસનાં લક્ષણ અને ઉદાહરણ પણ આપ્યાં છે. વાસ્તવમાં તેમને પુરોગામીઓ નથી કે કોઈ અનુગામીઓ નથી કે જેણે વ્રીડનક નામનો રસ સ્વીકાર્યો હોય. રામચંદ્ર-ગુણચંદ્ર જેવા જૈન કાવ્યશાસ્ત્રીઓએ પણ વ્રીડનક રસ સ્વીકાર્યો નથી. એ રીતે મૂલવતાં આ તેમનું મૌલિક પ્રદાન કહેવાય.

ભયાનકને ન સ્વીકારી સૂત્રકારે રસની સંખ્યા તો નવ જ રાખી છે. ભયાનક રસનો સ્વીકાર ન કરવા માટે તેમણે પોતે કોઈ કારણ આપ્યું નથી. પણ ટીકાકાર મલધારી હેમચંદ્રે

"વ્રીડનકને સ્થાને કેટલાક ભયજનકસંગ્રામાદિવસ્તુદર્શનથી ઉત્પન્ન થતો ભયાનક રસ ગણાવે છે. પરન્તુ ભયાનક તો તેના કારણભૂત રસ રૌદ્રનું જ અંગ છે માટે તેની પૃથક સત્તા નથી." એમ કહી તેને અહીં રૌદ્ર રસ ની અંતર્ગત ગણતાં જુદો ન ગણવા જણાવ્યુ છે. (અનુ. હેમ. વૃત્તિ પૃ ૧૩૫).

સૂત્રકારે જેને પ્રશાંત રસ કહ્યો છે તે શાંતરસનું નામાન્તર છે એમ માનવામાં વાંધો નથી. અનુયોગદ્વારસૂત્રમાં પ્રશાંત રસની સ્વીકૃતિમાં માત્ર ધાર્મિક દષ્ટિ છે, તેને નાટક કે કાવ્ય સાથે કંઈ સંબંધ નથી એવું મંતવ્ય ડૉ. એસ. કે. ડેએ દર્શાવ્યું છે. ( Sanskrit Poetics Vol. I p. 36 f. n ) પણ ડૉ. વી. રાઘવને તેમના આ મંતવ્યનું ખંડન કર્યું છે. ( The Number of Rasas, page 23 ).

**રસોનો વિશેષક્રમ** : ભરતમુનિએ શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત એ પ્રકારે રસોનો ક્રમ આપ્યો છે ( ના. શા. ૬/૧૫ ). અભિનવભારતીમાં તે ક્રમનું કારણ વિગતથી જણાવવામાં આવ્યું છે. શૃંગાર દરેકને અતિ સુલભ અને સુપરિચિત હોવાથી સૌને માટે હૃદ્ય છે, માટે શૃંગારને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. (અનુ. હેમ. વૃત્તિ પૃ. ૧૩૪–૩૫ પર અનુયોગદ્વારસૂત્રના ટીકાકારે પણ આનો ઉલ્લેખ કર્યો છે.) હાસ્ય એ શૃંગારનો અનુગામી છે, માટે શૃંગાર પછી હાસ્યનું સ્થાન છે. હાસ્યથી વિપરીત સ્થિતિ કરુણની છે એથી તેનું સ્થાન હાસ્ય પછીનું છે. કરુણનું નિમિત્ત રૌદ્રરસ હોવાથી કરુણ પછી રૌદ્રરસનું સ્થાન છે. એ પછી કામ, અર્થ અને ધર્મપ્રધાન વીરરસ આવે છે. વીરરસનું મુખ્ય કાર્ય ભયભીતને અભય પ્રદાન કરવાનું હોઈ વીરરસની સાથે તેના વિરોધી ભયાનકનું સ્થાન આપવામાં આવે છે. વીરરસના પ્રભાવથી બીભત્સ દશ્ય ઉપસ્થિત થાય છે, એથી ભયાનક પછી બીભત્સને મૂકવામાં આવે છે. કહ્યું છે કે "અંતમાં અદ્ભુતને સ્થાન આપવું જોઈએ." : पर्यन्ते कर्तव्यो नित्यं रसोऽद्‌भुतः ॥ ( ના. શા. ૧૮.૪૩ ): એથી આઠ રસોમાં છેલ્લું સ્થાન અદ્ભુતનું છે. ત્યાર પછી ધર્મ–અર્થ–કામરૂપ ત્રિવર્ગના સાધનભૂત પ્રવૃત્તિ ધર્મોથી વિપરીત નિવૃત્તિધર્મપ્રધાન અને મોક્ષફળવાળો શાંત રસ આવે છે. ( ના. શા–ગા. ઓ. સિ. પૃ. ૨૬૭ ).

અનુયોગદ્વારસૂત્રકારે શૃંગારને સ્થાને વીરરસને પ્રથમ સ્થાન આપ્યું છે. એ માટે તેમણે કોઈ કારણ નથી આપ્યું. પણ ટીકાકાર મલધારી હેમચંદ્રે આપેલ કારણ વિશેષ નોંધપાત્ર છે. તેમના જણાવ્યા પ્રમાણે વીરરસનો પાઠ પહેલો રાખવામાં આવ્યો છે, તેનું કારણ એ છે કે લોકોને તપ અને કર્મનિગ્રહ કરવામાં જે પ્રેરણાત્મક ગુણ હોય છે તે ફક્ત વીરરસમાં જ હોય છે. હજારો ગુણ કરતાં પણ વધારે પડતો ત્યાગ ગુણ મનાય છે. તપ અને શ્રુત પણ મોક્ષ આપનારાં છે. ( અનુ. હેમ. વૃત્તિ. પૃ ૧૩૫ ) વળી, વિચાર કરતાં જણાય છે કે જૈનધર્મના આ આચાર્યે નિજ ધર્મના મહાપુરુષ ભગવાન મહાવીર સ્વામીનું શૃંગાર રસ વિષયક કોઈ ઉદાહરણ મળી શકે જ નહીં તેથી તેને સ્થાને વીરરસથી જ ક્રમનો આરંભ કર્યો હોય. વીરરસની ચર્ચા જો પ્રથમ થાય તો પ્રથમ મહાવીર સ્વામીનું ઉદાહરણ શક્ય બને. વળી, 'મહાવીર'માં 'વીર' શબ્દનો સમાવેશ થઈ જાય છે. ઉપરાંત, વીરરસના ત્રણે પ્રકારો – ધર્મવીર, દાનવીર, યુદ્ધવીર—ને સમાવી શકાય તેવું એક જ ઉદાહરણ અને તે પણ મહાવીર સ્વામીનું પ્રથમ આવે તો તે વિશેષ ઉપયુક્ત ગણાય. આથી સૂત્રકારે વીરરસને પ્રથમ સ્થાન આપ્યું હોય એમ બને. વીર પછી શૃંગાર આવે છે. અદ્ભુત રસ શૃંગાર પછી તરત જ તેમણે મૂક્યો છે. રૌદ્રનો ક્રમ એ જ રાખ્યો છે; જ્યારે

અસલમાં આવતા વીરરસના પાંચમા ક્રમે ભયાનકના સ્થાને આવેલ નવો ક્રીડનક રસ મૂકયો છે અને ભયાનકને રૌદ્રની અંતર્ગત ગણી લીધો છે. બીભત્સ રસ છઠ્ઠો મૂકયો છે. હાસ્યને કરુણની પહેલાં તો રાખ્યો છે, પણ કરુણ અને અદ્‌ભુતના સ્થાનની અદલાબદલી થતાં તે સાતમો આવ્યો છે. શાંતને સ્થાને આવેલ પ્રશાંતનું સ્થાન છેલ્લું છે. આમ, સૂત્રકારે નાટ્યશાસ્ત્રના આઠ રસ અને કાવ્યાલંકારના નવ રસના ક્રમમાં મોટો ફેરફાર કર્યો છે, જે નીચેના કોઠા પરથી જોઈ શકાય છે.

| નાટ્યશાસ્ત્ર | કાવ્યાલંકાર | અનુયોગદ્વારસૂત્ર |
|---|---|---|
| ૧ શૃંગાર | ૧ શૃંગાર | ૧ વીર |
| ૨ હાસ્ય | ૨ હાસ્ય | ૨ શૃંગાર |
| ૩ કરુણ | ૩ કરુણ | ૩ અદ્‌ભુત |
| ૪ રૌદ્ર | ૪ રૌદ્ર | ૪ રૌદ્ર |
| ૫ વીર | ૫ વીર | ૫ ક્રીડનક |
| ૬ ભયાનક | ૬ ભયાનક | ૬ બીભત્સ |
| ૭ બીભત્સ | ૭ બીભત્સ | ૭ હાસ્ય |
| ૮ અદ્‌ભુત | ૮ અદ્‌ભુત | ૮ કરુણ |
| ૯ – | ૯ શાંત | ૯ પ્રશાંત |

**લક્ષણ અને ઉદાહરણ :** સૂત્રકારે નવ રસનાં લક્ષણોની શાસ્ત્રીય ચર્ચા કરી નથી, માત્ર તે કેવી રીતે લક્ષમાં આવે છે તે જણાવી દરેકનાં ઉદાહરણ જ આપ્યાં છે. આ માટે વીર, શૃંગાર, રૌદ્ર, ક્રીડનક, હાસ્ય અને કરુણ માટે **लिंग** શબ્દનો અને અદ્‌ભુત તથા બીભત્સ માટે **लक्खण** શબ્દનો પ્રયોગ કર્યો છે. રસનાં ઉદાહરણો પણ કેટલાંક તો અસરકારક બની શક્યાં નથી. દરેકનું પૃથક્ વિવેચન કરતા આનો ખ્યાલ આવી શકે છે.

**વીરરસ** :–સૂત્રકાર પ્રમાણે દાન દેવામાં પશ્ચાત્તાપ ન કરવો, તપશ્ચર્યામાં ધીરજ ધરવી અને શત્રુઓના વિનાશમાં પરાક્રમ કરવો પણ વ્યાકુળ ન થવું — આવાં લક્ષણો વીરરસનાં છે. ટીકાકારે વીરરસની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે — જે રસ માણસને વીરત્વપૂર્ણ કરે એ; ત્યાગમાં, તપમાં અને કર્મરૂપ શત્રુઓના નિગ્રહકાર્યમાં પ્રેરિત કરે છે તે વીરરસ છે. (હેમ. વૃત્તિ. પૃ. ૧૩૪). વાસ્તવમાં આ સ્થળે વીરરસનાં લક્ષણો નથી. પણ ભરતમુનિએ જે દાનવીર, ધર્મવીર અને યુદ્ધવીર એમ ત્રણ પ્રકારનો વીરરસ કહ્યો છે, તે ત્રણે પ્રકારો સૂત્રકારે વીરરસનું લક્ષણ બાંધતાં આપી દીધાં છે. જેમ કે—

> दानवीरं धर्मवीरं युद्धवीरं तथैव च ।
> रसं वीरमपि प्राह ब्रह्मा त्रिविधमेव हि ॥ ના. શા.૬/૭૯

વીરરસના ઉદાહરણમાં સૂત્રકારે જે ગાથા આપી છે તેમાં મહાવીરનું વર્ણન છે. ત્યાં તેમને 'રાજ્યના વૈભવને ત્યજી દેનાર' ગણાવી દાનવીર, 'દીક્ષિત થનાર' કહી ધર્મવીર અને કામક્રોધરૂપ ભયંકર શત્રુઓનો 'વિનાશ કરનાર' કહીને યુદ્ધવીર એમ ત્રણે પ્રકારના વીર બતાવ્યા છે. આમ, એક જ ઉદાહરણમાં ત્રણેને સમાવી લેવાની સૂત્રકારની શક્તિ અહીં ઉલ્લેખનીય છે.

**શૃંગાર રસ** :–શૃંગાર વિશે સૂત્રકારે કહ્યું છે કે શૃંગારરસ રતિના કારણભૂત રમણી આદિ સંબંધી અભિલાષાનો જનક હોય છે. વૃત્તિકારે જે રસ પ્રધાનતયા વિષયો તરફ વાળે છે તેને

શૃંગાર કહ્યો છે. (અનુ. હેમ. વૃત્તિ-પૃ. ૧૩૬) અહીં ભરતમુનિનું વાક્ય સરખાવવું રસપ્રદ થઈ પડશે કે-" **तत्र सम्भोगस्तावत् ऋतुमाल्यानुलेपनालङ्कारेष्टजनविषयवरभवनोपभोगोपवनगमनानुभवनश्रवणदर्शनक्रीडालीलादिभिर्विभावैरुत्पद्यते।** (ના. શા-ગા. ઓ. સિ. ભા. ૧. પૃ. ૩૦૩) વળી, પૃ. ૩૦૮ પર શૃંગારને **रतिप्रभवः** કહ્યો છે. સૂત્રકારે પણ શૃંગાર રસને **रतिसंजोगाभिलाससंजणणो** કહ્યો છે અને જે મંડન, વિલાસ, બિબ્બોક, હાસ્ય, લીલા વગેરે શૃંગારનાં લક્ષણો ગણાવ્યાં છે તેમાં પણ નાટ્યશાસ્ત્રની અસર સ્પષ્ટપણે જોઈ શકાય છે. અહીં એક વાત નોંધવાની છે કે ભરતના નાટ્યશાસ્ત્રમાં શૃંગારના સંભોગ અને વિપ્રલંભ એવા જે બે પ્રકારો ગણાવ્યા છે તેની ચર્ચા સૂત્રકારે ટાળી છે. તેમનો ઉદ્દેશ જૈન સાધુઓને બોધ આપવાનો હોવાથી શૃંગારની વિસ્તૃત ચર્ચા તેઓ ન કરે તે સ્વાભાવિક છે. એટલું જ નહીં, પણ તેમણે તો શૃંગારનું ઉદાહરણ આપ્યા પછી સ્પષ્ટ કહી દીધું છે કે ઉપરોક્ત સ્વરૂપવાળા શૃંગારને 'ધિક્કાર છે, ધિક્કાર છે.' આ રસ મુનિઓ માટે ત્યાજ્ય કહેવામાં આવ્યો છે. તે મોક્ષરૂપી ઘરની અર્ગલા છે. તેથી મુનિ આ રસનું સેવન ન કરે.

**અદ્ભુત રસ :** નાટ્યશાસ્ત્રમાં રસોની ચર્ચામાં અદ્ભુત છેલ્લો આવે છે. પણ અહીં સૂત્રકારે તેને શૃંગાર પછી તરત જ મૂક્યો છે. સૂત્રકાર અને ટીકાકાર (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૩૫) મુજબ પૂર્વે કોઈ દિવસ ન અનુભવેલ અથવા અનુભવેલ એવા કોઈ પદાર્થને જોઈને આશ્ચર્ય થાય તે અદ્ભુત રસ છે. હર્ષ અને વિષાદ અદ્ભુત રસનાં લક્ષણ છે. આશ્ચર્યજનક બાબતોથી વિસ્મય જન્મે અને વિસ્મય એ અદ્ભુત રસનો સ્થાયીભાવ છે. આ બાબત ભરતમુનિમાં પણ છે. પરન્તુ અદ્ભુત રસનાં હર્ષ અને વિષાદ એ બે લક્ષણો છે એમ સૂત્રકારે જે કહ્યું છે તે વિચારવા જેવું છે. નાટ્યશાસ્ત્રમાં અદ્ભુત રસના વર્ણનમાં કહ્યું છે : **स्तम्भाश्रुस्वेदगद्गदरोमाञ्चावेगसम्भ्रमजडता-प्रलयादयः।** (ના. શા. ગા. ઓ. સિ ભા. ૧, પૃ ૩૨૯-૩૩૦) અહીં જે જડતા, પ્રલય વગેરે કહ્યાં છે તે ઉપરથી વિષાદને સૂત્રકારે અદ્ભુતનું લક્ષણ માન્યું હશે; અન્યથા અન્ય કોઈએ વિષાદને અદ્ભુતનું લક્ષણ કહ્યું નથી.

**૪. રૌદ્રરસ :** સૂત્રકારે ભયજનક રૂપ, શબ્દ અંધકારના ચિંતન, કથા અને દર્શનથી ઉત્પન્ન થનાર તથા સંમોહ, સંભ્રમ, વિષાદ અને મરણ લિંગવાળો રૌદ્રરસ ગણાવ્યો છે. ટીકાકારે કહ્યું છે: 'જે અતિદારુણ હોવા બદલ રડાવે છે એટલે કે અશ્રુ વહેવડાવે છે તે રૌદ્ર છે. શત્રુઓ, મહારણ્ય, ગાઢ તિમિર વગેરે રૌદ્ર છે. એ મના દર્શનથી ઉદ્ભવેલ વિકૃત અધ્યવસાયરૂપ રસ રૌદ્ર છે.' (અનુ. હેમ. વૃત્તિ પૃ. ૧૩૭) સૂત્રકારે આપેલા લક્ષણોની સરખામણી ભરત મુનિના રૌદ્રરસના વિવેચન સાથે કરવા જતાં કોઈ નોંધપાત્ર સામ્ય મળી આવતું નથી. સૂત્રકારે જે ઉદાહરણ આપ્યું છે, તેમાં રૌદ્રને બદલે ભયાનક રસ જોવા મળે છે. ટીકાકારે આનું કારણ આપતાં જણાવ્યું છે : 'જો કે લક્ષણશ્લોક ભયાનકનો નિર્દેશ કરે છે. પણ તે ભયાનકના કારણભૂત રૌદ્રને સ્પર્શે છે, તેમ સમજવાનું છે.' (અનુ હેમ. વૃત્તિ. પૃ. ૧૩૫). ડૉ. વી. રાઘવને ટીકાકારની આ દલીલ તર્કસંગત ગણી નથી (The Numbar of Rasas, Page 142). અન્યને કારણે ઉત્પન્ન થયેલા રસને ન સ્વીકારવામાં આવે તો તો ભરતે કહ્યું છે તેમ માત્ર ચાર જ મૂળ રસ રહે (ના. શા. ૬/૩૯-૪૧) વળી, કારણભૂતને સ્વીકારવો અને કાર્યભૂતને ન સ્વીકારવો એ યોગ્ય નથી. તેનાથી ઊલટું કેમ નહીં ?

**૫. વ્રીડનક રસ :** સૂત્રકાર અને ટીકાકાર (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૩૫) ના જણાવ્યા પ્રમાણે વિનય કરવા યોગ્ય માતા-પિતા વગેરે વડીલો સાથે અવિનયપૂર્ણ વ્યવહાર કરવાથી, મિત્ર વગેરેની

ગુપ્ત વાત પ્રકટ કરવાથી તેમજ માન્યજનોની ધર્મપત્નીઓ સાથે ઔચિત્યપૂર્ણ વ્યવહારના અતિક્રમથી વ્રીડનક રસ ઉત્પન્ન થાય છે. લજ્જા અને શંકા ઉત્પન્ન થવી તે આ રસનું ચિહ્ન છે. આ રસની બાબતમાં સૂત્રકારનું પ્રદાન મૌલિક છે અને તેની ભરતમુનિએ વર્ણવેલ ૩૩ વ્યભિચારી ભાવમાંના વ્રીડા સાથે સરખામણી શક્ય છે. એ વાત અગાઉ જણાવી દીધી છે. વરવધૂના પ્રથમ સમાગમ પછી વડીલો (સાસુ-સસરા) વધૂએ પહેરેલાં વસ્ત્રોનાં વખાણ કરે છે. તે જોઈને વધૂ શરમાઈ જાય છે એવું જે ઉદાહરણ છે તે સમસામયિક સામાજિક પરિસ્થિતિને વ્યક્ત કરતું, લોકવ્યવહારને દર્શાવતું અને સાથે સાથે નવપરિણીતાના લજ્જાભાવોને સુંદર રીતે વ્યક્ત કરતું છે. આને ઉત્તમ કાવ્યનું ઉદાહરણ કહી શકાય તેમ છે. સૂત્રકાર ધર્મશાસ્ત્રના ગ્રાતા હોવા ઉપરાંત લોકવૃત્તાન્તના પણ ગ્રાતા હશે એ વાત અહીં પ્રતીત થાય છે.

**૬. બીભત્સ રસ :** બીભત્સ રસની નાટ્યશાસ્ત્રમાં ચર્ચા વખતે ભરતે એક આર્યા છંદ આપ્યો છે :

अनभिमतदर्शनेन च गन्धरसस्पर्शशब्ददोषैश्च ।
उद्वेजनैश्च बहुभिर्बीभत्सरसः समुद्भवति ॥ (ના. શા. ૬/૭૩)

સૂત્રકાર અનુસાર અશુચિ, કુણપ (શબ), દુર્દર્શનના સંયોગ, દુર્ગંધનો અભ્યાસ બીભત્સ રસ જન્માવે છે. નિર્વેદ અને અવિહિંસા (જીવઘાતથી નિવૃત્તિ) એ બીભત્સ રસનાં લક્ષણો છે. ટીકાકાર પ્રમાણે શુક્ર, શોણિત, મલવિષ્ટા, મૂત્ર વગેરે જે અનિષ્ટ અને ઉદ્વેગજનક વસ્તુઓ છે તે બીભત્સ કહેવાય છે. એમને જોવા-સાંભળવાથી જે જુગુપ્સાત્મક ભાવ ઉત્પન્ન થાય છે તે જ જુગુપ્સા-પ્રકર્ષરસ બીભત્સ રસ કહેવાય છે. (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૩૫). ભરત અને સૂત્રકારની વ્યાખ્યામાં કેટલાક સમાન અંશો છે : જેવા કે, અનભિમત દર્શન ભરતમુનિની વ્યાખ્યામાં છે, અહીં દુર્દર્શન શબ્દ છે. ગંધરસસ્પર્શ વગેરેના દોષોની વાત ભરતમુનિએ કરી છે, સૂત્રકાર દુર્ગંધનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે આ ઉપરાત સૂત્રકારે નિર્વેદ અને અવિહિંસા લક્ષણવાળો બીભત્સ રસ પણ કહ્યો છે ભરતમુનિએ બીભત્સ રસના ભાવોની ગણના કરી છે કે '**मावाश्चास्यापस्मारोद्वेगावेगमोहव्याधिमरणादयः**' (ના. શા -ગા. ઓ. સિ. ભા. ૧ પૃ. ૩૨૮) અહીં ઉદ્વેગ વગેરેમાં નિર્વેદ આવે, પણ જે અવિહિંસાની વાત સૂત્રકારે કરી છે તે તેમની જૈનસંસ્કારજન્ય વિચારધારાને દર્શાવે છે.

બીભત્સ રસનું સૂત્રકારનું ઉદાહરણ પણ નોંધપાત્ર છે. તેમણે શરીરમાં રહેલ અપવિત્ર મળ અને ઇન્દ્રિયોના વિકાર રૂપી ઝરાઓની વાત કરી છે, તેમાં સદાકાળ દુર્ગંધ છે અને એ સર્વ વિકારોનું મૂળ છે એમ તે જણાવે છે પણ આટલેથી તે અટકતા નથી. ભાગ્યશાળી વ્યક્તિઓ તે શરીરની મૂર્ચ્છાનો ત્યાગ કરી પોતાની જાતને ધન્ય બનાવે છે એમ ઉદાહરણમાં દર્શાવી જૈન સાધુઓ માટે આડકતરો પણ ઉપાદેય ઉપદેશ આપ્યો છે આમ બીભત્સ રસનાં વિવેચના અને ઉદાહરણ બન્ને વધુ સંતર્પક લાગે છે, અને સૂત્રકારની શક્તિનાં દ્યોતક છે.

**૭. હાસ્ય રસ :** ભરતમુનિએ શૃંગાર પછી તરત હાસ્યરસની ચર્ચા કરી છે, કારણ કે એ બન્ને એકબીજા સાથે સંબદ્ધ છે; જ્યારે સૂત્રકારે હાસ્યરસને બીભત્સ રસની પછી મૂક્યો છે. આ ક્રમમાં કોઈ વૈજ્ઞાનિકતા નથી. હાસ્યની ઉત્પત્તિ માટે ભરતમુનિ લખે છે : '**स च विकृतपरवेषालङ्कारधाष्टर्यलौल्यकुहकासत्प्रलापव्यङ्गदर्शनदोषोदाहरणादिभिर्विभावैरुत्पद्यते** ।' (ના. શા-ગા ઓ. સિ. ભા. ૧ પૃ. ૩૧૨-૩૧૩).

હવે જ્યારે રૂપ, વય, વેશ અને ભાષાના વિપરીતપણાથી હાસ્યરસ ઉત્પન્ન થાય છે, એમ સૂત્રકાર અને ટીકાકાર (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૩૫) ની વ્યાખ્યા વાંચીએ છીએ ત્યારે લાગે છે કે ભરતની વ્યાખ્યામાંથી કેટલીક બાબતો ગાળી નાખીને સૂત્રકારે આ વ્યાખ્યા તૈયાર કરી હશે. નાટ્યશાસ્ત્રમાં આર્યા ઉદ્ધૃત કરી છે કે—" **विकृताचारैर्वाक्यैरङ्गविकारैश्च विकृतवेषैश्च । हासयति जनं यस्मात्तस्माज्ज्ञेयो रसो हास्यः ॥** " (ના. શા. ૬/૫૦). એમ પણ હોઈ શકે કે સંસ્કૃત નાટકનો ફક્ત વિદુષક તેમની દૃષ્ટિમા હોય. વિદુષકની વ્યાખ્યા છે :

'**विकृताङ्गवचोवेषैः हास्यकारी विदूषकः ।**'

આ ઉપરથી સૂત્રકારે પોતાની વ્યાખ્યા આપી હોય. ભરતમુનિ અનુસાર હાસ્યરસ આત્મસ્થ અને પરસ્થ એમ બે પ્રકારનો હોય છે. (ના. શા. પૃ. ૩૧૩) સૂત્રકાર આ બાબતમાં મૌન સેવે છે. ભરતમુનિએ સ્મિત, હસિત, વિહસિત, ઉપહસિત, અપહસિત અને અતિહસિત એવા હાસ્યના છ ભેદ દર્શાવ્યા છે. (ના. શા. ૬/૫૩) આમાંથી કોઈનો સીધો નિર્દેશ સૂત્રકાર કરતા નથી, પણ જ્યારે તેઓ કહે છે કે મુખનું વિકસિત થવું, પેટનું ધ્રૂજવું, અટ્ટહાસ્ય વગેરે હાસ્યનાં લક્ષણો છે ત્યારે તેમના મનમાં આ પ્રકારોનો કદાચ ખ્યાલ હશે.

સૂત્રકારે આપેલું ઉદાહરણ એ હાસ્યનું રમણીય ઉદાહરણ છે. રાત્રે પત્નીના નેત્રનું કાજળ તેના દિયરના ગાલ ઉપર લાગેલું જોઈને ભાભી ખડખડાટ હસી પડે છે. અહીં શૃંગારની છાંટ પણ આહ્લાદક છે.

૮. **કરુણરસ :** કરુણરસની ભરતમુનિની ચર્ચા આ પ્રમાણે છે : **स च शापक्लेशविनिपातेष्टजनविप्रयोगविभवनाशवधबन्धविद्रवोपघातव्यसनसंयोगादिभिर्विभावैः समुपजायते ।** (ના.શા. પૃ. ૩૧૭) સૂત્રકાર કહે છે કે પ્રિયના વિયોગ, બંધ, વધ, તાડન, વ્યાધિ, વિનિપાત અને પરચક્રના ભયથી કરુણરસ ઉત્પન્ન થાય છે. અનુ. ટીકાકારની વ્યાખ્યા પણ આવી જ છે. (અનુ. હેમ. વૃત્તિ પૃ ૧૩૫) અહીં પરચક્રના ભય સિવાયની અન્ય વાતો ભરતમુનિની ચર્ચાને મળતી આવે છે. શોક, વિલાપ, મુખશુષ્કતા, રુદન વગેરે કરુણરસનાં લક્ષણો છે, એમ સૂત્રકાર જે કહે છે તે કરુણરસનો અભિનય કેવી રીતે કરવો એ વાત દર્શાવે છે. સૂત્રકારનું કરુણરસનું ઉદાહરણ સાદું છે. તેમાં પુત્રીની કરુણદશાનું વર્ણન છે.

૯. **પ્રશાન્ત રસ :** '**शान्तोऽपि नवमो रसः**' એ વાત પાછળથી આવી છે. ભરતમુનિએ નાટકના આઠ રસોની ચર્ચા કરી હોવાથી '**नाट्ये अष्टरसाः स्मृताः**' એમ કહ્યું છે. શાંત રસના સૌથી પ્રબળ વિરોધી ધનંજય અને ધનિકે પણ શાંતરસ નિવૃત્તિપ્રધાન હોય છે અને અભિનયમા તો પ્રવૃત્તિનું પ્રાધાન્ય હોય છે એમ જણાવી નાટકમાં શાંતરસનો સ્વીકાર કર્યો નથી. પણ દશરૂપકની એ ચર્ચાથી એટલું જ સિદ્ધ થાય છે કે નાટકમાં શાંતરસની ઉપયોગિતા નથી; પણ એથી શાંતરસનો અભાવ ન માની શકાય. શ્રી રામસ્વામી શાસ્ત્રીના મત પ્રમાણે '**अष्टौ नाट्ये रसाः स्मृताः**' એવા ભરતમુનિના કથનનો આશય માત્ર નાટકમાં આઠ રસોનું પ્રતિપાદન કરવાનો છે; કાવ્યમાં શાંતરસ હોઈ શકે છે. એટલે કે કાવ્યમાં નવ રસ સ્વીકૃત છે. અનુયોગદ્વારસૂત્રકારે '**णव कव्वरसा पण्णत्ता**'માં નવ રસ એટલે કે શાંત રસનો સ્વીકાર કર્યો છે તે ઉક્ત ભાવનાને અનુરૂપ જ છે.

હિંસા વગેરે દોષોથી રહિત થયેલ મનની એકાગ્રતાથી જેની ઉત્પત્તિ થયેલ છે તેમ જ વિકાર-રહિતતા જેનું લક્ષણ છે એવા પ્રશાન્ત ભાવને સૂત્રકારે પ્રશાંત રસ કહ્યો છે. ટીકાકારે ઉપશમની પ્રકર્ષતારૂપ રસને પ્રશાન્ત રસ કહ્યો છે. આની તુલના શાંતરસના સ્વીકૃત સ્થાયીભાવ નિર્વેદ સાથે થઈ શકે તેમ છે.

**ઉપસંહાર :** સૂત્રકારે નવરસોની ચર્ચા પછી ઉપસંહારમાં એક નવીન અને નોંધપાત્ર વાત કરી છે કે આ રસોની ઉત્પત્તિ ૩૨ સૂત્રદોષો (અલીક, ઉપઘાતજનક, નિરર્થક આદિ ૩૨ સૂત્રદોષ માટે જુઓ વિશેષાવશ્યકસૂત્ર ગાથા ૯૯૯)માંથી થાય છે. આ વાતને ટીકાકારે નીચે મુજબ ઉદાહરણ આપીને સમજાવી છે. અલીકતાના દોષથી અદ્ભુત રસ ઉત્પન્ન થાય છે. જેમ કે, "તેના હાથીઓના કપોલતટ પરથી ઝરતા મદના બિંદુઓથી હાથી, ઘોડા અને રથને વહાવનારી ઘોર નદી ઉત્પન્ન થઈ" तेषां कटतटभ्रष्टैर्गजानां मदबिन्दुभिः । प्रावर्तत नदी घोरा हस्त्यश्वरथवाहिनी । (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૩૯–૧૪૦) આ સ્થળે વાસ્તવમાં અદ્ભુત રસ છે. પણ આ વાત જીવનમાં ક્યારેય સત્ય ન હોઈ શકે. એટલે અહીં અલીકતાનો દોષ રહેલો છે. (વિશેષાવશ્યકસૂત્રમાં આ ઉદાહરણને અઘટિતાર્થ કથન બતાવી અયુક્તદોષ કહેલ છે.) એવી જ રીતે ટીકાકારે ઉપઘાત દોષથી ઉત્પન્ન થતા રસનું ઉદાહરણ આપ્યું છે કે—'એ જ માણસ જીવે છે કે જેણે પોતાના ધનથી પ્રેમપૂર્વક માંગનારને ખુશ કર્યાં છે અને ક્રોધથી દુશ્મનના લોહીથી પોતાના બાણોને પ્રસન્ન કર્યાં છે.' स एव प्राणिति प्राणी प्रीतेन कुपितेन च। विलेर्विपक्षरक्तैश्च प्रीणिता येन मार्गणाः ॥ (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૪૦) : અહીં છે તો વીરરસ, પણ એ ઉપઘાત દોષને કારણે ઉત્પન્ન થયેલો છે.

ઉપરાંત ટીકાકારે એક વાત સુંદર જણાવી છે કે જે ૩૨ દોષોમાંથી રસ ઉત્પન્ન થવાની વાત કરી છે તેને પ્રાયોવૃત્તિ–પ્રાયોવાદ ગણવો જોઈએ, કારણ કે તપ અને દાન જેનો વિષય છે તેવો વીરરસ કે પ્રશાંત વગેરે રસો અનૃત વગેરે દોષો વિના પણ સંભવી શકે છે : तपोदानविषयस्य वीररसस्य प्रशान्तादिरसानां क्वचिदनृतादिदोषान्तरेणापि निष्पत्तेरिति । (અનુ. હેમ. વૃત્તિ પૃ ૧૪૦) આમ સૂત્રકાર અને ટીકાકાર બન્નેએ રસોના બે વિભાગ કર્યા છે.—૧ અનૃત, ઉપઘાત જેવા સૂત્રદોષોથી ઉત્પન્ન થતા અને ૨. સૂત્રદોષો સિવાય ઉત્પન્ન થતા. યુદ્ધવીર પરોપઘાતથી ઉત્પન્ન થાય છે. અદ્ભુત અનૃતદોષથી ઉત્પન્ન થાય છે. પણ તપવીર અને દાનવીર પ્રશાન્તરસની જેમ સૂત્રદોષથી પર હોઈ શકે.

રસની બાબતમાં એક બીજી નોંધપાત્ર હકીકત અહીં એ છે કે સૂત્રકારે 'શુદ્ધ' અને 'મિશ્ર' એમ બે પ્રકારના રસની નિષ્પત્તિની વાત કરી છે. જો ગ્રંથમાં કેવળ એક જ રસ આવે તો તે 'શુદ્ધ' અને જ્યાં એકથી વધુ રસોની નિષ્પત્તિ થાય તે 'મિશ્ર' એમ ટીકાકાર જણાવે છે : क्वचित्काव्ये शुद्ध एक एव रसो निबध्यते, क्वचित्तु द्व्यादिरससंयोग इति भाव इति गाथार्थः । (અનુ. હેમ. વૃત્તિ. પૃ. ૧૪૦) સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓએ પણ પ્રબંધના અંગ એટલે ગૌણ અને અંગી એટલે મુખ્ય એવા રસની વાત કરેલી જ છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રની અંગી રસ-કલ્પના પોતે એક અત્યંત રોચક પ્રસંગ છે. પ્રબંધકાવ્યના આસ્વાદનું સ્વરૂપ-વિશ્લેષણ કરવા માટે કદાચ આ કલ્પના કરવામાં આવી હતી. એ દૃષ્ટિએ એનું મહત્ત્વ અસંદિગ્ધ છે. આવી સંસ્કૃત કાવ્યશાસ્ત્રની મહત્ત્વની કલ્પનાનો ટીકાકારે નિર્દેશ કર્યો છે.

## સંદર્ભ ગ્રંથ

१. अनुयोगद्वारसूत्र–सं. मुनि पुण्यविजयजी, महावीर जैन विद्यालय, मुंबई
२. अनुयोगद्वार–वृत्ति (हरिभद्र) – देवचंद लालभाई जैन पुस्तकोद्धार, मुंबई.
३. अनुयोगद्वार वृत्ति (मलधारी हेमचन्द्र)–आगमोदय समिति, मुंबई
४. अनुयोगगद्वार–चूर्णि – ऋषभदेवजी केसरीमलजी श्वेताम्बर संस्था, रतलाम
५. विशेषावश्यकभाष्य (जिनभद्र) – सं. पं. दलसुख मालवणिया – ला.द.भारतीय संस्कृति विद्यामंदिर, अहमदाबाद
६. आवश्यक निर्युक्ति – सं. ज्ञानसागर सूरि, दे. ला. जैन पुस्तकोद्धार
७. बृहत्कल्पसूत्र – सं. मुनि पुण्यविजयजी : आत्मानन्द सभा, भावनगर
८. काव्यानुशासन (हेमचन्द्र) सं. परीख – कुलकर्णी : महावीर जैन विद्यालय, मुंबई
९ नाटयशास्त्र – (भरत) – सं. रामकृष्ण कवि : गा. ओ. सि., बरोडा
१०. नाटयदर्पण (रामचन्द्र – गुणचन्द्र) – सं. गांधी – श्रीगान्डेकर, गा. ओ. सि., बरोडा
११. काव्यालंकारसंग्रह (उद्‌भट) – के. एस. रामस्वामी शास्त्री : गा. ओ. सि., बरोडा
१२. काव्यालंकार – (भामह) – सं. देवेन्द्रनाथ शर्मा
१३. काव्यादर्श – (दण्डी) – सं. रामचन्द्र मिश्र : विद्याभवन संस्कृत ग्रंथमाला, वाराणसी
१४. कामसूत्र (वात्स्यायन) – सं. शास्त्री गोस्वामी दामोदर : हरिदास संस्कृत ग्रंथमाला
१५. तैत्तिरीय उपनिषद – आनन्दाश्रम संस्कृत ग्रंथावलि
१६. विक्रमोर्वशीय (कालिदास) – सं. पंडित शंकर पी. : बोम्बे संस्कृत सिरीज
१७. काव्यप्रकाश (मम्मट) सं. डॉ. नगेन्द्र : ज्ञानमंडल लिमिटेड, वाराणसी
१८. रससिद्धान्त – डॉ. नगेन्द्र : नेशनल पब्लिशिंग हाउस, दिल्ली
१९. The Number of Rasas – Dr. V. Raghvan : Adyar Library, Adyar

## મેટેફર ( Metaphor )-ઉપચાર અને ધ્વનિ*

**રમેશ બેટાઈ**

"Art is the manifestation, of emotion, obtaining external interpretation now by expressive arrangements of line, form or colour, now by a series of gestures, sounds or words governed by particular rhythmic cadence."

યુજીન વર્નોન

दोषैर्मुक्तं गुणैर्युक्त —
मपि येनोज्झितं वचः ।
स्त्रीरूपमिव नो भाति
तं ब्रुवेऽलंक्रियोच्चयम् ॥ १

—वाग्भट

### વિષયપ્રવેશ-મેટેફર એટલે ઉપચાર

'મેટેફર' એટલે કાવ્યનો એક અર્થાલંકાર એવા સામાન્ય ખ્યાલ સાથે તેનું રૂઢ ગુજરાતી 'રૂપક' એવું કરવામાં આવે છે. પરન્તુ અંગ્રેજી આલોચનના આ પરિભાષિક શબ્દની મીમાંસા આપણે કરીએ ત્યારે જ, આરંભે જ એ સ્પષ્ટ કરી લેવું જરૂરી છે કે અંગ્રેજીમાં 'મેટેફર'નો ખ્યાલ રૂપક ઉપરાન્ત ઘણો વધુ વિશાળ, વ્યાપક છે. મમ્મટ રૂપક સહિત ૨૨ ઉપમામૂલક અલંકારો નિર્દેશે છે તે તમામ આ 'મેટેફર'માં આવરી લેવાઈ શકે અને છતાં તેનો ખ્યાલ પૂરો અધિગત ન થાય, એ સ્થિતિ છે. 'મેટેફર'ની મીમાંસામાં મુળ ખ્યાલ કવિકલ્પિત એવાં અત્યન્ત સાદશ્ય સ્વીકારીને તેનાં કાવ્ય પરત્વે તથા સહૃદય વાચકની કાવ્યાનુભૂતિ પરત્વેના કાર્ય તથા પરિણામનો ઝીણવટભરી મીમાંસા આપણે કરીએ એ જરૂરી છે. તે ખ્યાલ મીમાંસિત કરવામાં પાશ્ચાત્ય વિવેચકોએ પોતાની વિદ્વત્તા પૂરી સિદ્ધ કરી છે. સર્જક કવિ કાવ્યના સૌન્દર્યને ખીલવવા માટે જ વિભિન્ન પ્રયોગો કરે છે, અને વાચન સમયે સહૃદય વાચક જેનો અનુભવ કરે છે. જે આસ્વાદે છે, તેની વૈજ્ઞાનિક મીમાંસા કરવી જરૂરી છે. આ બધી હકીકતોને આધારે 'મેટેફર' એ શબ્દ અમને ગુજરાતીમાં 'ઉપચાર' એ રીતે મૂકવો ઉચિત લાગ્યો છે. ઉપમા અને રૂપકની અનેક વ્યાખ્યાઓ તપાસ્યા પછી અને ગૌણી પ્રયોજન વતી લક્ષણાના મૂળમાં રહેલા સાદશ્ય સંબંધનું પરીક્ષણ કર્યા પછી 'મેટેફર'નો સમાનાર્થ ગુજરાતીમાં 'ઉપચાર' શબ્દ પસંદ કરતા 'સાહિત્યદર્પણ'ની ઉપચારની વ્યાખ્યા અને શોભાકર મિત્રની રૂપકની વ્યાખ્યા ધ્યાનમાં લેવા યોગ્ય લાગે છે વિશ્વનાથ 'ઉપચારની વ્યાખ્યા આ રીતે આપે છે :

उपचारो हि नामात्यन्तं विशकलितयोः पदार्थयोः सादृश्यातिशयमहिम्ना भेदप्रतीतिस्थगनमात्रम् ।
। सा० द० २-१० ।

શોભાકરમિત્ર 'રૂપક'ની મીમાંસા આ રીતે કરે છે—

---

* યુજીસીની પૂરા સમયની ગ્રંથલેખનની યોજનાને આધારે તૈયાર થયેલા ગ્રંથ "લોચન ટીકા સાથે ધ્વન્યાલોક"માંથી.

आरोपो रूपकम् ।
न च तस्या सादृश्ये सम्बन्धान्तरे वा
कश्चिद्विशेषः येनेकत्रालंकारतापरत्रतद्भाव इति स्यात् ।
न च सम्बन्धान्तरनिमित्त आरोपोऽलंकारतया कलितः......।
सादृश्यसम्बन्धनिबन्धनायाः
अलंकृतित्वं यदि लक्षणायाः ।
साम्येऽपि सर्वस्य परस्य हेतोः
सम्बन्धभेदेऽपि तथैव युक्तम् ॥

એકબીજાથી અત્યન્ત જુદા એવા પદાર્થો વચ્ચે પણ કવિકલ્પિત, અતિશય સાદૃશ્યના ગૌરવના યોગે ભેદની પ્રતીતિ માત્ર સ્થગિત થઈ જાય, તેને ઉપચાર કહે છે. વિશ્વનાથની ઉપચારની આ સમજે એ સિદ્ધ થાય છે કે કવિઓ પોતાના કલ્પનાના સામર્થ્યે પરસ્પર અત્યન્ત જુદા દેખાતા પદાર્થો વચ્ચે પણ સાદૃશ્યનો અતિશય સાધી આ ભેદની પ્રતીતિ કાવ્યાનુભવના સમયે દૂર કરી દે છે. આ અત્યન્ત સાદૃશ્ય એ કાવ્યનું એક વિલક્ષણ તત્ત્વ બની રહે છે. અને " આરોપ એટલે રૂપક " એટલું વિધાન કર્યા પછી મેટેફરના ખ્યાલની ચર્ચા આપણે આગળ કરીએ ત્યારે વિશેષ પ્રતીત થશે કે તેના સમાનાર્થ ગુજરાતી શબ્દ 'રૂપક' નહીં પરન્તુ 'ઉપચાર' એ જ વધારે ઉચિત છે.

**મેટેફર-ઉપચાર-પાશ્ચાત્ય ખ્યાલ :**

સતત પરિવર્તનપર, પ્રગતિશીલ અને વૈવિધ્યપૂર્ણ એવાં પાશ્ચાત્ય કવિતા અને આલોચનામાં સ્વાભાવિક રીતે જ ઉપચારનો ખ્યાલ સમય સાથે સતત બદલાતો રહ્યો છે. આ છતાં પ્લેટો અને એરિસ્ટોટલના સમયથી આજ સુધી ક્રમશઃ અને સુવ્યવસ્થિત રીતે ઉપચારનો ખ્યાલ ઉત્ક્રાન્ત થતો રહ્યો છે એમ કહેવું મુશ્કેલ છે. અભિગમ અને ખ્યાલ બંનેની બાબતમાં ઉપચારનો અર્થ વ્યવસ્થિત રીતે વિકસ્યો નથી રોજર્સ કહે છે—

"Aristotle's comparison of metaphors with riddles, besides suggesting that every methaphor contains a submerged riddle, confronts us with the related possibilty that there is something inherently puzzling about metaphor as a class or genuspara આ વિધાનમાં inherenty puzzling as a class or genus ની વાત છે, તેનું રહસ્ય ઉકેલવાનો જ પ્રયત્ન જાણે અનુગામી આલોચકોએ કર્યો છે.

Metaphor એ શબ્દના મૂળ બાબત ટેરેન્સ હોકસ કહે છે—

"The word 'metaphor' comes from the Greek word 'metaphora' derives from 'meta' meaning 'over', and 'pherein' 'to carry'. It refers to a particular set of linguistic processes whereby aspects of one object are 'carried over' or transferred to another object so that the second object is spoken as if it were the first."

અને

"Figurative language deliberately **interferes** with the system of literal usage by its assumption that terms literally connected with one

object can be transferred to another object. The interference takes the form of **transference,** or 'carrying over' with the aim of achieving a new, wider, special or more precise meaning."[૨]

મેટેફરની આ તદ્દન પ્રાથમિક અને અતિસરળ સમજૂતી છે તેના થકી તે એક અલંકાર કઈ રીતે છે, અલંકાર તરીકે તેની રમણીયતા કે તેનું અલંકારત્વ ક્યાં છે તે પૂરું સ્પષ્ટ થતું નથી. છતાં અહીં એક વાતની સ્પષ્ટતા થાય છે કે આમાં એક પદાર્થનાં લક્ષણો બીજામાં જોવામાં આવે છે, અને આ સ્પષ્ટતા તેની પોતાની રીતે ઉપયોગી છે. છતાં ઉપચાર તરીકે મેટેફરના કાવ્યગત ગરવા સ્થાનનો ખ્યાલ તો આનાથી ઊપસે જ કઈ રીતે? યોગ્ય જ કહેવાયું છે કે –

"Metaphor......is not fanciful 'embroidery' of the facts. It is a way of **experinencing** the facts. It is a way of thinking and of living an imaginative projection of the truth."

અને વર્ડ્ઝવર્થનું આ વિધાન ઉપરની વાતનો આધાર બને છે—

"......if the poet's subject be judiciously chosen, it will naturally, and upon fit occasion, lead him to passions the language of which, if selected truly and judiciously, must necessarily be dignified and variegated and alive with metaphors and figures."

કવિનું કથયિતવ્ય સમુચિત ભાષાપ્રયોગની ઉત્કૃષ્ટ અભિવ્યક્તિથી અને મેટેફર વગેરે અલંકારોના પ્રયોગના બળે ઉચ્ચતર કક્ષાનું, વૈવિધ્યપૂર્ણ અને ચેતનામય બને છે.

સિસેરો અલંકાર તરીકે મેટેફરની એક નોંધપાત્ર વ્યાખ્યા રજૂ કરે છે—

"A methaphor is a short form of simile, contracted into one word; this word is put in a position not to belong to it as if were its own place and if it is recognizable it gives pleasure, but if it contains no similarity it is rejected."

આના પરથી મેટેફરની બાબતમાં આટલા મુદ્દા સ્પષ્ટ થાય છે—રૂપક તરીકે તે ઉપમાનું નાનું સ્વરૂપ છે, કાવ્યમાં તે પોતાની નહીં એવી સ્થિતિ પ્રાપ્ત કરે છે, અલંકાર તરીકે અનુભવાતાં તે વાચકને આનંદની અનુભૂતિ કરાવે છે. એક મુદ્દા પર ભાર મૂકવામાં આવ્યો છે કે અહીં સાદૃશ્ય નથી તો મેટેફર નથી, અને તો તેની ઉપર્યુક્ત સિદ્ધિઓ નથી. ભારતીય કાવ્યમીમાંસકોની એ વાત અહીં નોંધપાત્ર રીતે વધારે સ્પષ્ટ અને સાથે તુલનાપાત્ર છે કે ઉપમામૂલક અલંકારોમાં ઉપમેય ઉપમાનને સર્વથા સમાન હોવાનો દાવો કરી શકતું નથી, છતાં તેને અલંકારોમાં જુદા જુદા સાદૃશ્યભાવે મૂકવામાં આવે છે અને એ જ આ અલંકારોનું અલંકારત્વ છે. આ દૃષ્ટિએ ઉપમાની 'ચન્દ્રાલોક'ની આ વ્યાખ્યા નોંધપાત્ર છે.

उपमा यत्र सादृश्य-
लक्ष्मीरुल्लसति द्वयोः ।
हृदये खेलतोरुच्चे-
स्तन्वङ्गीस्तनयोरिव ॥ (૬.૧)

ક્વોન્ટીલિયન મેટફરની વ્યાખ્યા આ રીતે આપે છે—

"Metaphor occurs when a word applying to one thing is transferred to another, because the similarity seems to justify the transference...They say that a metaphor ought to be restrained so as to be a transition with good reason to a kindred thing, and not seem an indiscriminate, reckless and precipitate leap to an unlike thing."[3]

અહીં ઉપચારનાં આટલાં લક્ષણો જોવા મળે છે—એક પદાર્થને લાગુ પડતા શબ્દ બીજા પ્રતિ ગતિ કરે છે, સાદૃશ્યને કારણે આ ગતિ અત્યન્ત આત્મીય લાગે છે, ઉપચાર અત્યંત સંયમિત હોવો ઘટે, તે કદી પણ કાળજી વિનાના પ્રયોગરૂપ ન હોય. આ જ વાત સંસ્કૃત કાવ્યમીમાંસાની પરિભાષામાં રજૂ કરીએ તો કહી શકાય કે કાવ્યના સૌન્દર્યની સિદ્ધિને માટે બે વસ્તુ વચ્ચેની અતિ ગરવી આત્મીયતા એટલે રૂપક, જે પૂરી કાળજી સાથે પ્રયોજાય, અર્થાત્ તે તેના પોતાના અલંકારૌચિત્યથી સર્વથા સમ્પન્ન હોય. કવિકલ્પનાથી મણ્ડિત તે સહૃદય વાચકને પ્રભાવશાળી, હૃદયસ્પર્શી, ચેતનામય લાગે. પશ્ચિમની આલોચનામાં વૉલેસ સ્ટીવન્સ આ જ પ્રકારની વાત રજૂ કરે છે—

"Metaphor creates a new reality from which the original seems to be unreal."

મેટેફર થકી નવી અને ચેતનાસભર એવી જે વાસ્તવિકતા ઊભી થાય છે તેની પાસે મૂળ વાસ્તવિકતા ઝાંખી લાગે છે. એ ભાવ ભારતીય કાવ્યમીમાંસકો એ અર્થમાં રજૂ કરે છે કે અલંકારનું અલંકારત્વ, તેનું સૌંદર્યરહસ્ય કવિની કલ્પનાશક્તિએ સર્જેલા નવા સૌંદર્યમાં એટલે કે નવી ચેતનામાં છે. સ્ટીવન્સની વ્યાખ્યા એ મેટેફરને માત્ર અલંકાર તરીકે રજૂ કરતી નથી. છતાં આપણને એ સુવિદિત છે કે ભારતીય કાવ્યશાસ્ત્રીઓના મતે અલંકારોના ઉપમામૂલક, વિરોધમૂલક, તર્કન્યાયમૂલક, ભણિતિમૂલક વગેરે પ્રકારો પાડવામાં આવે છે ત્યારે આ ઔપમ્ય, તર્કન્યાય, વિરોધ, ભણિતિ એ વ્યવહારની વાસ્તવિકતા નહીં પરન્તુ કવિકલ્પનાની કવિજગતની વાસ્તવિકતા ધરાવે છે. સ્ટીવન્સના મેટેફરના ખ્યાલને આપણે નિટ્શેના જીવનની પેલી ઘટનામાં સાકાર થતો ગણી શકીએ. ચાબુકથી પોતાના ઘોડાને ફટકારતા ઘોડાના માલિકના હાથમાંથી ચાબૂક ઝૂંટવી લઈ નિટ્શે ઘોડાને ભેટયો અને તેને 'Brother' એવું સંબોધન કર્યું.

આટલી ચર્ચા પરથી એ સિદ્ધ થાય છે કે એક અર્થાલંકાર તરીકે મેટેફરે તેનું સુદૃઢ અને સુનિશ્ચિત સ્થાન કાવ્યોમાં અલંકારોના અલંકાર તરીકેનું સ્થાપિત કર્યું છે. આ છતાં આટલા ચર્ચા પછી પણ મેટેફર એટલે કે ઉપચાર પોતાના અલંકાર તરીકેના સ્થાનની મર્યાદા બહાર વ્યાપ્ત થતો નથી. અલબત્ત, સ્ટીવન્સની વ્યાખ્યામાં તેનાં બીજ તો છે જ. આથી લૉકસ યોગ્ય જ કહે છે—

"The effect of mataphor 'properly' used is by combining the familiar with the unfamiliar, it adds charm and distinction to clarity, clarity comes from the intellectual pleasure afforded by the new resemblances noted in the metaphor, distinction from the surprising nature of some of the resemblances discerned. The proper use of metaphor also involves the principle of dewrum. Metaphors should be 'fitting', i.e., in keeping

with the theme or purpose. They must not be far-fetched or strange, and should make use of words which are beautiful themselves."[૪]

અલંકાર તરીકે અહીં મેટેફર પાસેથી આટલાં લક્ષણોની અપેક્ષા રાખવામાં આવી છે—ચારુત્વ, સ્પષ્ટતા, બૌદ્ધિક આનંદ, આશ્ચર્યજનક સામ્ય, વિષય સાથે સંવાદિતા, અતિરેકનું નિવારણ, સ્વયંસુંદર શબ્દપ્રયોગો વગેરે. ઉપચારને અલંકાર તરીકે મીમાંસવા ઉપરાન્ત આ વિધાન એ આગન્તુક ભાવિના એંધાણ આપી દે છે, જ્યારે માત્ર અલંકાર મટી જઈને મેટેફર કાવ્યસર્જન અને કાવ્યપ્રભાવમા અત્યંત વ્યાપક અને ઘણું બધું વિશેષ બની રહે છે. અલંકાર તરીકે અને વ્યાપક નોંધપાત્ર કાવ્યતત્ત્વ તરીકે ઉપચારનું સ્થાન કાવ્યમાં સ્થિર, સુદૃઢ અને અત્યંત આકર્ષક બની રહે છે.

કવિવાણી વિષે આધુનિક વિવેચક રિચર્ડસનું વિધાન છે કે—

" We shall do better to think of a meaning as though it were a plant that has grown - not a can that has been filled or a lump of clay that has been moulded."

અને

"But where the old Rhetoric treated ambiguity as a fault language in language, and hoped to confine or eliminate it; the new rhetoric sees it as an inevitable consequence of the powers of language and as the indispensable means of most of our most important utterances especially in Poetry and Religion."[૫]

આ પછી મેટેફરને તેના આધુનિક અર્થમાં રજૂ કરતાં તે કહે છે—

"......The co-presence of vechicle and tenor results in a meaning (to be clearly distinguished from the tenor) which is not attainable **without** their interaction."[૬]

આગળ વધીને રિચર્ડ્સ તો એટલે સુધી કહે છે કે મેટેફરમાં અન્તર્ગત થાય છે.—

" All cases where a word gives us to two ideas for one, where we compound different ideas of the word into one, and speak of one thing as if it were another."[૭]

આટલા પરથી એ સ્પષ્ટ થાય છે કે મેટેફરનો ખ્યાલ સમયની ગતિ સાથે વધુ ને વધુ વ્યાપક બનતો ગયો છે અને સારી રીતે બદલાયો છે. પ્રથમ એક સાદૃશ્યમૂલક પછી અલંકારોનો અલંકાર બનેલ તે હવે કાવ્યનું એક એવું તત્ત્વ બની રહે છે જે કવિવાણીને તેની વિલક્ષણ ભાવસભરતા, કાવ્યાર્થ અને સૌંદર્યની સાધનામાં એક અનેરી અભિવ્યક્તિ અને વિલક્ષણ સાર્થકતા અર્પે છે. અત્યન્ત આત્મીય રીતે યુક્ત બે પદાર્થોના પ્રાયઃ અવિનાભાવ સમા બની જતા સંબંધને વ્યક્ત કરવા સાથે તેનામાં વ્યક્ત નહીં એવા કવિના ઉદ્દિષ્ટ અર્થોને તે વાચા આપે છે. આ સાદૃશ્ય પ્રકૃતિનાં બે તત્ત્વો, માનવ અને માનવ, માનવ અને પ્રકૃતિ, પ્રકૃતિ અને માનવ, માનવભાવનો પ્રકૃતિ પર સમારોપ, પ્રકૃતિના વિલક્ષણ ચારુત્વનો માનવભાવ પર પ્રભાવ વગેરે અનેક રૂપે કાવ્યમાં વ્યક્ત થાય છે. શેક્સપિયરના 'કિંગ લિયર'માં પ્રમત્ત લિયર પર વરસાદનાં તોફાનોનો

જે પ્રભાવ વર્ણવ્યો છે તે તેના મનનાં ભીષણ તોફાનોની સાથે અત્યન્ત સાદૃશ્ય ધરાવે છે. કાલિદાસના 'રઘુવંશ'માં પરિત્યક્તા અને જંગલમાં અસહાય તથા એકલી પડી ગયેલી સીતા રુદન કરે છે ત્યારે તેનો પ્રતિભાવ કવિ આ રીતે વર્ણવે છે—

नृत्यं मयूराः कुसुमानि वृक्षाः
दर्भानुपात्तान्विजुहुर्हरिण्यः।
तस्याः प्रपन्ने समदुःखभाज—
मत्यन्तमासीद्रुदितं वनेऽपि ॥ १४

અહીં આ બંને ઉદાહરણોમાં ઉપચાર એક વિલક્ષણ કાવ્યતત્ત્વ તરીકે અનેરુ કાર્ય બજાવે છે અને એ સિદ્ધ થાય છે કે ઉપચાર એ કાવ્યના કાવ્યત્વને અત્યન્ત આત્મીય બની રહે છે. હવે એ માત્ર બાહ્ય શોભારૂપ નથી. અને ઉપર વર્ણવેલાં જુદાં જુદાં સાદૃશ્યોનો કાવ્યકૃતિનાં પાત્રોના મન પરનો ઊંડો પ્રભાવ વાચકમનમાં જગાડવામાં કે પછી કવિનાં પોતાનાં સૂક્ષ્મ હૃદયગત સ્પન્દનો કે સંઘર્ષો કે દ્વિધાઓને વ્યંજિત કરવામાં અનેરું કાર્ય કરે છે તે પણ આપણને અનેક ઉદાહરણોમાંથી સમજાય છે. ઉપચાર પ્રયોજાય છે ત્યાં કેટલીક વખત રોજર્સ કહે છે તેમ—

"......primary-process diction may be said to partake of the characteristics of the primary process; if it is primitive, impulse-iden, id-oriented, wish-fulfilling, hallucinatory, concrete, symbolic, diction, diction which may paradoxically be said to have a proverbal quality. Secondary-process words are "adult words." They tend to be abstract, have a defensive function, and an ego and super ego oriented."[૯]

અને અન્ય કેટલાંક કાવ્યતત્ત્વોની માફક ક્યાંક અલંકાર રૂપે અને વિશેષતઃ તેના વ્યાપક સ્વરૂપે ઉપચાર કવિનાં, પાત્રોનાં અને વાતાવરણનાં મનોવૈજ્ઞાનિક ઊંડાણોમાં ઊતરીને પણ વિલક્ષણ કાર્ય કરે છે, તેનો ઇશારો આપણને મળે છે. તેથી જ તો વ્હીલરાઈટ માને છે કે—

"What really matters in a metaphor is the psychic depth at which the things of the world, whether actual or fancied, are transmuted by the cool head of the imagination."

ભાવાભિવ્યક્તિના ક્ષેત્રમાં ઉપચાર જે કાર્ય કરી શકે છે તે પણ આપણે ઉપરની ચર્ચાના અનુસંધાનમાં લઈ શકીએ. એમ્પસન યોગ્ય જ કહે છે કે—

"Emotions, as is well-known are frequenty expressed by language; this does not seem one of the ultimate mysteries; but it is extremely hard to get a consistent and usable theory about their mode of action. What an Emotive use of language may be, where it crops up, and whether it should be praised there, is not so much one question as a protean confusion, harmful in a variety of fields and particularly rampant in literary criticism."[૯]

આ વિધાનનું મૂળ એ હકીકતમાં છે કે ભાવસભરતાનું રહસ્ય ક્યાં અને શું છે તે પશ્ચિમને માટે મહાંશે વણઉકલી સમસ્યા છે. અને તેના સાઇનએસ્થેસિયાના ખ્યાલમાં પણ આવી સ્પષ્ટતાનો પ્રયત્ન છે. માનવભાવનોના વિલક્ષણ નિરૂપણ વિના શ્રેષ્ઠ કાવ્ય સંભવતું નથી તેવું પ્રતિપાદન રોમેન્ટિક કવિઓ ઉપરાન્ત બીજાઓનું પણ છે. છતાં આ વિષયમાં જે સ્પષ્ટતા ભારતીઓ કરી શક્યા છે તે તેમની પોતાની આગવી સિદ્ધિ છે. ભાષા દ્વારા જ્યારે માનવભાવો વ્યક્ત થાય છે, ત્યારે ભાષા એ તો સાધન કે માધ્યમ માત્ર છે. માધ્યમ તરીકેના તેના કાર્યમાં ક્યાંક એ રહસ્ય છુપાયેલું છે. ક્યાંક આ રહસ્ય ઉપચાર થકી પણ અભિવ્યક્ત થઈ શકે છે. ઉપચારના સામર્થ્યથી તે ભાવાભિવ્યક્તિ, ક્રોશેના શબ્દોમાં કહીએ તો ભાવાભિવ્યંજનાથી કાવ્યને મંડિત કરે છે.

અને ઉપચારનો ખ્યાલ કેટલો વ્યાપક બની ગયો છે તેની પ્રતીતિ વિશેષતઃ હર્બર્ટ રીડ આપણને આ રીતે આપે છે—

"Metaphor is the synthesis of several units of observation into one commanding image; it is the expression of a complex idea, not by analysis, nor by direct statement, but by a sudden perception of an objective relation.[10]

અને આથી જ શાપે યોગ્ય જ કહે છે કે—

"Words both reveal and conceal thought and emotion......Metaphor fuses sense-experience and thought in language. The artist fuses them in a material medium or in sounds with or without words... My sound theory is that metaphor can only evolve in language or in the arts when the bodily artifices become controlled."

રોજર્સ તેના Metaphor એ નામના પુસ્તકમાં મેટફરની મનોવૈજ્ઞાનિક મીમાંસા સૂક્ષ્મ સ્વરૂપે આપીને તેનો કાવ્યગત પ્રભાવ સર્જક કવિ તથા આસ્વાદક વાચકની દૃષ્ટિએ મીમાંસે છે. અને તેમાં ખાસ અનુભવની દશામાં primary અને secondary મેટફરનો ઉલ્લેખ કરે છે. તે આપણને આનંદે લક્ષણામૂલા વ્યંજના અને શાબ્દી વ્યંજનાના પ્રકારો આપ્યા છે તેનું સહેજે સ્મરણ કરાવે છે.

ઉપચારને લગતાં અને આને સમાન અન્ય વિધાનો સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે કે ઉપચારના કાવ્યગત અર્થ, કાર્ય અને કલાપક્ષો બાબત પશ્ચિમમાં અનેકવિધ મતો પ્રવર્તમાન છે. એક અર્થાલંકારથી શરૂ કરીને કાવ્યાર્થના મૂળ આધાર રૂપ, કાવ્યમાં સૌન્દર્યનું આદાન કરનાર કાવ્યાલંકાર તરીકે તે સ્વીકારાયેલ છે. આનાથી એ પણ સિદ્ધ થાય છે કે સાદૃશ્યનો અનેકવિધ અનંત એવો પ્રયોગ કવિઓ તેમના ગ્રંથોમાં કરે છે, અને તેનાથી કાવ્યનું સૌંદર્યમંડન થાય છે. કવિઓ વિરોધનો પણ આધાર લે છે, તેના સુભગ પ્રયોગો પણ આપણને મળી આવે છે. છતાં, જગતનાં જાણીતાં ભાષાસાહિત્યોમાં, સંસ્કૃતમાં તો ખાસ ખાસ, આ સાદૃશ્ય અને ઉપચારનો આશ્રય ખૂબ ખૂબ લેવામાં આવ્યો છે. અને કાવ્યાર્થ, કાવ્યચારુત્વને સાકાર કરવામાં આ ઉપચાર અપાર રીતે સફળ અને સાર્થક બન્યો છે. દૃષ્ટાન્ત રૂપે કહી શકાય કે વિલક્ષણ ઉપચારપ્રયોગ રસપ્રધાન ધ્વનિકાવ્યની નિષ્પત્તિ ઉપરાન્ત અલંકાર ધ્વનિના સુંદર પ્રયોગમાં અત્યન્ત ઉપયોગી થાય છે, અને

સ્વતંત્ર વિસ્તીર્ણ અભ્યાસમાં આવા પ્રયોગો સમાન્તર રીતે પાશ્ચાત્ય સાહિત્યોમાંથી પણ બતાવી શકાય. આ કારણે જ આધુનિકો ઉપચારથી મુગ્ધ બન્યા છે. મરેનું વિધાન છે.—

"Metaphor is as ultimate as speech itself, and speech is as ultimate as thought. If we try to penetrate them beyond a certain point, we find ourselves questioning the very faculty and instrument with which we are trying to penetrate them."[11]

આથી જ સી. ડે. લેવિસના મતે ઉપચાર એ "કવિતાનો જીવનસિદ્ધાંત, કવિની મુખ્ય ભાષા, કવિનું ગૌરવ" બની રહે છે. અને નોર્મન બ્રાઉન પણ કહે છે—

"Everything is only a metaphor; there is only metaphor."

આ સંદર્ભમાં હોકપ્ર રિચર્ડસનનો મત આ રીતે ટાંકે છે—

"Accordingly language"......is utterly unable to aid us except the command of metaphor which it gives' and that is why Aristotle...argued that a command of metaphor is by far the most important to master and 'the mark of great natural ability."[12]

**ઉપચાર અને વ્યંજના :**

ઉપચારનો આ અભિગમ, તેના આ અનેકવિધ અર્થો અને તેનો સર્જનક્રિયા પર પ્રભાવ તથા વાચકને આસ્વાદનમાં સહાય વગેરેનો ખ્યાલ કરતાં એ સ્પષ્ટ થશે કે ઉપચારના આ અર્થો પાશ્ચાત્યોના 'સજેશન'ના ખ્યાલની બહુ નજીક છે, કેટલેક અંશે જાણે ભારતીય કાવ્યમીમાંસાના ખ્યાલોની પણ પાશ્ચાત્ય આલોચનામાં અનોખી ભાત પાડતા તેના ખ્યાત વિવેચન ગ્રંથ Seven Types of Ambiguityમાં એમ્પસન કહે છે—

"Ambiguity implies a dynamic quality in language which enables to be deepened and enriched as various 'layers' of it become simultaneously available."[13]

અને યોગ્ય રીતે જ ઉમેરે છે કે—

"All good poetry is ambiguous sense. It contains 'a feeling of generalisation from a case which has been presented definitely."[14]

અને

"What often happens when a piece of writing is felt to offer hidden riches is that one phrase after another lights up and appears as the heart of it; one part after another catches fire."[15]

કવિ કહે છે તેના કરતાં તે દ્વારા તે જે કહેવા માગે છે, તેના ગૂઢ સૌન્દર્યની સમૃદ્ધિ કવિવાણીમાં વ્યંજિત થાય છે, તે વાચકહૃદયે પ્રત્યાયન પામતાં કલ્પના, અનુભૂતિ, વર્ણન, વિચાર, ઘટના, પરિસ્થિતિ, ભાવ, અલંકાર, વાતાવરણ, ગમે તે સ્વરૂપે સૌન્દર્ય-સંપન્ન બની, વાચકના ચિત્તને આકર્ષી, તેને આનંદની અનુભૂતિ કરાવી શકે છે. પરન્તુ એમ્પસનને મતે તે હોય છે એમ્બીગ્યુઅસ. આ એમ્બીગ્યુઈટીમાં પણ ઉપચાર કવિને અત્યન્ત ઉપયોગી થાય છે. વાસ્તવમાં ઉપચાર સ્વયં પણ એક એમ્બીગ્યુઅસ પ્રયોગ છે.

બારફીલ્ડને મતે પાશ્ચાત્ય આલોચનાને એમ્પ્સનનું આ મુખ્ય પ્રદાન છે. તે કહે છે—

"His major contribution is to recognize that ambiguity is fundamentally part of the same process...because metaphor, more or less far-fetched, more or less complicated, more or less taken for granted (so as to be unconscious), is the normal mode of development."

આ રીતે ઉપચારનો એક અર્થ એમ્બીગ્યુઈટી–વ્યંજના એવો થઈ શકે છે.

આ અર્થ પરથી ઉપચારના એક નવા અર્થ પર આપણે આવી શકીએ. રોબર્ટ ફ્રોસ્ટ માને છે કે ઉપચારમાં વાણીની ઉત્તેજનાનું મૂલ્ય ઘણું મોટું હોય છે. તે કહે છે—

"...but the chiefest of these is that it is metaphor, saying one thing and meaning another, saying one thing in terms of another. Poetry is simply made of metaphor...Every poem is a new metaphor inside, or it is nothing."[૧૬]

આથી ઉપચાર એટલે વ્યંજનાનું ઉત્તેજક તત્ત્વ અને વ્યંજના એવા બંને અર્થો થઈ શકે. કવિએ વાચ્ય રૂપે કહ્યું હોય તેના કરતાં જુદો જ આકાર ઉપચાર કવિના કાવ્યાર્થને આપે છે. આથી ભાષાનો ઉપચારાત્મક પ્રયોગ કાવ્યના ઉદ્દિષ્ટની વ્યંજના સહૃદય વાચકને આપવાની ક્ષમતા ધરાવે છે. જે ધ્વનિની વ્યાખ્યા આનંદે આપી છે તેની સિદ્ધિમાં પણ આ રીતે ઉપચાર અગત્યના સ્થાને રહેશે.

મોન્ટેગ્યૂ યોગ્ય જ કહે છે—

"The writer's mind will single out words and caress them, adorning the mellow fullness or granular hardness of their several sounds, the balance, undulation or trailing fall off their syllables, or the core of sunlike splendour in the broad warm central vowel of such a word as 'auroral'; each word's evocative value or virtue, its individual power of teaching springs in the mind and of initiating visions, becomes a treasure to revel in."[૧૭]

પોતે પસંદ કરેલા અને પ્રયોજેલા શબ્દોનો અર્થ અને અર્થો સાથે કવિ કાવ્ય દ્વારા રમત માંડે, ત્યારે તે કશુંક સહૃદય વાચકના મનમાં સ્વયમેવ જાગ્રત કરવા માગે છે. સ્વાભાવિક રીતે જ અપ્રયત્ન અને સહજ ભાવે આ કશુંક વાચકના હૃદયમાં સ્વયમેવ ઉત્તેજાય ત્યારે અહીં સીધું વાચ્ય વિધાન ખાસ ઉપયોગી થતું નથી, તેમાં ખાસ કાવ્યસૌન્દર્ય ઉદ્ભવતું નથી. સર્જક કવિના અને કાવ્યના નાડીના ધબકારા વાચક પોતાના હૃદયમાં અનુભવવા માગે છે, અને એ રીતે એક વિલક્ષણ આનંદરૂપા અનુભૂતિ તે પામવા માગે છે, જેમાં કાવ્યના કાવ્યત્વની સાર્થકતા રહેલી છે. અહીં ઉપચાર કવિને ખૂબ ખૂબ મદદકર્તા થાય છે.

હવે વ્યંજનરૂપ જેનું વિધાન છે તેની પૂર્ણ એકરૂપતા ઉપચાર કવિના ઉદ્દિષ્ટ વિષય કે અર્થની સાથે સ્થાપિત કરે છે, અને તે પણ એ રીતે કે વાચ્યવિધાન જેમાં લુપ્ત થઈ ગયું છે તેવી વ્યંજનાનો સહૃદય વાચક અનુભવ કરે છે, અને આ અનુભવમાં તે પોતે કાવ્યાસ્વાદનની સાર્થકતા પામે છે. આમ તો આ જ કાવ્યનો પ્રધાન ઉદ્દેશ છે. આથી જ ડેચીસ કહે છે—

" Good poetry is the result of the adequate counter-pointing of the different resources of words (meaning), associations, rythm, music, order and so forth in establishing a total complex of significant expression. "[૧૮]

અને તેની પૂર્વે મેલાર્મેએ તો કહ્યું જ છે કે—

" My aim is to evoke an object in deliberate shadow, without ever actually mentioning it, by allusive words, never by direct words. "

શબ્દની અનેક અર્થચ્છાયાઓ અને તેના પ્રભાવની વ્યાપકતામાંથી આમ કાવ્યનું સર્જન થાય છે. અર્થાત્, વ્યંજનાસભર સર્જન સંભવે છે, ત્યાં કવિઓ ઉપચારનો બહોળો ઉપયોગ કરતા આવ્યા છે તે આપણને વિદિત છે.

આને લીધે, ઉપચાર તેના વ્યાપક અર્થમાં ઘણીયે વખત કવિનું અભિવ્યક્તિનું એકમાત્ર માધ્યમ બની રહે છે એ વાત પર રોબિન સ્કેલ્ટન ભાર મૂકે છે—

" Metaphor is not to be considered then, as the alternative of the poet, which he may elect to use or not, since he may state the matter directly or straight-forwardly if he chooses. It is frequently the only means available if he is to write at all. "[૧૯]

અને વિમસૅાટને મતે તો આ બાબત પૂરી સ્પષ્ટ છે કે—

" The metaphoric quality of the meaning turns out to be the inevitable counterpart of the mixed feelings. Sometimes this situation is to be far developed as to merit the name of paradoxical, ambiguous, ironic. The poem is subtle, elusive, tough, witty. Always it is an indirect stratagem of its finest or deepest meaning. '[૨૦]

મરે ઉપચારને કાવ્યનાં વિલક્ષણતા અને ચમત્કારની સિદ્ધિના સાધન તરીકે આ શબ્દોમાં રજૂ કરે છે—

" It (i. e., metaphor) is the means by which the less familiar is assimilated to the more familiar, the unknown to the known; it 'gives to airy nothing a local habitation and a name ', so that it ceases to be airy nothing. "[૨૧]

ઉપચાર આ રીતે કાવ્યમાં કવિના ઉદ્દિષ્ટને નિશ્ચિત આકાર આપીને નિરર્થક ઉડ્ડયન માત્ર હોવાના આરોપમાંથી બચાવે છે, વાચકને એના થકી કાવ્યાનુભૂતિ અત્યંત પરિચિત અને આત્મીય ભાસે છે. કૃષ્ણરાયન વળી ઉમેરે છે—

" Metaphor specifies an idea, a local relation; suggestion is imprecise, intermediate, accessible through interpretation and dependent on such variable as the writer, the reader, the context. "[૨૨]

આમ હોવા છતાં આપણે ઉપર જોયું છે તેમ ઉપચાર વ્યંજનાને મદદરૂપ થાય છે, અને તેની દેખીતી લાક્ષણિકતા impreciseness, indeterminatenessને દૂર કરે છે. અને એ પણ

સ્પષ્ટ થાય છે કે ભાવાત્મક લેખનની બહાર પણ ઉપચારનો વ્યાપ છે. આનંદની પરિભાષામાં કહીએ તો રસધ્વનિ ઉપરાન્ત વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિની સિદ્ધિમાં પણ ઉપચાર કાર્યરત થાય છે. આથી કાવ્યગત ઉપચારમાં જે કંઈ સૌન્દર્ય છે, તે જે કંઈ કાવ્યને અર્પે છે, તે વ્યંજના થકી જ છે, વ્યંજના એ ઉપચારનો પ્રાણ છે. એમ્પસન યોગ્ય જ કહે છે—

"The rose of metaphor is an ideal rose, which involves a variety of vague suggestions and probably does not involve thorns, but the leaf of transfer is merely leafish."[૨૩]

આથી કૃષ્ણરાયન યોગ્ય રીતે જ પાશ્ચાત્ય સાહિત્યના ઉપચાર માટે કહે છે—

"All that is claimed here is that often (if not always, as sanskrit poetics insists) a metaphor carries a load of suggestion and that in certain conditions its momentary disruption of logical discourse quickens the reader's sense of the suggested meaning."[૨૪]

Suggested meaningની સિદ્ધિમાં metaphor, ambiguity, symbolism, expressionism, grotesque, oblique વગેરે પોતપોતાની રીતે કાર્યરત છે. આમાં ઉપચાર અન્ય તમામને તેમના કાર્યમાં વિલક્ષણ રીતે ઉપયોગી થવાનો અવકાશ છે. સાથે એમ પણ કહી શકાય કે વ્યંજનાપર્યવસાયી આ તમામ પોતાની કાર્યસિદ્ધિમાં ખરેખર તો પરસ્પરાશ્રયી પણ હોઈ શકે છે. આથી, ઉપચાર એ વ્યંજના છે, વ્યંજનાનીકાવ્ય ગત સિદ્ધિમાં સહાયક પણ છે, કાવ્યના સૌન્દર્યની સિદ્ધિમાં તેનું ચોક્કસ પ્રદાન હોઈ શકે છે, તે પોતે કેટલીક વખત કાવ્ય સૌન્દર્ય રૂપ પણ હોય છે. તમામ પ્રકારનાં કાવ્યોમાં, તમામ વાદવિશેષની ભાત પાડતાં કાવ્યોમાં ઉપચાર વ્યંજના સ્વરૂપે અને અન્યથા પણ કાર્યરત હોઈ શકે છે.

### ઉપચારમીમાંસા-પાશ્ચાત્ય આલોચનાની અનુપમ સિદ્ધિ :

ઉપચાર એ કાવ્યમીમાંસાનો ખાસ નોંધપાત્ર એવો પારિભાષિક શબ્દ નથી અને ઉપચારના કાવ્યગત કાર્યની વિલક્ષણતાઓ ભારતીય કાવ્યમીમાંસાએ સર્વ દૃષ્ટિએ પૂરી વિગતે પ્રમાણી નથી. રૂપક અલંકારના સંદર્ભમાં ઉપચારની ઉપલબ્ધ અગત્યની વ્યાખ્યાઓ આપણે આ વિષયની ચર્ચાના આરંભે જોઈ છે. અંગ્રેજી ભાષાના 'મેટફર' માટે સમાન સંસ્કૃતમાં બીજો શબ્દ 'રૂપક' એ છે અને અલંકાર તરીકે રૂપકના કાર્યની સૂક્ષ્મ મીમાંસા ભારતીય કાવ્યમીમાંસામાં મળી આવે છે. વળી ઉપમા-મૂલક તરીકે જાણીતા તમામ અલંકારોમાં કવિ-કલ્પિત અત્યંત સાદૃશ્યનું તત્ત્વ છે. અને આ સાદૃશ્ય જુદા જુદા અલંકારોમાં જુદી જુદી વિલક્ષણતા સહ વિલસે છે. સાદૃશ્યમૂલક અલંકારોથી સંસ્કૃત કાવ્ય અને કાવ્યમીમાંસા અત્યન્ત સમૃદ્ધ બન્યાં છે તે વિષે બે મત નથી. અલંકાર તરીકે રૂપકની ચર્ચા જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓથી થઈ છે. છતાં આ રૂપક અલંકાર તરીકે જ સ્વીકારાયો છે. અન્ય અલંકારોની સાથે આ અલંકારનો પ્રયોગ કાવ્યમાં કેટલો હોવો ઘટે, અલંકાર કઈ રીતે કાવ્યના આત્માને અનુસરી કાવ્યસૌન્દર્યના પોષક બને, તેની જે વિસ્તૃત મીમાંસા આનંદે કરી છે, તેમાં કાવ્યમાં અને વ્યંજનામાં આ અલંકારોનું શું કાર્ય છે તે સિદ્ધ થાય છે. છતાં અલંકાર તરીકેની પ્રાથમિક ગણનાથી આગળ વધી ઉપચારનો ખ્યાલ પશ્ચિમમાં જે રીતે સતત વ્યાપક બનતો ગયો

અને તે સાથે તેના કાવ્યાર્થ પરત્વેના પ્રદાનના જે ઊંડી સૂઝ પાશ્ચાત્ય વિવેચને દાખવી તે ભારતીય કાવ્યમીમાંસાને અધિગત નથી. વિશાળ રીતે કાવ્યમાં વાસ્તવિક જગતની કાવ્યજગતમાં પરિવર્તિત આકૃતિઓ, તેનાં ચિત્રો, તેનાં પાત્રો, તેનાં કલ્પનો, તેનાં વિભિન્ન અલંકારણોની સિદ્ધિ વગેરેમાં સાદૃશ્યમૂલકતા એટલે ઉપચાર કેવો અને કેટલો ભાગ, તથા કઈ રીતે ભજવે છે તેની ચર્ચા અને કાર્દદર્શન એ પાશ્ચાત્ય કાવ્યમીમાંસાની આગવી સિદ્ધિ છે આ કાવ્યગત ઉપચારની મનોવૈજ્ઞાનિક અસરો અને સિદ્ધિની પણ ઊંડી મીમાંસા એયે પાશ્ચાત્ય આલોચનાની પોતીકી સિદ્ધિ છે. રૂપકના અર્થને આમ વિસ્તારી, વ્યાપક બનાવી, તેના કાવ્યગત કાર્યની મીમાંસા કરવી શક્ય છે તે સંસ્કૃત કાવ્યોનાં જ ઉદાહરણો લઈ આપણે બતાવી શકીએ.

'ઉત્તરરામચરિત' ના તૃતીયાંકના આરંભે દંડકવનની ભીષણતાનું વર્ણન આપણને ભવભૂતિ આપે છે. કેવળ વર્ણન તરીકે પણ આ વર્ણન નિર્વિવાદ રીતે સુંદર છે. છતાં આપણે આ વર્ણનને સીતા-વિવાસનપટુ રામહૃદયની ઊંડી વ્યથા અને રામના હૃદયને વ્યથાની કોરી ખાતી ભીષણતાની પ્રતિચ્છાયા રૂપે જોઈએ તો આ વર્ણનનું વ્યંજનાત્મક કવિત્વ છે અને તે મૂલવાયું છે તેના કરતાં ઘણું ઉચ્ચતર છે તે આપણે અનુભવી શકીશું. રામહૃદયની વ્યથાની ભીષણતા સાથેના સાદૃશ્યના સંદર્ભમાં બીજા અંકના અને કંઈક અંશે ત્રીજા અંકના દંડકવનવર્ણનને મૂલવવા આસ્વાદવા જેવું છે. આપણને સહેજે આનાથી શેક્સપિયરના 'કિંગ લીયર'માંના પવનનાં, તોફાનો, લીયરના મનનાં તોફાનો સાથે સાદૃશ્ય ધરાવતાં સ્મરણમાં આવશે.

આવું જ એક દષ્ટાંત આપણને 'શાકુન્તલ'ના છઠ્ઠા અંકમાં મળે છે. કુલવર્ધિની, કુલપ્રતિષ્ઠા એવી પ્રિયતમા ધર્મપત્નીનો અકારણ ત્યાગ કરી ભારે હીણપતનો અનુભવ કરતો પશ્ચાત્તાપરત દુષ્યન્ત પોતાના દિલને બહેલાવવા માટે, પોતે સર્વપ્રથમ જે શકુન્તલાનું સુભગ દર્શન કર્યું હતું તેનું ચિત્ર, તેના, અનુપમ પ્રાકૃતિક વાતાવરણ સાથેનું દોરે છે. વાસ્તવિક જીવનની મુગ્ધ પ્રણયીની દષ્ટિએ જોયેલી, તેના હૃદયમાં અંકિત શકુન્તલાનું સાદૃશ્ય વાસ્તવિક શકુન્તલાની સાથે છે જ. આમ જ વાસ્તવિક જીવનની શકુન્તલા, દુષ્યન્તના પ્રણયી હૃદયમાં અંકિત શકુન્તલા અને ચિત્રાકારા શકુન્તલા વચ્ચે કેટલું સાદૃશ્ય છે, છતાં ભેદ પણ કેટલો છે! આ ભેદ પ્રણયી અને હવે પશ્ચાત્તાપરત દુષ્યન્તના ઉષ્માભર્યા, અનેક ઉમળકાભર્યા પ્રણયના રંગોનો છે. અને તેથી વાસ્તવિક શકુન્તલા અને દુષ્યન્તના હૃદયની શકુન્તલા અને ચિત્રાકારા શકુન્તલા વ્યંજિત કરે છે કે એકમાં અનેક વ્યક્તિત્વો ધરાવતી કાવ્યગતા શકુન્તલા વિલક્ષણ રીતે, અનુપમ રીતે સુંદર છે. આને આધારે જ આપણને સહૃદય વાચકોને વ્યંજનાની અલક્ષ્ય સૌંદર્યપરમ્પરાનો વિલક્ષણ આનંદદાયી અનુભવ થાય છે.

અહીં ઉપચાર કાવ્યના કાવ્યત્વને અભિવ્યક્ત કરવામાં વ્યંજનાઓની આ પરમ્પરાનો સાધક બને છે.

આમ કવિવાણી એ વાસ્તવિક જીવનની વાણી છે તે છતાં તેની પોતાની વિલક્ષણતાઓ લઈને કાવ્યમાં વિલસે છે. વાણીની કાવ્યગત આ વિલક્ષણતાઓનું સાધક અતિ અગત્યનું અલંકરણ ઉપચાર એ છે. આથી જ કહેવાયું છે કે—

" Metaphor is hardly an amusing embellishment or diversion, an 'escape' from harsh realities of life or of language. It is made out of, and it makes those realities. Their ' opposite and discordant '

qualities are given by metaphor's inter-active function, a form and an integrity, a whole and an oder. In this sense, man's reality is formed by the metaphorical processes that inform his language."

આ છે કાવ્યમાં, કાવ્યાર્થમાં, કાવ્યવ્યંજનાની સિદ્ધિમાં ઉપચારનું પ્રદાન. કાવ્યના આ અતિ અગત્યના અલંકારણનો સુભગ, સુંદર અને સહજ પ્રયોગ ભાવપ્રધાન કવિતામાં, રોમેન્ટિક કવિતામાં, રહસ્યપ્રધાન કાવ્યોમાં, નાટકોમાં અને પ્રાયઃ તમામ પ્રકારનાં કાવ્યોમાં કાવ્યચારુત્વના અતિ મહત્ત્વના આધારરૂપ છે. ઉપચારથી કાવ્યવ્યંજના કાવ્યાર્થ અને કાવ્યસૌન્દર્યને સિદ્ધ કરે છે. મોટે ભાગે ઉપચાર સ્વયં કાવ્યાર્થ નથી, સ્વયં વ્યંજના, હંમેશાં હોતો નથી. જો કે તે સ્વયં કાવ્યાર્થ કે કાવ્યચારુત્વ કે કાવ્યવ્યંજના ન જ બની શકે એવું પણ નથી. કાવ્યમાં ઉપચારના આ અતિ વ્યાપક પ્રભાવની પાશ્ચાત્ય વિવેચનની મીમાંસા સંસ્કૃતનાં શ્રેષ્ઠ કાવ્યોની વ્યંજનાના નવા જ સંદર્ભમાં આસ્વાદનમાં પ્રેરક બળ બની શકે તેમ છે.

## પાદટીપો

૧. વાગ્ભટાલંકાર – ૪-૯ ૨. 'Metaphor'-પા. 4 ૩. ઉપર મુજબ-પા. 11-12 ૪. ઉપર મુજબ-પા. 9 ૫. 'Philosophy of Rhetoric.' ૬ ઉપર મુજબ ૭. રઘુવંશ ૧૪ ૮. 'Metaphor' પા. 27 ૯. 'Structure of Complex words,' એમ્પસન. ૧૦. 'English Prose Style,' પા. 339 ૧૧. 'Metaphor' પા. 22 ૧૨. 'Metaphor' પા. 63 ૧૩. 'Seven Types of Ambiguity' ૧૪. ઉપર મુજબ ૧૫. ઉપર મુજબ ૧૬. 'Poems of Robert Frost' Intro ૧૭. 'Words, Words.' ૧૮. 'A Study of Literature.' પા. 126 ૧૯. 'Practice of Poetry,' પા. 15 ૨૦. 'Twentieth Century Poetry,' Martin and Furbank, પા. 5 ઉપરથી ૨૧. ઉપર મુજબ પા. 7-8 ઉપરથી. ૨૨. 'Suggestion and Statement in Poetry,' પા. 73 ૨૩. 'Seven Types of Ambiguity,' પા. 70 ૨૪. 'Suggestion aud Statement in Poetry,' પા. 85

## અગત્યના સન્દર્ભગ્રંથો

૧. નાટ્યશાસ્ત્ર (છઠ્ઠો અધ્યાય)—ભરત, 'અભિનવ ભારતી' ટીકા સાથે ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ, વડોદરા. ૨. Metaphor-Robert Rogers, University of California Press, London, 1978. ૩. Metaphor-Terence Hawkes, Methuen and Co. London, 1978. ૪. Practical Criticism-I. A. Richards, Routledge and Kegan Paul, London, 1930 ૫. Principles of Literary Criticism -I. A. Richards-Routledge and Kegan Paul, London, 1976 ૬. Seven Types of Ambiguity -William Empson,-Chatto and Windus, London, 1968 ૭. Structure of Complex Words-William Empson. Chatto and Windus. London, 1977 ૮. Suggestion and Statement in Poetry-Krishna Rayan, University of London, Athlone Press, London' 1972.

# જૈન અંગ આગમમાં પૂજા શબ્દનો અર્થ[1]

## દલસુખ માલવણિયા

જૈન વિશ્વભારતી, લાડનૂં દ્વારા પ્રકાશિત 'આગમ શબ્દકોશ'માં જૈન અંગ આગમોમાં જે જે શબ્દ જ્યાં જ્યાં આવ્યો છે તેનો સંદર્ભ આપવામાં આવ્યો છે. આથી પૂજા, પૂજના, પૂજાર્થી જેવા શબ્દો અંગ આગમોમાં ક્યાં ક્યાં વપરાયા છે તે શોધી કાઢવાનું સરલ થાય છે. એટલે તેનો આશ્રય લઈ અહીં પૂજાદિ શબ્દો અને તેના અર્થો જે ટીકાઓમાં આપવામાં આવ્યા છે તેનું તારણ આપવા પ્રયત્ન કર્યો છે.

ટીકાકારો તો પૂજાનો જે અર્થ કરે છે તેને પછી જોઈશું, પણ મૂળ સૂત્રમાંથી જ પૂજાનો જે અર્થ ફલિત થાય છે-સ્પષ્ટ થાય છે તે સર્વ પ્રથમ જોઈએ.

સૂત્રકૃતાંગના બીજા શ્રુતસ્કંધમાં પ્રથમ અધ્યયનમાં તૈર્થિકોની ચર્ચા કરવામાં આવી છે તેમાં લોકાયત કે ચાર્વાક કે શરીરને જ આત્મા માનનારના અનુયાયી પૂજા કઈ રીતે કરતા તેનો સ્પષ્ટ નિર્દેશ મળે છે. તે પાઠ આ પ્રમાણે છે—**"तुमं पूययामि, तं जहा-असणेण वा पाणेण वा खाइमेण वा साइमेण वा वत्थेण वा पडिग्गहेग वा कंबलेण वा पायपुंछणेण वा"** આગમોદય આવૃત્તિ પૃ. ૨૭૭. તેની દીલ્હીથી પ્રકાશિત ફોટો કોપી પૃ. ૧૮૫.

સ્પષ્ટ છે કે પૂજા એટલે પૂજ્યને અશનાદિ, વસ્ત્ર, પાત્ર, કંબલ, પગલૂંછણિયું—આદિ આપવાં તે જ પૂજા છે.

જ્યાં જ્યાં પૂજા શબ્દ અંગ આગમમાં આવે છે ત્યાં ટીકાકારો જે અર્થ કરે છે, તેનાં હવે કેટલાંક ઉદાહરણો જોઈએ.

સૂત્રકૃતાંગ (૧. ૧૪. ૧૧)માં પ્રાપ્ત પૂજા શબ્દનો અર્થ ટીકાકાર આ પ્રમાણે કરે છે-**"अभ्युत्थानविनयादिभिः पूजा विधेयेति"** આગમો૦ પૃ. ૨૪૫; દીલ્હી પૃ. ૧૬૪.

**સૂત્રકૃતાંગ** (૧. ૧૬.૪)માં **"एत्थ वि णिग्गंथो णो पूयासक्कारलाभट्ठी"** એવો પાઠ છે-તેની ટીકામાં જણાવ્યું છે—**"नो पूजासत्कारलाभार्थी किन्तु निर्जरापेक्षी"**—આગમો૦ પૃ. ૨૬૫; દીલ્હી પૃ. ૧૭૭.

**સ્થાનાંગ**માં (આગમો૦ સૂત્ર ૪૯૬) **"छठाणा अणत्तवओ अहिताते असुनाते......भवंति । तं जहा...पूतासक्कारे । छठाणा अत्तवतो हिताते......भवंति । तं....जाव पूतासक्कारे"** તેની ટીકામાં શ્રીઅભયદેવ જણાવે છે—**"अनात्मवान् सकषायः इत्यर्थः...। पूजा स्तवादिरूपा, तत्पूर्वकः सत्कारो वस्त्राभ्यर्चनम्, पूजायां वा आदरः पूजासत्कार इति"** આગમો૦ પૃ. ૩૫૮; દીલ્હી પૃ. ૨૩૯.

**સ્થાનાંગ**માં છદ્મસ્થની ઓળખ પ્રસંગે જણાવ્યું છે—**"सत्तहिं ठाणेहिं छउमत्थं जाणेज्जा। तं० पाणे अइवाएत्ता भवति......पूतासक्कारमणुवूहेत्ता भवति"** આગમો૦ સૂત્ર ૫૫૦. તેની ટીકામાં આ પ્રમાણે છે—**पूजासत्कारं-पुष्पार्च्चन-वस्त्राद्यर्चने अनुबृंहयिता-परेण स्वस्य क्रियमाणस्य तस्य अनुमोदयिता, तद्भावे हर्षकारीत्यर्थः"**—આગમો૦ પૃ. ૩૮૯; દીલ્હી પૃ. ૨૬૦.

**સ્થાનાંગ**માં (સૂત્ર ૭૫૯) **"दसविहे आसंसप्पओगे......पूयासंसप्पतोगे—"** દશ પ્રકારે મનુષ્ય પ્રશંસાવ્યાપાર કરતો હોય છે તેમાંનું એક છે પૂજાશંસાપ્રયોગ. આની ટીકામાં શ્રી અભયદેવ લખે છે—**"तथा पूजा-पुष्पादिपूजनं मे स्यादिति पूजाशंसाप्रयोगः ।** આગમો૦ પૃ. ૫૧૫; દીલ્હી પૃ. ૩૪૪.

---

૧ આજકાલ જૈન સમાજમાં કેટલાક આચાર્યો જિન પ્રતિમાની જેમ પોતાનાં નવ અંગોની પૂજા કરાવે છે અને તે વિષે સમાજમાં વિવાદ ચાલે છે, તે સંદર્ભમાં પ્રસ્તુત લેખ લખવાની ઇચ્છા થઈ છે.

આવા આશંસાપ્રયોગ કરણીય નથી એવો અભિપ્રાય પણ શ્રી અભયદેવે આપ્યો છે. આ જ સૂત્રમાં **'સત્કારઆશંસા'** પૃથક્ ગણાવી છે અને તેની ટીકામાં ટીકાકાર જણાવે છે—"सत्कारः प्रवर-वस्त्रादिभिः पूजनम्, तन्मे स्यादिति सत्काराशंसाप्रयोग इति ॥" આ ઉપરથી જણાય છે કે સૂત્રકારને પૂજા **અને** સત્કાર એમ ઈષ્ટ છે, પૂજા **વડે** સત્કાર એમ નહિ.

**સમવાયાંગ** સૂત્રમાં ૩૬મા સમવાયમાં ઉત્તરાધ્યયનનાં ૩૬ અધ્યયનો ગણાવ્યાં છે તેમાં અગિયારમું અધ્યયન 'બહુશ્રુતપૂજા' નામે છે. આમાં ગા. ૧૫–૩૦માં બહુશ્રુતની અનેક ઉપમાઓ દ્વારા પ્રશંસા કરવામાં આવી છે. આ જ તેની પૂજા છે, એમ માનવું રહ્યું.

**ભગવતી** સૂ. ૫૫૬માં "पूयासक्कारथिरिकरणट्टयाए" એવો પાઠ છે પણ તેની ટીકામાં માત્ર તેની સંસ્કૃત છાયા આપી છે. પૂજાનો અર્થ કર્યો નથી.

पूयण–पूयणा

**આચારાંગ** (૧. ૧. ૧)માં "इमस्स चेव जीवियस्स परिवंदणमाणपूयणाए" ઇત્યાદિ પાઠ છે જેને અનેકવાર પુનરાવૃત્ત કર્યો છે. આની ટીકામાં પૂજન વિષે શ્રી શીલાંક જણાવે છે—"पूजनं पूजा—द्रविणवस्त्रान्नपानसत्कारप्रणामसेवाविशेषरूपम्"—આગમો૦ પૃ. ૨૬, દાલ્હી પૃ. ૧૮.

**આચારાંગ** (૩. ૩. ૧૧૯)માં "दुहओ जीवियस्स परिवंदण-माणण–पूयणाए जंसि एगे पमायंति" પાઠ છે તેની ટીકામાં શીલાંક લખે છે—"तथा पूजनार्थमपि प्रवर्तमानाः कर्मास्रवैरात्मानं भावयन्ति-मम हि कृतविद्यस्योपचितद्रव्यप्राग्भारस्य परो दान-मान-सत्कार-प्रणाम-सेवाविशेषैः पूजां करिष्यतीत्यादि पूजनं, तदेवमर्थं कर्मोपचिनोति ।" આગમો૦ પૃ. ૧૬૯, દીલ્હી પૃ. ૧૧૩.

**પ્રશ્નવ્યાકરણ** સૂત્રમાં પાઠ છે— "न वि वंदणाते, न वि माणणाते न वि पूयणाते...भिक्खं गवेसियव्वं" જૈન વિશ્વભારતી પ્રકાશિત-૬. ૯. તેની ટીકામાં આ. અભયદેવે લખ્યું છે—"नापि पूजनया—तीर्थनिर्माल्यदानमस्तकगन्धक्षेपमुखवस्त्रिकानमस्कारमालिकादानादिलक्षणया" આગમો૦ પૃ. ૧૦૯.

**સૂત્રકૃતાંગ** (૧. ૨. ૨. ૧૧) માં પાઠ આવે છે—"जा विय वंदण-पूयणा इहं" તેની ટીકામાં આચાર્ય શીલાંક લખે છે—"राजादिभिः कायादिभिः वंदना, वस्त्रपात्रादिभिश्च पूजना" આગમો૦ પૃ. ૬૪; દીલ્હી પૃ. ૪૩.

**સૂત્રકૃતાંગ** (૧. ૩. ૪. ૧૭)માં પાઠ છે—"जेहिं नारीण संजोगा पूयणा पिट्ठतो कता" તેની ટીકામાં આ. શીલાંક લખે છે—"तथा तत्संगार्थमेव वस्त्रालंकारमाल्यादिभिः आत्मनः 'पूजना' कामविभूषा पृष्ठतः कृता" આગમો૦ પૃ. ૧૦૦; દાલ્હી પૃ. ૬૭

**સૂત્રકૃતાંગ** (૧. ૨. ૨. ૧૬)માં પાઠ છે—"नोऽवि य पूयणपत्थए सिया" તેની ટીકામાં આ. શીલાંક જણાવે છે—"न च उपसर्गसहनद्वारेण पूजा-प्रार्थकः प्रकर्षाभिलाषी स्यात् भवेत् ॥" આગમો૦ પૃ. ૬૫; દીલ્હી પૃ. ૪૪.

**સૂત્રકૃતાંગ** (૧. ૨. ૩. ૧૨)માં પાઠ છે—"निठिवंदेज्ज सिलोग-पूयणं" તેની ટીકામાં આ. શીલાંક લખે છે—"निर्विंद्येत-जुगुप्सयेत् परिहरेत् आत्मश्लाघां स्तुतिरूपां तथा पूजनं वस्त्रादिलाभरूपं परिहरेत्" આગમો૦ પૃ. ૭૩, દીલ્હી પૃ. ૪૯.

**સૂત્રકૃતાંગ** (૧. ૯. ૨૨)માં પાઠ છે—व जा य वंदणपूयणा" તેની ટીકામાં આ. શીલાંક લખે છે—"तथा या च सुरासुराधिपतिचक्रवर्तिबलदेववासुदेवादिभिः वंदना, तथा तैरेव सत्कारपूर्विका वस्त्रादिना पूजना' આગમો૦ પૃ. ૧૮૧–૨, દીલ્હી પૃ. ૧૨૧–૨

સૂત્રકૃતાંગ (૧૫-૧૧)માં પાઠ છે—"वसुमं पूयणासु(स)ते अणासए" તેની ટીકામાં આ. શીલાંક લખે છે—"किं भूतोसौ अनुशासक इत्याह—वसु द्रव्यं, स च मोक्षं प्रति प्रवृत्तस्य संयमः, तद्विद्यते यस्यासौ वसुमान्, पूजनं देवादिकृतमशोकादिकमास्वादयति-उपभुङ्क्त इति पूजनास्वादकः। ननु चाधाकर्मणो देवादिकृतस्य समवसरणादेरुपभोगात् कथमसौ सत्संयमवान् इत्याशङ्क्याह—न विद्यते आशयः पूजाभिप्रायो यस्य असौ अनाशयः, यदि वा द्रव्यतो विद्यमानेऽपि समवसरणादिके भावतोऽनास्वादकोऽसौ, तद्गतगार्ध्याभावात्।" આગમો૦ પૃ. ૨૫૭; દીલ્હી પૃ. ૧૭૨.

## पूयट्ठि

**સમવાયાંગસૂત્ર** (સમવાય ૩૦)માં ત્રીશ મહામોહનીય સ્થાનના વર્ણન પ્રસંગે ૩૪મી ગાથા નીચે પ્રમાણે છે—તેમાં ત્રીશમું સ્થાન છે—

"अपस्समाणो पस्सामि देवे जक्खे य गुज्झगे।

अण्णाणी जिणपूयट्ठी महामोहं पकुव्वइ ॥३४॥ આગમો૦ પૃ. ૫૧; દીલ્હી પૃ. ૩૪.

તેની ટીકામાં આ. અભયદેવ લખે છે—"अपश्यन्नपि यो ब्रूते पश्यामि देवानित्यादिस्वरूपेण, अज्ञानी जिनस्येव पूजा अर्थयते यः स जिनपूजार्थी, गोशालकवत्। स महामोहं प्रकरोतीति—" આગમો૦ પૃ. ૫૫; દીલ્હી પૃ. ૩૭.

## पूयणकाम

સૂત્રકૃતાંગ (૧. ૮. ૧. ૨૯)માં ગાથા છે—

"बालस्स मंदयं बीयं जं च कडं अवजाणइ भुज्जे।

दुगुणं करेई से पावं पूयणकामो विसन्नेसी ॥ २९ ॥"

આ ગાથાની ટીકામાં આ. શીલાંક લખે છે—"किमर्थमपलपति इत्याह—पूजनं-सत्कारपुरस्कारस्तत्कामः—तदभिलाषी, मा मे लोके अवर्णवादः स्यादित्यकार्यं प्रच्छादयति—" આગમો૦ પૃ. ૧૧૪; દીલ્હી પૃ. ૭૬

## पूयणट्ठि

સૂત્રકૃતાંગ (૧. ૧૦. ૨૩)માં ગાથા છે—

"सुद्धे सिया जाए न दूसएज्जा अमुच्छिए ण य अज्झोववन्ने।

धितिमं विमुक्के ण य पूयणट्ठी, न सिलोगगामी य परिव्वएज्जा ॥२३॥

તેની ટીકામાં આ. શીલાંક લખે છે—"तथा संयमे धृतिर्यस्यासौ धृतिमान्, तथा स बाह्याभ्यन्तरेण ग्रन्थेन विमुक्तः, तथा पूजनं वस्त्रपात्रादिना, तेनार्थः पूजनार्थः, स विद्यते यस्यासौ पूजनार्थी, तदेवंभूतो न भवेत्। तथा श्लोकः—

श्लाघा कीर्तिस्तद्गामी न तदभिलाषुकः परिव्रजेदिति।

कीर्त्यर्थी न काञ्चनक्रियां कुर्यादित्यर्थः॥" આગમો૦ પૃ. ૧૯૫; દીલ્હી પૃ. ૧૩૦.

સ્પષ્ટ છે કે અંગ આગમોમાં પૂજા શબ્દનો મુખ્ય અર્થ પૂજ્યનાં અંગોની પૂજા—એવો નથી પણ પૂજ્યને આવશ્યક એવી વસ્તુનું સમર્પણ એ છે. એટલે પૂજા અને દાનમાં શો ભેદ—એ પણ અહીં વિચારણીય છે. પૂજા પૂજ્ય પાસે જઈ વસ્તુનું અર્પણ એ છે, જ્યારે પૂજ્ય પોતે દાતા પાસે જઈ લે તે દાન છે. આમ પૂજા અને દાનમાં ભેદ પાડી શકાય છે. પૂજા શબ્દને બદલે અર્ચા શબ્દનો પ્રયોગ જ્ઞાતાધર્મકથામાં દ્રૌપદીની કથામાં થયેલો છે, સમગ્ર અંગ આગમોમાં આ એક જ ઉલ્લેખ જિન પ્રતિમાની ચર્ચા વિષે છે. તે પણ અહીં નોંધવું જોઈએ. પાઠ છે—"जिणपडिमाणं अच्चणं करेइ"—નાયા૦ ૧. ૧૬. ૭૫૮ (જૈન વિશ્વભારતી, લાડનૂંની આવૃત્તિ.) આગમોદય સમિતિની નાયાધમ્મકહા મૂળમાં લાંબો પાઠ છે પણ ટીકામાં જણાવ્યું છે કે ઉપર પ્રમાણે સંક્ષિપ્ત પાઠ પણ મળે છે.

# આગમગચ્છીય આ. જિનપ્રભસૂરિ કૃત સર્વ-ચૈત્ય-પરિપાટી-સ્વાધ્યાય

સંપા. રમણીક મ. શાહ

પ્રાચીન ગૂર્જર ભાષામાં ઉપલબ્ધ ચૈત્ય-પરિપાટી રચનાઓમાં કદાચ આદ્ય રચના કહી શકાય તેવી આ કૃતિ અહીં પ્રથમ વાર પ્રકાશિત થાય છે.

મધ્યકાળમાં રચાયેલી આવી અનેક કૃતિઓની જેમ આમાં કવિનો હેતુ કોઈ એક તીર્થની જ પરિપાટી આપવાનો નથી, પણ અનેક પરંપરામાન્ય પૌરાણિક, અર્ધ ઐતિહાસિક અને કેટલાંક ઐતિહાસિક તીર્થસ્થળોનું માહાત્મ્ય દર્શાવી, શ્રદ્ધાળુ શ્રાવકોના નિત્ય-સ્મરણ માટે 'સજ્ઝાય' (સ્વાધ્યાય) રચવાનો છે. કર્તાએ આપેલ નામ પણ તેમ જ સૂચવે છે.

આગમ-ગચ્છીય આચાર્ય જિનપ્રભસૂરિ વિરચિત આ ચૈત્ય-પરિપાટી પાટણના ખેતરવસહી જૈન જ્ઞાનભંડારની એક તાડપત્રીય પ્રત પરથી સંપાદિત કરેલ છે. એનો ક્રમાંક ૧૨ (નવો ૬) છે. અને તેમાં ૩૫ × ૫ સે. મી. કદનાં ૨૬૪ પત્રોમાં નાનીમોટી કુલ ૫૪ કૃતિઓ લખાયેલ મળે છે. પ્રસ્તુત કૃતિ પત્ર ૨૧૨/૧ થી ૨૧૪/૨ સુધીમાં આવેલ છે. પ્રતિ પ્રાયઃ શુદ્ધ છે. આ જ પ્રતિમાં કર્તાની અન્ય ત્રીસેક લઘુ રચનાઓ સંગ્રહાઈ છે. લિપિ પરથી પ્રતિ ચૌદમી સદીની શરૂઆતની હોવાનું અનુમાની શકાય છે.

આ. જિનપ્રભસૂરિની અન્ય ત્રણ કૃતિઓમાં રચના-વર્ષ મળે છે,[1] યથા —

૧. મયણરેહા-સંધિ વિ. સં. ૧૨૯૭ (ઈ. સ. ૧૨૪૧)

૨. વયરસામિ-ચરિઉ વિ. સં. ૧૩૧૬ (ઈ. સ. ૧૨૬૦)

૩. નમયાસુંદરિ-સંધિ વિ. સં. ૧૩૨૮ (ઈ. સ. ૧૨૭૨)

આ પરથી તેમના કવનકાળનો અંદાજ સ્પષ્ટપણે આવી જાય છે. પ્રસ્તુત ચૈત્ય-પરિપાટી કર્તાની પ્રારંભિક રચના હોય તેમ તેની સરળ ભાષા અને તેમાં નિરૂપિત સામાન્ય વિષય પરથી માની શકાય.

આ. જિનપ્રભસૂરિ આગમિક-ગચ્છના દેવપ્રભસૂરિના શિષ્ય હતા અને તેમણે ઉત્તરકાલીન અપભ્રંશ કે પ્રાચીન ગૂર્જર ભાષામાં અનેક નાની નાની પદ્યકૃતિઓ રચી છે — આથી વધારે કોઈ વિગત તેમના વિશે મળતી નથી.

ચૈત્ય-પરિપાટીનો વિષય સામાન્યતયા જ્યાં જ્યાં જિનચૈત્ય હોય તે તે સ્થળના વર્ણન સાથે વંદન-વિધિ આપવાનો હોય છે. અહીં પણ એ જ રીતે કવિ પરંપરાગત અનેક શાશ્વત-અશાશ્વત ચૈત્યો ગણાવી તે બધાને વંદન કરી કૃતાર્થ થવાનો ઉપદેશ આપે છે.

પ્રથમ જિનધર્મનો અને જિનવરોનો જય વાંછી, દુર્લભ મનુષ્ય-જન્મ અને તેમાંય જિનધર્મ પ્રાપ્ત કરનાર ભવ્ય આત્માઓને ઉદ્દેશી, સર્વવિરતિ — સંપૂર્ણ મુનિધર્મ — ન પાળી શકાય તો દેશવિરતિ એટલે કે આંશિક ધર્મ — શ્રાવક ધર્મ — પાળવાનો, જિનપૂજા કરવાનો અને સુપાત્રે દાન કરવાનો બોધ આપે છે. (૧-૬)

બાદ ભવનપતિ, વ્યંતર-જ્યોતિષ, ઊર્ધ્વલોક, મેરુ પર્વત, ગજદંત, વર્ષધર, વૈતાઢ્ય, વક્ષસ્કાર,

---

૧. આમાંની પ્રથમ અને તૃતીય કૃતિના આદિ-અંત માટે જુઓ — 'અપભ્રંશ સંધિ કાવ્યો' — સંબોધિ, વર્ષ ૨,-અંક-૨, દ્વિતીય કૃતિ હજુ અપ્રકાશિત છે આચાર્ય જિનપ્રભસૂરિ અને તેમની કૃતિઓનો સામાન્ય પરિચય ઉપરોક્ત લેખમાં આ સંપાદકે આપેલ છે.

કુરુતર, માનુષોત્તર, કુંડલ, રુચક, તથા નંદીશ્વર એ આગમોક્ત સ્થળોએ રહેલા શાશ્વત જિનચૈત્યોની સંખ્યા આપી, ભાવપૂર્વક વંદન કરવા કહે છે. (૭ ૧૨)

પછી તિર્યક્લોકના અશાશ્વત–શાશ્વત જિનગૃહો તથા રથનૂપુર જેવા વિદ્યાધરનગર અને મહાવિદેહ ક્ષેત્રના ક્ષેમ (ક્ષેમા) આદિ પુરોના દેવગૃહો ગણાવે છે. (૧૩–૧૪)

ત્યાર બાદ ભરત અને ઐરાવત ક્ષેત્રોના તીર્થો, કે જ્યાં તીર્થંકરોનાં કલ્યાણક-સ્થળો આવેલાં છે અને જેમાં ભરત વગેરે રાજેશ્વરોએ તીર્થંકરોના વર્ણ-પ્રમાણ મુજબ કનકમય બિંબો રચાવ્યાં છે, એની નોંધ આપે છે:

અષ્ટાપદ, સમ્મેત (સમ્મેત શિખર), રૈવતગિરિ (ગિરનાર), અયોધ્યાપુરિ, ગજપુરિ (હસ્તિનાપુર), કંપિલ્લ (કામ્પિલ્ય), ધર્મચક્ર (તક્ષશિલા), શૌરીપુર, વારાણસી, સોપારક, ભૃગુકચ્છ, વિમલગિરિ (શત્રુંજય), વૈભારગિરિ (રાજગૃહી), તામ્રલિપ્તિ (તામલુક), ઉજ્જૈન, ચંપા, મિથિલા, કુંડગ્રામ (વીરજન્મસ્થાન), શ્રાવસ્તિ, મથુરા, અર્બુદ, સત્યપુર (સાંચોર), ખંભાત, મોઢેરા અને અણહિલવાડ. (૧૫–૧૯)

અંતે કવિ કહે છે કે આ અનેક શાશ્વત–અશાશ્વત ચૈત્યો, જેમાં ઋષભાદિકની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત છે — તેમને પ્રણામ કરનારનો દિવસ સફળ છે. વીશ વિહરમાન જિનોનાં પ્રત્યક્ષ દર્શન નિત્ય કરનારા પુણ્યશાળીઓ કૃતકૃત્ય છે. દ્વાદશાંગી રચનાર ગણધરો અને જિનવરોના પરિવાર પણ ધન્ય છે. ચોવીશમા તીર્થંકર વર્ધમાન તથા જેના પ્રભાવે જિનધર્મ નિર્વિઘ્ન છે તે ચતુર્વિધ સંઘ આનંદ પામો. દ્રવ્ય (બાહ્યોપચાર) કે ભાવ (અંતઃકરણ)થી જે આ ચૈત્યોની સ્તુતિ કરે છે તેનાં અનંત ભવોનાં દુઃખ નાશ પામે છે અને સઘળા ઉપસર્ગો દૂર થઈ તત્કાળ સ્વર્ગ અને અપવર્ગનાં સુખ મળે છે. (૨૦–૨૪)

અંતિમ કડીના ત્રીજા ચરણમાં કવિએ શ્લેષપૂર્વક પોતાનું નામ જિનપ્રભ (**जिणपह**) ગૂંથી લીધેલું જોઈ શકાય છે.

સરળ અને પ્રવાહી ઉત્તરકાલીન અપભ્રંશ ભાષાની આ પદ્યરચનાને પ્રાન્તે કવિએ કે પછી લિપિકારે કરેલ નોંધ સજ્ઝાય (સ્વાધ્યાય) નામ આપે છે, અને રાસરૂપે સમૂહમાં ગાઈ શકાય તેવી તથા બોલી (બોલ્લિકા) રૂપે શાંત એકાંતમાં ઉચ્ચરી શકાય તેવી છે એમ કહી તેની ગેયતા તરફ નિર્દેશ કરે છે.

પ્રથમ કડીનો છંદ પ્રસિદ્ધ આર્યા છંદ છે — પ્રથમાર્ધ ૩૦ માત્રા (૭ ચતુષ્કલ + –) અને દ્વિતીયાર્ધ ૨૭ માત્રા (૫ ચતુષ્કલ + ⏑ + ૧ ચતુષ્કલ + –), બાકીની બધી કડીઓ ૪ + ૪ + ૪ + – ⏑ કે ૬ + ૬ + – ⏑ એવી ગણ વ્યવસ્થા ધરાવતા, પંદર માત્રાના પ્રત્યેક ચરણવાળા ચોપાઈ છંદમાં છે.

आगमगच्छीय जिनप्रभसूरि विरचित

## सर्व–चैत्य–परिपाटि–स्वाध्याय

जयइ जयइ जिण-धम्मो विनेय-रम्मो पणासिय-कुहम्मो ।
उवसम-पुर-पायारो पयडिय-नाणाइ-आयारो ॥१॥
तं जयइ जगि सिरि-जिणवर-विंद,
जसु पय पणमइ सयल सुरिंद ।
परिवज्जिय-सावज्जारंभ,
नरयकूव-निवडंतहं खंभ ॥२॥
तं दुल्लहु लहिउ सु माणुस-जम्मु,
तह वि कह वि सिरि-जिणवर-धम्मु ।
तत्थ वि बोहि-बीउ पुण रम्मु,
जं निहणइ दुट्ठऽट्ठ वि कम्मु ॥३॥
तं मुत्तु कुमय कुबोहु कुग्गाहु,
किं अणुसरहु न जिनवर-नाहु ।
तसु विणु जीवु सयावि अणाहु,
समय विसमय कसायह दाहु ॥४॥
ता भो भविय(या) भावउ भव-भावु,
(पुण) दुलहउ सामग्गी-सब्भावु ।
सव्व-विरइ जइ करण न जाइ,
देस-विरइ तो धामिउ ठाइ ॥५॥
जइ बाहिर-पावह परिहारु,
तोइ सारु संसारु असारु ।
पूअह जिणवरु भाविहिं भत्ति,
देयह दाणु सुपत्तहं सत्ति ॥६॥
तं मोह-चरड नीधाडिय धाडि,
तउ करहु चेइय-परिवाडि ।
भवणवई ठिय वंदह दक्ख,
सत्त-कोडि बाहत्तरि लक्ख ॥७॥
तं विंतर-जोइस-माझि असंख,
उड्ढ-लोइ चउरासी लक्ख ।
सत्ताणउइ सहसा तह तत्थ,
तेवीसाहिय रयण पसत्थ ॥८॥
मेरुसु पंचासी जिण-गेह,
भवियहु पणमहु विहिय सिणेह ।
गयदंतेसु चेइय वीस,
पव्वय वासहरेसु तीस ॥९॥

सत्तरिसउ वेयड्ढ-नगेसु,
जहिं न लहइ नीपुन्न पवेसो ॥१०[1]
तं वक्खारेसु असीई जिणवर,
नाणाविह रयणेहिं मणोहर ।
नउइ य जिणहर कुरुतरु हुंति,
नरउत्तर-नगि चियारि न भंति ॥११॥
कुंडल-रुयगिसु चियारि चियारि,
नंदीसर-वरि वीस विचारि ।
एगारुत्तर पंचसयाइं;
भाविहिं वंदउ सव्वि वि ताइं ॥१२॥
अट्ठ कोडि छप्पन्न य लक्ख,
सत्ताणुइ सहसा इव पक्ख ।
पंचसयइं चउतीसइं अहिय,
सासय चेइय एत्तिय कहिय ॥१३॥
तिरिय-लोइ पुण संखाईय,
सव्वे वि य जिण-सासण-विहिय ।
जाणि असासय सासय गेह,
विहि-विहियाइं नीसंदेह ॥१४॥
रहनूपुर-नयराइय रम्म,
वेयड्ढे विज्जाहर-गम्म ।
महाविदेहे देवहराइं,
खेमाइसु नगराइसु जाइं ॥१५॥
तं भरहेरवए खित्ति जि तित्थ,
जम्माइय कल्लाण पसत्थ ।
भरह निवाइय कारियाइं,
वन्न-पमाणिहिं कणयमयाइं ॥१६॥
सिरि- अट्ठावयगिरि-सम्मेय-
रेवयगिरि-पमुहाइं अणेय ।
अवज्झाउरि गयपुरि कंपिल्लि,
धम्मचक्कि रयणमय महल्लि ॥१७॥
सोरियपुरि वाणारसि रम्मि,
सोपारइ भरुअच्छि पुरम्मि ।
विमलगिरी-वेभारगिरिम्मि,
तामलित्ति-उज्जेणी-रम्मि ॥१८॥

---

૧. પ્રતમાં આ કડીના અંતે ૯ નો અંક છે અને અપૂર્ણ છે.

चंपा-महिलानगर पुरम्मि,
कुंडगामि जिण-जम्मण-रम्मि ।
सावत्थी-महुरापुरि जाइं
कणय रयण-मणि-मणोहराइं ॥१९॥
अब्बुअ-सिरि सच्चउर-वरम्मि,
थंभणपुर-मोढेरपुरम्मि ।
अणहिलवाडय-वर-नयरम्मि,
सोहइं सुंदर-देवहरम्मि ॥२०॥
तं असासय-सासय-चेइयाइं,
रिसहाइय-पडिम-पइट्ठियाइं ।
गामागर-पुर-नयरीईसु,
जे पणमइं तहँ सहलउ दीसु ॥२१॥
तं विहरइं संपइ वीस जिणिंद
लोआलोअ-पयास-दिणिंद ।
धन्न पुन्न जे पिच्छइ निच्चु,
ताण जम्मु जीविउ कयकिच्चु ॥२२॥
गणहर-सेणी सयल वि चंग,
जेहिं विरइय बारस अंग ।
सिरि-जिणवर-परिवारु वि धन्नु,
मोक्ख-मग्गु पडिपुन्नु पवन्नु ॥२३॥
तं नंदउ चउवीसमउ जिणिंदु,
वद्धमाण-पहु भुवणाणंदु ।
नंदउ चउविह-संघु अणग्घु,
जसु पहावि जिण-धम्मु अविग्घु ॥२४॥
दव्व-थउ भाव-थउ जि कुणंति,
ते अणंतु भव-दुहु निहणंति ।
सिरि-जिण-पहणिय-सयलुवसग्ग,
ते लहु लहिसइं सग्गऽपवग्ग ॥२५॥[1]

---

१. અંતઃ-इति सर्व-चैत्य-परिपाटि-स्वाध्यायो रासेन दीयते, चोल्लिका भण्यते समाप्तिना ।

# જ્ઞાનચંદ્રકૃત સંસ્કૃતભાષા-નિબદ્ધ "શ્રીરૈવતતીર્થ સ્તોત્ર"

## (સ્વ.) અગરચંદ નાહટા અને મધુસૂદન ઢાંકી

(સ્વ.) પં. બેચરદાસ દોશી જૈન મહાતીર્થ ઉજ્જયન્તગિરિ વિષયક પુરાણી જૈન તીર્થમાહાત્મક સાહિત્ય રચનાઓ પ્રકાશિત કરવાની પહેલ કરવામાં એક હતા. એમણે તપાગચ્છીય રત્નશેખરસૂરિ-શિષ્ય હેમહંસસૂરિની જૂની ગુજરાતીમાં રચાયેલ બહુમૂલ્ય કૃતિ — "ગિરનાર ચૈત્ર પ્રવાડી" (આ. વિ. સં. ૧૫૧૫ ઇ.સ. ૧૪૫૯) — **પુરાતત્ત્વ** અંક ૩ (ચૈત્ર ૧૯૭૯, પૃ. ૨૯૧-૩૨૨ ક)માં પ્રકાશિત કરેલી. એમનાથી એક વર્ષ પૂર્વે વિજયધર્મસૂરિ દ્વારા એક બીજા તપાગચ્છીય મુનિ — રત્નસિંહસૂરિ શિષ્ય — દ્વારા "ગિરનાર તીર્થમાલા" એમના ઐતિહાસિક દૃષ્ટિએ અત્યંત ઉપયુક્ત **પ્રાચીન તીર્થમાલા સંગ્રહ** (ભાવનગર સં.૧૯૭૮/ઈ. સ. ૧૯૨૨)માં પ્રગટ કરેલી. (પૃ. ૩૩-૩૭.) (સ્વ.) પં. દોશી આમ આ ક્ષેત્રમાં બે અગ્રચારિઓમાંના એક હોઈ, તેમ જ હેમહંસસૂરિની ચૈત્યપરિપાટીના આધારે તેમણે ગિરનાર તીર્થ સમ્બન્ધે જે ગવેષણા કરી છે તે એ વિષય અનુલક્ષીને સૌ પ્રથમ જ હોઈ, ઉજ્જયન્ત-તીર્થ વિશે છેલ્લાં કેટલાંક વર્ષો દરમ્યાન પ્રાપ્ત થયેલી (પણ અદ્યાવધિ અપ્રકાશિત) સંસ્કૃત અને જૂની ગુજરાતીમાં રચાયેલી કેટલીક કૃતિઓ અહીં એમને સ્મરણાંજલિ રૂપે પ્રસ્તુત થઈ રહી છે.

અહીં રજૂ થઈ રહેલી કૃતિઓમાં સૌથી પુરાણી કૃતિ જ્ઞાનચંદ્રની છે. વસન્તતિલકા છન્દમાં નિબદ્ધ આ સંસ્કૃત ષોડશિકાને સંગ્રહકારે (વા લિપિકારે) "ગિરનાર ચૈત્ય-પરિપાટી સ્તવન" એવું શીર્ષક આપ્યું છે, જે કૃતિની અંદરની વસ્તુને લક્ષમાં રાખીને અપાયું હોય તેમ લાગે છે; પણ મૂળ કર્તાને તો "ઉજ્જયન્તગિરિતીર્થસ્તોત્ર" વા "રૈવતગિરિતીર્થ-સ્તોત્ર" અભિપ્રેત હોય તેમ લાગે છે. પ્રાન્ત પદ્યમાં રચયિતાએ પોતાનું "જ્ઞાનેન્દુ" અભિધાન પ્રકટ કરેલું છે; પણ પોતાના ગચ્છ કે પરંપરા વિશે કંઈ જણાવ્યું નથી. સ્તોત્રમાં મંત્રીશ્વર વસ્તુપાલ અને મંત્રીબન્ધુ તેજપાલે ગિરિ પર નિર્માણ કરાવેલ કલ્પોનો ઉલ્લેખ હોઈ કર્તા ઈ. સ. ૧૨૩૨-૧૨૩૪ બાદ જ લખી રહ્યા હોવાનું સુનિશ્ચિત છે.

પણ બે જ્ઞાનચંદ્ર જાણમાં છે: એક તો રાજગચ્છીય વાદીન્દ્ર ધર્મઘોષસૂરિની પરંપરામાં થઈ ગયેલા અમરપ્રભસૂરિના શિષ્ય, જેમણે સં. ૧૩૭૮-ઈ. સ. ૧૩૨૨માં અર્બુદગિરિ પર દેલવાડાની વિશ્વવિખ્યાત વિમલવસહીમાં ભંગ પશ્ચાત્ પુનઃપ્રતિષ્ઠા કરેલી.[1] બીજા તે પૌર્ણમિક ગુણચન્દ્રસૂરિ-શિષ્ય, જેમણે હર્ષપુરીયગચ્છના રાજશેખરસૂરિની રત્નાવતારિકા પર પ્રસ્તુત સૂરિના અનુરોધથી ટીપ્પન રચેલું.[2] આ બીજા પં. જ્ઞાનચન્દ્રનો સમય આથી ઇસવીસનના ૧૪મા શતકના મધ્યમાં પડે છે,[3] અને એ કારણસર તેઓ રાજગચ્છીય જ્ઞાનચન્દ્રથી એક પેઢી પાછળ થયેલા. આમ નજીકના સમયમાં થઈ ગયેલા આ બે જ્ઞાનચન્દ્રોમાંથી સાંપ્રત સ્તોત્ર કોની રચના હશે તે વિશે આમ તો નિર્ણય કરવો કઠણ છે, પણ દેલવાડાની સં. ૧૩૭૮ની વિમલવસહી પ્રશસ્તિમાં વચ્ચે વચ્ચે પ્રયોજિત વસન્તતિલકા પદ્યોના છન્દોલય તેમ જ શૈલી-પરાગને ધ્યાનમાં રાખતાં ચર્ચા હેઠળનું રૈવતગિરિ-સ્તોત્ર આ રાજગચ્છીય જ્ઞાનચન્દ્રની, અને એથી ઈ. સ. ૧૩૨૦-૧૩૨૫ના અરસાની રચના હોઈ શકે.

કૃતિનું સંપ્રતિ સંપાદન પ્રથમ સંપાદકે ઘણાં વર્ષો પહેલાં એક જૂની પ્રત પરથી ઉતારી લીધેલ પાના પરથી કર્યું છે. પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા એવં સંસ્કૃત ભાષા-વિશારદ શ્રીકૃષ્ણદેવે એને લક્ષપૂર્વક તપાસી લિપિકારે દાખલ કરેલા અક્ષર અને વ્યાકરણ દોષને નિવાર્યા છે અને કોઈક કોઈક સ્થળે અક્ષર ઊડી જવાથી થયેલ છન્દોભંગ દૂર કર્યો છે.

સ્તોત્ર ઉજ્જયન્ત મહાતીર્થ અનુલક્ષિત હોઈ તેમાં સ્વાભાવિક જ તીર્થનાયક જિન અરિષ્ટનેમિને પ્રધાનતા અપાઈ છે; એમનો તથા રૈવતગિરિનો મહિમા પ્રારંભનાં પાંચ પદ્યોમાં કહ્યો છે. તે પછી વાગ્ભટ્ટમંત્રી કારિત, ગિરનાર પર ચઢવાની પદ્યા (પાજા) વિશે આલંકારિક કહી, ક્રમશઃ ગિરિસ્થિત અર્ચનીય સ્થાનોનો ઉલ્લેખ કર્યો છે. જેમાં (કાશ્મીરના) શ્રેષ્ઠી રત્ન તથા મદન દ્વારા (અમ્બિકાના પ્રસાદથી) મળેલ નૂતન બિંબની પ્રતિષ્ઠા (ઈ. સ. ૯૩૪), તથા સજ્જન મંત્રી દ્વારા પુનરુધ્ધારિત (ઈ. સ. ૧૧૨૯) નેમિનાથના પુરાણપ્રસિદ્ધ મૂળ મંદિર અતિરિક્ત (મંત્રી તેજપાલકારિત) "કલ્યાણત્રય" જિનાલય (આ. ઈ. સ. ૧૨૩૪), (દેપાલ મંત્રી કારિત) દેવેન્દ્ર મણ્ડપ (ઈ. સ. ૧૨૩૨) અને સમીપવર્તી રહેલ પુનિત પ્રાચીન ગજેન્દ્રપાદકુણ્ડ, સચિવેશ્વર વસ્તુપાલે કરાવેલ સમ્મેતશૈલ અને અષ્ટાપદની રચના સહિતનો આદિનાથનો "વસ્તુપાલ વિહાર" (ઈ.સ. ૧૨૩૨), રાજીમતિની ગુફા, અમ્બાશિખરસ્થિત ગિરનાર–અધિષ્ઠાત્રી યક્ષી અમ્બિકા, અને અમ્બાશિખર પછીનાં અવલોકનાદિ શિખરો, સહસ્રસહકારવન (સહસ્રામ્રવન, સેસાવન), તેમ જ લાખારામ એમ તે સ્થાનોમાં પ્રતિષ્ઠિત નેમિજિનની ચરણ–પાદુકાઓને વંદના દઈ, સ્તોત્રની સમાપ્તિ કરી છે.

સ્તોત્રકારને આ રચના બે અનિવાર્ય મર્યાદાઓ વચ્ચે રહીને કરવી પડી છે. એમનું ધ્યેય એને ચૈત્યપરિપાટી રૂપે રજૂ કરવાનું હોઈ તેમાં પૌરાણિક–ઐતિહાસિક વ્યક્તિઓનાં, તેમ જ તીર્થાશ્રિત મન્દિરાદિ રચનાઓનાં વિશેષ નામો છોડી શકાય તેમ નહોતું. વસ્તુતયા તેની પ્રધાનતા રહે છે. બીજી બાજુ તેઓ મધ્યયુગના મુખ્ય ભાગની સમાપ્તિ પશ્ચાત્ થયા છે. આથી એમનું કવિતા-સામર્થ્ય અને ભાષાનું આભિજાત્ય અગાઉના કર્તાઓ જેવું હોવાનો સંભવ ઓછો છે; અને છતાંય જ્ઞાનચન્દ્ર આ બંને મર્યાદાઓ પાર કરી સ્તોત્રને એક સફળ સર્જન રૂપે ઘડી શક્યા છે. સાધારણતયા કવિતામાં વિવિધ વર્ણયુક્ત વિશેષનામોની ઉપસ્થિતિ એના આકારને અનુષ્ઠુ બનાવે છે; અને પશ્ચાત્ કાળની કૃતિઓમાં સામાન્યતઃ ગિરાવૈભવ અને કલ્પકતાનો સાવ અભાવ નહીં તોયે એકંદર સંગુમ્ફનમાં ઘણી વાર અદોદરાપણું વરતાય છે; જ્યારે અહીં તો સારુંયે સ્તોત્ર સુલલિત પદાવલિથી સુશૃંખલ બની ઋજુગતિએ વહેતું લાગે છે; ને સાથે જ પદોમાં ચાતુરી અને સુરુચિ સમતોલ પ્રમાણમાં વણાયેલાં દેખાય છે; તો બીજી બાજુ અલંકારોનો અકારણ પ્રયોગ, વસ્તુ–નિરૂપણમાં વૃથા વિસ્તાર કે હોશિયારીનાં પ્રદર્શનથી મુક્ત રહ્યાં છે. સમગ્ર રચના આથી અર્થપૂર્ણ બનવા ઉપરાંત સુચારુ, ભાવવાહી, સુઘટિત અને વ્યવસ્થિત બની શકી છે. આટલા ગુણો ધરાવતી હોવા છતાં એને અસાધારણ રચના તો કહી શકાય નહીં; તોપણ તે સરસ અને કર્ણપેશલ જરૂર બની છે.

ચૌદમા શતકમાં થયેલા કવિ જ્ઞાનચન્દ્રની કાવ્યસૂઝ અને આવડત વિશે પ્રસ્તુત સ્તોત્રથી સહેજે જ ઊંચો ખયાલ બંધાય છે; અને તેમની આ કાવ્યકૃતિ ઉત્તર મધ્યકાળના પ્રારંભની ઉત્તમ જૈન સ્તોત્રાત્મક રચનાઓમાં સ્થાન લઈ શકે તેમ છે.

## પાદટીપો

૧. મુનિરાજ શ્રી જયન્તવિજયજી, **શ્રી અર્બુદ-પ્રાચીન-જૈન-લેખસંદોહ**, (આબૂ–ભાગ બીજો), શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, પુ.૪૦, ઉજ્જૈન વિ. સં. ૧૯૯૪/ઈ.સ. ૧૯૩૮, લેખાંક ૧, પૃ. ૭.

૨. મોહનલાલ દલીચંદ દેશાઈ, **જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ**, મુંબઈ ૧૯૩૨, કંડિકા ૬૪૨, પૃ. ૪૩૭.

૩. રાજશેખર સૂરિના પ્રબન્ધકોશની મિતિ સં. ૧૪૦૫/ઈ. સ. ૧૩૪૯ છે; અને તેમણે મુનિભદ્રનું સંશોધન સં. ૧૪૧૦/ઈ. સ. ૧૩૫૪માં કર્યું છે. (દેશાઈ એજન). આથી પૌર્ણિમાગચ્છના સમકાલિક જ્ઞાનચન્દ્રનો પણ એ જ સરાસરી સમય ગણાય.

## श्रीरैवतगिरितीर्थ-स्तोत्रम्

सौराष्ट्र-राष्ट्र-वसुधा-वनिता-किरीट-
कल्पोज्जयन्तगिरि-मौलि-मणीयमानं ।
नेमीश्वरं जिनवरं प्रयतः प्रणौमि
सौभाग्य-सौरभ-सुभावित-विश्वविश्वम् ॥१॥

स्वामिन् स्मर प्रसरथ स्मरकान्धकार
प्रत्यूष भास्कर सुरासुर-सेव्यपादः ।
श्रीरैवताचल सदोदित विश्वदीप-
ज्जयोतिर्मय प्रशमयामयमंतरं नः ॥२॥

दुःकर्मशर्मभिदुरं गलितं ममाद्य
प्रोद्यन्मनोरथ-तरुः फलितश्च सद्यः ।
मानुष्य-जन्मदुरवाप्यमभूत्कृतार्थं
यल्लाघवी क्षणपथं त्वमुपागतोसि ॥३॥

श्रीनेमि-निष्क्रमण-केवल-मोक्षरूप
कल्याण[क]त्रय-पवित्रित-भूमिभागं ।
तीर्थाधिराजमभिषिंचतियत्तडित्वात्
तत्सर्पि गर्जित महोर्जित तूर्यरायः ॥४॥

राजीमती बल सनातन सौख्यलक्ष्मी
सांगल्य गौरवमहो! गभिता जितेश ।
विश्वत्रयी प्रभवता भवता तथापि
त्यक्ते त्यजायत मुधैव जनः प्रघोषः ॥५॥

पद्यामीवाद्य दलिती किल सिद्धिसौध
सोपान-पद्धतिमिवेहसदाधिरोहन् ।
भव्यो जनः स्मरति वाग्भटदेवमंत्रि
राजन्य नेमि जिन यात्रक धर्मबन्धोः ॥६॥

आतीय कांचनबलानक तोऽम्बिकाया-
स्तोष्येन रत्नमयबिंबमनर्घ्यमेतत् ।
रत्नः पुरोहित निवेशितमुद्धधार
तीर्थं भवाब्धि-पतयालुमिवजीवम् ॥७॥

चैत्यं चिरंतनमिदंमदनोद्धधार
श्रीसज्जनः सुकृतसज्जनसज्जधर्यः ।
सौवर्ण-कुंभ-मणि-तोरण-रत्नदीप
यद्रैवताद्रि-कटके पटकायतीव ॥८॥

रत्नानि तान्यपि चतुर्दश यत्पुरस्ता-
न्नूनंजराचूणमुल्लपति न स्पृशंति ।
विश्वैकरत्न भवता तवतात्मजेन
मन्ये समुद्रविजयेन जितः समुद्रः ॥९॥

माहात्म्यस्य भणितुं भुवनातिशायि
श्रीरैवतस्य न तु वागधिपः किमीशः ।
नेमीश्वरस्य विजिनांतर वैरिणोपि
प्रेयानभूत् समवसृत्यणुबंधतो यः ॥१०॥

कल्याणकत्रयजिनालय भूत्रयेपि
नेमिं नमामिं चतुराननमंजनाभं ।
देवेन्द्रमण्डप जिनानथ दिव्य कुण्डं
दौर्गत्यतापमलहारि गजेन्द्रपादं ॥११॥

शत्रुञ्जयाभिध गिरीश कृतावतारं
श्रीवस्तुपालसचिवेशविहारसारं ।
सम्मेतचैत्य भवनेन युगादिदेव-
मष्टापदेन च निविष्टमहं नमामि ॥१२॥

राजीमती किल स निर्झर कन्दराया-
मश्रूणि नेमि-विरहादि-वशो चयन्ती ।
अम्बेव यात्रकजने दुरितापहन्त्री
दिव्यांबका जयति कामित-कामधेनु ॥१३॥

वंदेऽवलोकशिखरे नमरिष्टनेमि
वैषम्यमाक् शिखरशेखरतामितौ तौ ।
प्रद्युम्न शाम्ब मुनिकेवलिनो दिशंता
वुच्चैर्महोदयपदं तु यथा तथेति ॥१४॥

श्रीमान् सहस्रसहकारवनेन लक्षा-
-रामेण नेमिपदपंकज-पावितेन ।
तीर्थात्मकः शुचिरयां क्षितिभृत्समन्तात्
जीयान्निशास्वपि सदोषधिदीपदीप्तः ॥१५॥

ज्ञानेन्दु रुग्विदित वेद्यसुरेन्द्र वन्द्य
विश्वाभिनंद्य यदुनंदन सम्मदेन ।
स्तोत्रं पठन्निदमनन्यमनाः सुतीर्थ-
यात्राफलं शुभमतिर्लभते स्थितोऽपि ॥१६॥

इति श्रीगिरनारचैत्यपरिपाटीस्तवनम् विहितं श्रीज्ञानचंद्रसूरिभिः ॥

# શ્રીવિજયચંદ્રસૂરિવિરચિત
## "શ્રીરૈવતાચલ ચૈત્યપરિપાટી સ્તવન"
### સં. પં. બાબુભાઈ સવચંદ શાહ

શ્રી વિજયચન્દ્રસૂરિ વિરચિત પ્રસ્તુત રૈવતાચલચૈત્યપરિપાટી સંસ્કૃત ભાષામાં અને રોચક શૈલીમાં રચાયેલ છે. તેમાં ઉજ્જયન્તગિરિ, જિન નેમિનાથનાં ત્યાં થયેલાં કલ્યાણકો, તેમ જ અંબિકાદેવી અને શાંબ-પ્રદ્યુમ્નશિખર આદિ ગિરિસ્થ તીર્થો ૨૧ પદ્યોમાં વર્ણિત છે. ૨૦ પદ્યો વસંતતિલકામાં નિબદ્ધ છે જ્યારે આખરી પદ્યમાં છન્દોભેદ બતાવવા સ્રગ્ધરાનો પ્રયોગ કર્યો છે.

સાંપ્રત કૃતિનું સંપાદન લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર (અમદાવાદ)ના જ્ઞાનભંડારમાં રહેલ પ્રતિ નંબર ૨૮૪૧/૭ ઉપરથી કરવામાં આવેલ છે. પ્રતિનું પરિમાણ ૨૬.૫ × ૧૧.૫ સેન્ટીમીટર છે. પ્રતિનો લેખન સમય વિક્રમ સંવ૧ ૧૪૭૩/ઈ. સ. ૧૪૧૭ છે. સુવાચ્ય અક્ષરે લખાયેલી આ પ્રતિ પ્રાયઃ શુદ્ધ છે. પાઠતુલના અર્થે આ જ ભંડારની બીજી ૮૬૦૧ નંબરની પ્રતિનો ઉપયોગ કર્યો છે, જેનું પરિમાણ ૨૪ × ૯.૯ સેન્ટીમીટર છે અને લીપી-સમય વિક્રમનો સોળમો સૈકો છે.

પ્રથમ પ્રતિ વિ. સં. ૧૪૭૩ (ઈ. સ. ૧૪૧૭)માં લખાયેલી હોઈ આ રચના તે વર્ષ પૂર્વની નિશ્ચિત થાય છે. આ સિવાય આ રચનામાં તેજપાળ મંત્રીએ વસાવેલ તેજલપુર (જીર્ણદુર્ગ કિંવા ઉપરકોટ નીચેના શહેર) તથા તેમાં રહેલ મંત્રીકારિત પાર્શ્વનાથ મંદિરનો, તેમ જ ગિરનાર પર મંત્રીશ્વર વસ્તુપાળે કરાવેલ શત્રુંજયાવતાર એવં અષ્ટાપદાદિ મંદિરોનો ઉલ્લેખ હોઈ સાંપ્રત કૃતિ ઈ. સ. ૧૨૩૨ બાદ જ બની હોવી ઘટે.

આથી પણ સૂક્ષ્મતર કાળનિર્ણય માટે એક બીજો મુદ્દો પણ છે. "શ્રી શત્રુંજય મહાતીર્થચૈત્ય-પરિપાટિકા" અપરનામ "શ્રીપુંડરિક શિખરી સ્તોત્ર"; જોકે તેમાં કર્તાનું નામ નથી આપ્યું છતાં ધ્વનિ, સંઘટન તથા આકાર-પ્રકારમાં આને ખૂબ જ મળતી આવતી રચના છે. પ્રસ્તુત કૃતિનો રચનાકાળ પ્રા. મધુસૂદન ઢાંકીએ ઈ. સ. ૧૩૦૫ અને ૧૩૨૦ વચ્ચેનો હોવાનો નિર્ણય કર્યો છે.

પ્રસ્તુત બન્ને કૃતિઓ એકકર્તૃક હોવાનો પૂરો સંભવ હોઈ, તેમ જ બન્ને એક જ પ્રતિમાં ઉપલબ્ધ થઈ હોઈ, સાંપ્રત રચનાને ઈસ્વીસનના ચૌદમા શતકના પ્રથમ ચરણમાં મૂકવામાં કોઈ આપત્તિ નથી.

રચયિતાએ પોતાના ગચ્છ કે ગુર્વાદિક વિશે કશું કહ્યું નથી. પરિપાટીને અંતે ૨૧મા શ્લોકમાં "सेव्यः शैष तमोवितानविजये चन्द्रोपमैः सूरिभिः"

આ પ્રમાણે કર્તાએ પોતાના નામનો ઉલ્લેખ શ્લેષપૂર્વક કરેલો હોવાથી કર્તાનું નામ "વિજયચન્દ્ર-સૂરિ" હોવાનું નિશ્ચિત થાય છે.

"વિજયચન્દ્ર" નામવાળા ચારેક સૂરિઓ મધ્યકાળમાં થઈ ગયા છે. સમયની દૃષ્ટિએ એ સૌ સાંપ્રત કૃતિના સંભાવ્ય કાળથી ઠીક ઠીક પૂર્વે થઈ ગયા હોઈ આ સ્તોત્રના કર્તા કોઈ અદ્યાવધિ અજ્ઞાત વિજયચન્દ્ર જણાય છે.

## ભાષાન્તર

૧. રાજીમતીના મનરૂપી સરોવરમાં રાજહંસ સમાન, યાદવકુળના શણગાર નેમિ જિનેશ્વરે પોતાના ચરણકમળથી જે ગિરિરાજને અલંકૃત કર્યો છે, તે રૈવતગિરિની હું સ્તુતિ કરું છું.

૨. તેજલપુર (હાલનું જૂનાગઢ) મુકુટસમાન શ્રી પાર્શ્વનાથ તથા ખેંગારદુર્ગ (ઉપરકોટ, અસલી જૂનાગઢ)ના તિલકસમાન વૃષભ આદિ જિનેશ્વરો જેની તળેટીમાં નિર્મળ પુણ્યને પુષ્ટ કરે છે તે ઉજ્જયન્તગિરિ વિજય પામો.

૩. બે યોજન ઊંચા જેના શિખર ઉપર આકાશને સ્પર્શ કરતી, ચન્દ્ર સમાન ઉજ્જવળ જિન-મંદિરોની શ્રેણિ એકઠા કરેલા પુણ્યરાશિની જેમ શોભે છે.

૪. જ્યાં સુવર્ણના દંડકલશ અને આમલસાર વડે શ્રેષ્ઠ ઉત્તુંગ નેમિનાથનું મંદિર દેવાંગનાઓ અને વિદ્યાધરીઓને હર્ષ પમાડે છે.

૫. જ્યાં પ્રાણીઓ વડે નમસ્કાર કરાયેલી પ્રભુની પાદુકા નખના અગ્ર ભાગ વડે પાપના સમૂહને દૂર કરીને કપાળરૂપી ફલકમાં પુણ્યને અંકિત કરે છે.

૬. ત્રણે લોકના લોચનને લોભાવનાર નેમિજિનેશ્વરનું જ્યાં દર્શન થવાથી ચિત્ત પ્રસન્ન થાય છે અને દુઃખનો સમૂહ દૂર થાય છે.

૭. વિશાળ રાજ્યને જીર્ણ તૃણની જેમ તજીને પોતાના વિરહના દુઃખથી વ્યાકુળ એવા પણ બંધુજનોનો ત્યાગ કરીને ત્રણ ભુવનને અભયદાન આપનારી દીક્ષા નેમિ પ્રભુએ જ્યાં સ્વીકારી છે.

૮. લોક અને અલોકને પ્રકાશિત કરવાના સ્વભાવવાળું તથા જગતના જીવોને આનંદિત કરવામાં નવા મેઘ (પહેલી વર્ષા) સમાન કેવળજ્ઞાન નેમિનાથ ભગવાને જ્યાં પ્રાપ્ત કર્યું.

૯. જ્યાં પાંચસો છત્રીસ મુનિવરો સાથે એક માસનું અનશન કરી નેમિનાથ પ્રભુ મોક્ષરૂપી અદ્ભુત સ્થાનને પામ્યા.

૧૦. જિનેશ્વરોનાં બિમ્બોથી ભરેલા વાસવશંડપ (ઇન્દ્રમંડપ)માં રહેલા નેમિનાથના સ્નાત્રમહોત્સવમાં તત્પર બનેલા ભવ્ય પ્રાણીઓ જ્યાં હજાર નેત્રવાળા હોય તેમ આનંદિત બને છે.

૧૧. સઘળી નદીઓનું જ્યાં આગમન થયું હોય તેવો, હંમેશાં અમૃત સમાન પાણી વડે રમ્ય, ગજેન્દ્ર-પદ નામનો કુંડ શોભે છે.

૧૨. અષ્ટાપદાવતાર વિગેરે શ્રીવસ્તુપાલકારિત પ્રશંસનીય મંદિર (સમૂહ)માં જ્યાં પ્રથમ જિનેશ્વર બિરાજમાન છે.

૧૩. સિંહના આસન પર બેઠેલી, ઉત્તમ સુવર્ણ સમાન કાન્તિયુક્ત શરીરવાળી નેમિનાથના ચરણ-કમલમાં ભમરી સમાન આચરણ કરનારી અંબિકાદેવી જ્યાં સંઘની રક્ષા કરે છે,

૧૪. નેમિજિનેશ્વરના ચરણકમળથી પવિત્ર બનેલ અવલોકન શિખરને જ્યાં જોઈને ભવ્ય જીવો પોતાનાં નેત્રોને કૃતકૃત્ય બનાવે છે.

૧૫. જાંબુવતીના ઉદરરૂપી કંદરામાં સિંહના બાળક સમાન શાંબે જ્યાં તપરૂપી તીક્ષ્ણ નખો વડે સંસારરૂપી હસ્તીના કુંભસ્થળને ભેદીને મુક્તિસુખ (મોતી સમાન નિર્મળ સુખ) પ્રાપ્ત કર્યું.

૧૬. સિદ્ધિરૂપી સ્ત્રીમાં આસક્ત હૃદયવાળા રૂક્મિણીના પુત્ર (પ્રદ્યુમ્ને) (મુનિપદ પામ્યા પછી) જેના શિખર ઉપર આત્માને નિર્મળ કરનાર તપશ્ચર્યા કરી મુક્તિસુખ પ્રાપ્ત કર્યું.

૧૭. તેજસ્વી દીપકની જ્યોત સરખી અનેક ઔષધીઓના સમુદાયો જ્યાં શોભે છે તથા 'ઘંટાક્ષરા' નામની તાપને દૂર કરનારી શિલાથી જે પર્વત શોભી રહ્યો છે.

૧૮. ઉત્તમ પલ્લવો રૂપી વસ્ત્રો પરિધાન કરતી હોય તેવી, શ્વેતપુષ્પોરૂપી ચંદન વડે વિલેપન કરાયેલી, સુંદર ફળો વડે અલંકૃત બનેલી વનશ્રી જ્યાં પ્રાણીઓના મનોને આનંદિત કરે છે.

૧૯. સહસ્રામ્રવન (સહસાવન, સેસાવન), 'લક્ષવન' (લાખાવન) આદિનો વૃક્ષ-સમુદાય કોયલોના મધુર નાદ વડે જાણે ભવ્ય જીવોનું જ્યાં સ્વાગત કરી રહ્યો છે.

૨૦. જ્યાં સ્નાત્ર, વિલેપન, ઉત્તમ પૂજા, દાન, તપ વિગેરે કરાયેલાં સઘળાં કાર્યો મોક્ષસુખનાં કારણભૂત બને છે.

૨૧. આ પ્રમાણે રૈવતાચળના શિખરને શોભાવવામાં ચૂડામણિ સમાન, વિશ્વરૂપી કમળને વિકસાવવામાં વાસરમણિ (સૂર્યકાન્ત મણિ) સમાન, ત્રૈલોક્યનાં વંછિતને પૂર્ણ કરવામાં ચિંતામણિ સમાન, અંધકારનો "વિજય" કરવામાં "ચંદ્ર" તુલ્ય "સૂરિ" વડે સ્તવાયેલા જગતના સ્વામી શ્રીનેમિનાથ પ્રભુ મારા દુષ્ટ અષ્ટકર્મના ઉચ્છેદ માટે (કારણભૂત) થાઓ.

# श्रीरैवताचलचैत्यपरिपाटीस्तवनम्

राजीमतीयुवतिमानसराजहंसः
श्रीयादवप्रथितवंशशिरोवतंसः ।
नेमिर्निजांह्रिकमलैर्यमलंचकार
श्रीरैवतं गिरिपतिं तमहं स्तवीमि ॥१॥

पार्श्वः स तेजलपुरैकशिरः किरीटः
स्वङ्गारदुर्गतिलका वृषभादिदेवाः ।
पुष्णन्ति पुण्यममलं यदुपत्यकायां
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥२॥

अभ्रंलिहा जिनगृहावलिरिन्दुशुभ्रा
शृङ्गे यदीय इह योजनयुग्मतुङ्गे ।
पिण्डीकृतः सुकृतराशिरिवेष भाति
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥३॥

सौवर्णदण्डकलसामलसारसारम्
श्रीनेमिमन्दिरमुदारमुदं विधत्ते ।
यस्योपरि त्रिदशखेचरसुन्दरीणाम्
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥४॥

यत्राङ्गिभिः कृतनुतिः प्रभुपादुकेयम्
सन्तक्ष्य पापपटलं नखकीटिटङ्कैः ।
पुण्यानि भालफलकेपु समुत्करोति
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥५॥

त्रैलोक्यलोकशुचिलोचनलोभनीये
नेमीश्वरे जिनवरे किल यत्र दृष्टे ।
चेतः प्रसीदति विषीदति दुःखराशिः
श्रीमानसौ विजयतां गिरिरुज्ज्यन्तः ॥६॥

प्राज्यं जरत्तृणमिव प्रविहाय राज्यम्
बन्धून् विधूय विधारानपि यत्र नेमिः ।
दीक्षां श्रितस्त्रिभुवनाभयदानदक्षाम्
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥७॥

श्रीनेमिनो भगवतोऽजनि यत्र लोकाऽ-
लोकावलोकनकलाकलितस्वभावम् ।
ज्योतिर्जगज्जनवनीनवनीरदाभम्
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥८॥

षट्त्रिंशदभ्यधिकया मुनिपञ्चशत्या
नेमिर्निषण्णवपुषाऽनशितश्च मासम् ।
यस्मिन् जगाम शिवमद्भुतधाम धाम
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥९॥

श्रीजैनबिम्बभृतवासवमण्डपस्थाः
श्रीनेमिमज्जनमहोत्सवबद्धकक्षाः ।
यस्मिन् सहस्रनयना भविनो भवन्ति
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१०॥

यत्रावतार इव सर्वसरस्वतीनाम्
रम्यं सदैव सलिलैरमृतायमानैः ।
कुण्डं विराजति गजेन्द्रपदाभिधानम्
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥११॥

अष्टापदप्रभृतिकीर्त्तनकीर्त्तनीये
श्रीवस्तुपालसचिवाधिपतेर्विहारे ।
यत्र स्वयं निवसति प्रथमो जिनेन्द्रः
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१२॥

सिंहासना वरसुवर्ण–सुवर्णदेहा
पुष्पन्धयी पदपयोरुहि नेमिभर्तुः
यत्राम्बिका वितनुते किल सङ्घरक्षाम्
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१३॥

शैवेयदेवपदपङ्कजसङ्गचङ्गम्
शृङ्गं विलोक्य भविका अवलोकनाख्यम् ।
यस्मिन् निजानि नयनानि कृतार्थयन्ति
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१४॥

श्रीजाम्बुवत्युदरकन्दरसिंहपोतः
शाम्बस्तपःसितनखैर्भवकुम्भिकुम्भम् ।
यस्मिन् बभञ्ज किल मौक्तिकलाभहेतोः
श्रीमानसौ विजयतां गिरिरुजयन्तः ॥१५॥

श्रीरुक्मिणीसुतमुनिः शिखरे यदीये
तेपे तपांसि सुभगंकरणानि कायम् ।
सम्बन्धबद्धहृदयः किल सिद्धवध्वाम्
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१६॥

दीप्रप्रदीपकलिका इव यत्र नित्यम्
नानाविधौषधिगणा रजनौ ज्वलन्ति ।
घण्टाक्षरा तपनिवारशिलैकशाली
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१७॥

सत्पल्लवैर्निवसितेव सितप्रसूनैः
लिप्तेव सत्फलभरैः समलङ्कृतेव ।
यस्मिन् मनांसि रमयत्यनिशं वनश्रीः
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१८॥

यस्मिन् सहस्रवन-लक्षवनद्रुमौघः
पुंस्कोकिलप्रियतमाकलनादम्भात् ।
सुस्वागतानि किल पृच्छति भव्यलोकम्
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥१९॥

स्नानं विलेपनमुदारतरा च पूजा
दानं तपः प्रभृति शेषमशेषकृत्यम् ।
जायेत यत्र विहितं शिवसौख्यहेतोः
श्रीमानसौ विजयतां गिरिरुज्जयन्तः ॥२०॥

इत्येवं विधरैवताचलशिरःशृङ्गारचूडामणि–
र्विश्वाम्भोजविकासवासरमणिस्त्रैलोक्यचिन्तामणिः ।
सेव्यः सैष तमोवितानविजये चन्द्रोपमैः सूरिभिः
श्रीनेमिर्जगतां विभुर्भवतु मे दुष्टाष्टकर्मच्छिदे ॥२१॥

## પાઠાંતરો

१.१ ०मनासराजहृनाः अ
२.१ शिरु कीरीट ब
२.३ पूर्णति...यदुपत्तिकायां ब
३.१ ०रिन्द्रशुभ्रा ब
५.१ ०कृतनतिः ब
५.२ समत्करोति ब
९.१ षट्त्रिंशताभ्यधिकया ब
९.२ ०निषिन्न...नशतश्च अ
१०.१ ०मण्डपस्थां ब
१३.२ पुष्फंधयी...पयोरुह० अ
१५.१ श्रीजांबव० ब
१५.२ ०तपःशत० ब
१६.३ संबद्धबद्ध...सिद्धवध्यो अ
१७.१ दीपप्रदीप० अ
१७.३ ०कसाली ब

# જયતિલકસૂરિ વિરચિત "શ્રી ગિરનાર ચૈત્ય પ્રવાડી"

સં. (સ્વ.) અગરચંદ નાહટા–મધુસૂદન ઢાંકી

૩૬ કડીમાં ગૂર્જરભાષા–નિબદ્ધ સંપ્રતિ રચના બૃહદ્ તપાગચ્છીય રત્નાકરસૂરિની પરંપરામાં થઈ ગયેલા જયતિલકસૂરિની છે. એમણે સં. ૧૪૫૬/ઈ. સ. ૧૪૦૦માં અનુયોગદ્વાર–ચૂર્ણીનો ઉદ્ધાર કર્યો હોવાનું જાણમાં છે; અને એમના શિષ્ય રત્નસિંહસૂરિના શિષ્ય ચારિત્રસુંદરગણિએ ૧૪૮૭/ ઈ. સ. ૧૪૩૧માં શીલદૂત કાવ્ય રચ્યું છે.[1] એમના ઉપદેશથી ખંભાતના શ્રીમાલી સંઘપતિ હરપતિએ સં. ૧૪૪૯/ઈ. સ. ૧૩૯૩માં ગિરનારની યાત્રા કરી ત્યાં નેમિનાથના મંદિરને દુરસ્ત કરાવેલું. આ હકીકતને લક્ષમાં લેતાં અહીં તેમની પ્રસ્તુત થઈ રહેલી "ગિરનાર ચૈત્ય પ્રવાડી"ને પંદરમા શતકના પ્રારંભ આસપાસ મૂકવામાં હરકત જેવું નથી. વધુમાં આ કૃતિમાં ગિરનાર પર પંદરમા શતકમાં નિર્માયેલાં મંદિરોનો ઉલ્લેખ નથી. આ તથ્ય, અને કૃતિનાં ભાષા–લક્ષણો ઉપર્યુક્ત સમયાંકનને સમર્થન આપી રહે છે. તદુપરાંત રત્નસિંહસૂરિશિષ્યે (નામ અજ્ઞાત) રચેલી "ગિરનાર તીર્થમાલા" (ઈ. સ. ૧૪૫૩ બાદ)થી આ રચના બે પેઢી અગાઉ થયેલી છે અને સ્પષ્ટતયા પ્રાચીન છે. સંભવ તો એવો છે કે શ્રેષ્ઠિ હરપતિની ગિરનારતીર્થની સંઘયાત્રા સમયે, એટલે કે ઈ. સ. ૧૩૯૩માં આની રચના થઈ હોય.

પ્રારંભની પાંચ કડીઓમાં કાવ્યસુલભ સામાન્ય વર્ણન બાદ પરિપાટીકાર તીર્થવન્દના પ્રારંભ કરે છે. પહેલાં તો (મંત્રી તેજપાળે વસાવેલ તેજલપુર, હાલના ઉપરકોટ નીચેના જૂનાગઢની) તેજલવસહી (તેજપાલ વસતી)ના પાર્શ્વનાથને નમી, તે પછી 'જીરણગઢ' (જીર્ણદુર્ગ, જૂનોગઢ એટલે કે ઉપરકોટ)ના મુખમંડન આદીશ્વર તથા વીરના ધામમાં પ્રણામ કરી, સોનરેખ, દામોદર અને ક્ષેત્રપાલ (કાલમેઘ) જોઈ, (તળેટીની) વનરાઈ પાસે પહોંચી ત્યાંથી પાજ ચડતાં ક્રમશઃ ચાર પરબો વટાવી, પાજનું નિર્માણ કરાવનાર બાહડ મુહતા (મહત્તમ વાગ્ભટ્ટ)ને ધન્યવાદ દઈ, દેવકોટની પોળમાં યાત્રીકવિ પ્રવેશે છે. ત્યાંથી આગળ તીર્થાધિપતિ જિન અરિષ્ટનેમિના ત્રણ દ્વારવાળા મંદિરમાં નમસ્કાર કરી, બહોંતેર દેવકુલિકાઓમાં પ્રણમી, (ત્યાં દક્ષિણ દ્વારમાં રહેલ) અપાપામઢીમાં રહેલ આઠ તીર્થંકરોને પ્રણામ કરી, ત્યાર પછી કલ્યાણત્રય જિનાલયમાં રહેલ નેમિનાથને નમી, આગળ ચન્દ્રગુફા જોઈ, નાગમોર–ઝરા સમીપ ગજેન્દ્રપદ કુંડમાં પ્રક્ષાલન કરી, ઇન્દ્રમણ્ડપ થઈ (ત્યાંથી પાછા વળીને નેમિનાથના મંદિર–સમુદાય પાછળ રહેલ) શત્રુંજયાવતાર તથા સમ્મેતશિખર અને અષ્ટાપદના દેવો (જિનો)ને વંદી (તેની પાછળ આવી રહેલ) કપર્દી યક્ષ ને મરુદેવીનાં મંદિરોમાં નમસ્કાર કરી ઉપર રાજુલ–રથનેમિની ગુફામાં થઈ, ઘંટાક્ષર, છત્રશિલા થઈ અને સહસ્રામ્રવન (સેસાવન)માં ઉતરી પછી અમ્બિકા, સામ્બ, પ્રદ્યુમ્ન અવલોકન શિખર જઈ પ્રણામ કરે છે: ત્યાં (પ્રદ્યુમ્ન શિખરે) (દંતકથાનું) "કંચનબાલક" હોવાનો ઉલ્લેખ કરી સિદ્ધિ–વિનાયકની પોળમાં પ્રણમે છે. તે પછી સહસબિંદુએ ગંગાજળ જોઈ ફરી નેમિનાથના મૂળ મંદિર તરફ વળે છે, અને યાત્રા–સાફલ્યનો આનંદ વ્યક્ત કરે છે. ૩૫મી કડીમાં કર્તા રૂપે જયતિલકસૂરિનું નામ આવે છે.

ગિરનારતીર્થ સંબદ્ધ જૂની ગુજરાતીમાં લખાયેલી ઉપલબ્ધ રચનાઓમાં આ સૌથી પુરાતન જણાય છે. તેનું સંપાદન અહીં લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની પ્રત ૮૬૦૧ પૃ. ૧૨ થી ૧૩, તેમ જ પ્રથમ સંપાદક પાસેના એક જૂના ઉતારા પરથી અહીં કરેલ છે.

# ગિરનાર ચૈત્યપ્રવાડી

સરસતિ વરસતિ અમીય જ વાણી
હૃદય-કમલિ અભિંતરિ આણી
જાણીય કવીયણિ છંદો—૧

ગિરનાર ગિરિવરણુ જ કેરી
ચૈત્રપ્રવાડિ કરઉ નવેરી
પૂરીય પરમાણુંદો—૨

દૂરિથીયા જઉ ડુંગર દીઠઉ
નયણ-જુયલ અમીય-ઘણુ વૂઠઉ
ફીટઉ ભવદહ-દાહો—૩

ઝીંઝરીયા-નઉ કોટ જવ ઉલિઉ
મણું જનમનું સફલઉ ઉલિઉ(?)
કહુલિઉ મન ઉછાહો—૪

કુઅર શેવર તણીય જ પાલિઇ
મન રંજિઉ તરૂઅરડિ માલિઇ
ટાલઇ દુહ સંતાપો—૫

અમૃત સરીખી આવઇ લહિર જ
જાણે પુણ્યતણી એ મુહુર જ
દુહર ગિયાં ઊંયા પાપો—૬

તેજલવસહીય પાસ નમિસું
તુ આધા સવિ કાજ કરેસિઉં
લેસુઉ પુણ્ય-પભારો—૭

જીરણગઢ મુખમંડણુ સામી
આદીસરુ પય સીસ જ ગામી
ધામીય અણુમઉ તીરો—૮

આગલિ નયચ્છઈ સોવનરેખી
દામોદર તસ તીરહ દેખી
આરેખી ક્ષેત્રપાલો—૯

આંબા રાયણિ તણીય વનરાજી
જાણે આવિઉ જલહર ગાજી
ભાજીય ગિઉ દુક્કાલો—૧૦

મન રંગિ જઉ ચડીય પાજ
તુ નિશ્ચઇ સરીયાં અમ્હ કાજ
રાજ-પાહિં અણુંતો—૧૧

પ્રીય ભણુઈ, દુખિ જઈય તિહાં
અચ્છઈ નિરંતર સીયલી છાહાં
બાહાં મ મેલ્હિસિ કંતો—૧૨

ઇકિ વીસમઈ ઇકિ આઘા જાઈ
ઇકિ મનરંગિ વાયત્ર વાઇ
ઇક ગાયઇ તીહાં ગીતો—૧૩

પહિલી પરવઈ લેઈ વીસામઉ
બીજી ઊપરિ વિહલા ધામ
જિમ પામુ ભવ-અંતો—૧૪

આગલિ....છઈ માકડ
પગથાહર તીરછો અતિ સાકડ
કાઈ કડિંકર રઈજ હાથો—૧૫

ધન ધન તુ બાહડદે સુહતા
મા ........ સહંતા
જાતા સંઘહ સાથો—૧૬

ત્રિહુ શિલા ત્રીજી પર્વ ભણીઈ
ચઉત્થી સૂતકકારણિ સુણીય
હણી ....રો — ૧૭

તુ પામી મઇ પોલિ જ પહિલી
પુણ્ય-કાજિ જે અચ્છઈ સઈલી
હલીસક દિઉ સારો—૧૮

દેઅલ દેખી મનિ ગહગહીયં
સફલહ કઅં જં મારગિ સહીયં
રહીયં પાપ અસેસો—૧૯

તિણિ પયાહિણ દેઈ ત્રિવારય
માહિ જઈ નેમીસ જુહારઈ
સારઈ કાજ સવેસો—૨૦

ન્હવણ પૂજ્યીય વંદણ સારી
બહુત્તરિ દેહરે જિણહ જુહારી
હારી તે દ્રિ ન જન્મો—૨૧

અપાપામઢિ આઠ તીર્થંકર
ગઈય ચઉવીસી બોલઈ મણિવર
સુરવર કરય પ્રણામો—૨૨

કલ્યાણત્રય નેમિ નમેસૂં
ચંદ્રગૂહા વેગિઈ જાએસિ
કરીસુ સફલા પાગો—૨૩

નાગમોરિ ઝિરિ આગલિ કુંડ જ
ગયંદમઈ પક્ષાલઉ પિંડ જ
ઇંદ્રમંડપ સો ચંગો—૨૪

ઊજલગિરિ સેત્તુજ અવતરીઉ
આદિજિણેસર અમ્હિ અણુસરીઉ
દરીયં હરઉ અસેસો—૨૫

સમેતિસિહરિ અષ્ટાપદિ દેવા
વાંદઉ કવડિજક્ષ મરુદેવા
રાજલિ – રહનમીસો—૨૬

ઘંટાક્ષર છત્રશિલા વખાણું
અંબસહસ્ર પ્રભુ દીક્ષા જાણું
નાણ હવે તસ રુખો—૨૭

બિહુ બેટૂસિઈ અબિકમાતા
સાંબ–પજૂન અવલોણા જાતાં
વલતા પ્રણમૂં સુખો—૨૮

તિહું અછઈ કંચન–બલાણું
સિદ્ધિ–વણાયગ પોલિ વખાણું
જાણું પ્રણમૂં નિત્યો—૨૯

સહસખિંહ ગંગાજલ જોઈ
પ્રભુ નેમીસરુ દેહ જ ધોઈ
જે ય હુઈ સુપવિતો—૩૦

ક્રમિ ક્રમિ ચૈત્રપ્રવાડિ જ કીધી
મણૂય-જનમ ઊગારિ જ લીધી
સીધીય સઘલી ય વાતો—૩૧

ભમીય ભમીય ભવમાહિ જ ભાગુ
તુ પ્રભુ તાહરે પાય જ લાગઉ
માગઉં સિવસુહ-નાતો—૩૨

હરખિઇ મૂલિગભારુ પામીય
નયણિ નરીયખિઉ નેમિ સુસામીય
કામીય-ફલ-દાતારો—૩૩

જા ગયણંગણિ રવિ-સિરિચંદો
મૂરતિ સામિ તણીય તાં નંદુ
આણંદ સુખ ભારો—૩૪

હું મૂરખ પણુઈ અછું અજાણુ
શ્રી જયતિલકસૂરિ બહુમાન
માનું મનમાહિ એહે—૩૫

પઢઇ ગણુઈ જે એ નવરંગી
ચૈત્રપ્રવાડિ અતિહિ સુચંગી
ચંગીય કરઇસુ દેહો—૩૬
"ઇતિ શ્રી ગિરનાર ચૈત્રપ્રવાડિ"

# ગિરનાર ચૈત્તપ્રવાડિ

## સં. વિધાત્રી વોરા

અજ્ઞાત કર્તાની આ કૃતિ કેવળ પચ્ચીસ ગાથાની જ છે, છતાં તીર્થના ઇતિહાસની દૃષ્ટિએ માહિતીસભર હોઈ, મહત્ત્વની છે. સાદી અને સરળ એવી આ રચના સાહિત્યિક દૃષ્ટિએ ખાસ નોંધપાત્ર નથી, તો પણ પ્રાસ (એકાદ સ્થાનાપવાદ સિવાય) તૂટતો ન હોવાથી ગેય અને સુવાચ્ય છે; છંદ 'દોધક' છે.

મંત્રીશ્વર વસ્તુપાળના ગિરનારના શિલાલેખો (સં. ૧૨૮૮/ઈ. સ. ૧૨૩૨), મંત્રીશ્વરના કુલગુરુ નાગેન્દ્રગચ્છીય વિજયસેનસૂરિ કૃત 'રેવંતગિરિ રાસ' (આ. સં. ૧૨૮૮/ઈ. સ. ૧૨૩૨][1], ધર્મઘોષસૂરિ કૃત 'ગિરનારકલ્પ' (૧૩મી શતાબ્દીનું ત્રીજું ચરણ)[2] જિનપ્રભસૂરિ રચિત 'રૈવતકલ્પ' અને અન્ય રચનાઓ (તેરમા શતકનો અંત અને ચૌદમા શતકનો પ્રારંભ),[3] અજ્ઞાત કર્તાનો 'પેથડરાસ' (આ. સં. ૧૩૬૦/ઈ. સ. ૧૩૦૪),[4] અંબદેવસૂરિ કૃત 'સમરારાસુ' (આ. સં. ૧૩૭૧/ઈ. સ. ૧૩૧૫),[5] — આદિ રચનાઓમાં ગિરનારના જૈનમંદિરો વિશે નોંધ મળે છે.[6] એકંદરે તો આ સૌ ગિરિસ્થ તીર્થભવનો વિશેની નોંધોમાં સમાન કથનો મળે છે.

આ સિવાય હેમહંસ કૃત 'ગિરનાર ચૈત્ત પરિપાટી (આ. સં. ૧૫૧૫/ઈ. સ. ૧૪૫૯),[7] અને રત્નસિંહસૂરિ શિષ્યે રચેલી 'ગિરનાર તીર્થમાલા' (આ. સં. ૧૫૨૩/ઈ. સ. ૧૪૬૭)[8]માં ઉપર્યુક્ત રચનાઓમાં અપાયેલ સામગ્રી ઉપરાંત પંદરમા શતકમાં ગિરનાર પર બંધાયેલ બીજાં પણ કેટલાંક મંદિરોનો ઉલ્લેખ છે. આ બધી જ કૃતિઓનું સમાંતર પઠન રસપ્રદ અને નોંધનીય બની રહે છે. આગળ વિશેષ ચર્ચા કરતાં પહેલાં સાંપ્રત કૃતિ વિશે થોડી પ્રારંભિક વિગતો જોઈએ.

સાંપ્રત પ્રતિ પાટણના 'શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર'માંની શ્રીસંઘ જૈનભંડારની ક્રમાંક ૩૧૩૨, ડા. ૧૧૪ની છે. 'અર્બુદાચલ વિનતી સંગ્રહ આદિ વિનતી સંગ્રહ' એવું આ પ્રતિનું શીર્ષક છે, જેના છેલ્લા પત્રમાં પ્રસ્તુત કૃતિ 'ગિરનાર ચૈત્ત પ્રવાડિ' નામે છે. પ્રતિનું માપ ૨૬.૫ × ૧૧.૫ પત્ર ૮ છે. સરાસરી દરેક પત્રમાં ૧૮ લીટી અને દરેક લીટીમાં ૫૭ અક્ષર છે. પ્રતિની લેખનશૈલી સોળમા શતકની છે; પરિપાટી જૂની ગુજરાતીમાં નિબદ્ધ છે.

આ કાવ્યમાં રચના સંવત આપેલો નથી પરંતુ, હેમહંસે 'ગિરનાર ચૈત્ત પરિપાટી'માં અને અને રત્નસિંહસૂરિ શિષ્યે 'ગિરનાર તીર્થમાળા'માં - પંદરમી સદીમાં બંધાયેલાં જે ત્રણ મંદિરોનો ઉલ્લેખ કર્યો છે, એ મંદિરોનો ઉલ્લેખ આ કાવ્યમાં કરવામાં આવેલો નથી. એ ત્રણ મંદિરો તે નરપાલ સંઘવી, સમરસિંહ-માલદે, અને ભુભવ શાણરાજનાં છે. એ સમયના પ્રખ્યાત આ મંદિરો આ કાવ્યની રચના સતયે હજી બંધાયેલાં નહિ હોય. ઉપરાંત ભાષાની દૃષ્ટિએ પણ આ કૃતિ આગળની બેને મુકાબલે વહેલી રચાયેલી લાગે છે. એટલે કે પંદરમી સદીના પ્રારંભ કાળની કે એ પહેલાંની આ કૃતિ સંભવી શકે. પ્રતિના અન્તભાગે "જયાનંદગણિએ લખ્યું" એમ નોંધ છે. આ સમયમાં થઈ ગયેલા જયાનંદગણિ તે તપાગચ્છીય સોમતિલકસૂરિના શિષ્ય જયાનંદસૂરિ હોવા જોઈએ જેમનો સ્વર્ગવાસ સં. ૧૪૪૧/ઈ. સ. ૧૩૮૫માં થયો છે. આ વાત ધ્યાનમાં લઈએ તો આ કૃતિ તે પહેલાંની હોય.

કર્તા કોઈ જૈન યાત્રિક કવિ છે અને તેમનો સમય આગળ નિર્દેશેલા હેમહંસની પાસેનો હશે એમ તેમણે આપેલી નોંધો અને કૃતિની સરાસરી ભાષા ઉપરથી જણાય છે.

તીર્થાટનની દષ્ટિથી લખનાર આ કવિ વાચકને, 'જીર્ણ પ્રાકાર' (ઉપરકોટ)થી તળેટી સુધી થઈ, ગિરનાર ઉપર જવાની પાજ સુધીમાં વચ્ચે આવતાં સ્થાનોની જાણ કરાવે છે. ઉપરકોટના તળપ્રદેશમાં આવતાં ત્યાં મંત્રી તેજપાળે વસાવેલ 'તેજલપુર'[૯], મંત્રીએ પોતાની માતાના નામ પરથી કરાવેલ 'કુમાર સરોવર', પાર્શ્વનાથનું મંદિર (આસડરાજ વિહાર) તેમ જ ઉપરકોટમાંનું 'મહાવીર સ્વામી'નું મંદિર, દામોદર કુંડને કાંઠે કાળમેઘ ક્ષેત્રપાલનું સ્થાનક વગેરે નોંધી ગિરનારની પાજ ઉપર ચઢતાં અન્ય અવલોકનો નોંધે છે.

સૌ પ્રથમ ગિરનાર ચઢવાની પાજના નિર્માતા વિશે માહિતી આપતાં પરિપાટી કર્તા કહે છે, કે બાહડે (વાગ્ભટ્ટ મંત્રીએ) એ સમરાવી. જ્યારે 'રેવંતગિરિરાસ'માં અંબડ મંત્રીએ કરાવ્યાનો ઉલ્લેખ છે.[૧૦]

હવે કવિ કોટની ટુંક પાસે આવી પહોંચતાં, દૂરથી દેખાતાં દહેરાંનાં સુવર્ણમય દંડકળશનો નિર્દેશ કરે છે; અને રત્નાશ્રાવકે નેમિનાથના બિંબનો જીર્ણોદ્ધાર કરાવ્યો એ અનુશ્રુતિનો ઉલ્લેખ કરે છે. પછી ત્યાં આગળ 'આપાપામઢ'નો ઉલ્લેખ કરે છે. આ રચના શું હશે એ મુદ્દો વિવાદાસ્પદ બન્યો છે, જેણી ચર્ચા અગાઉ **પુરાતત્ત્વ** (ભા.૧ પૃ. ૩૦૮-૩૦૯)માં પં. બેચરદાસ દોશીએ કરેલી છે. પંડિતજીએ ત્યાં કોઈ પ્રપાનો સંબંધ કલ્પ્યો છે.

એ પછી કવિ કોટ અંતર્ગતનાં મંદિરોની વાત કરે છે. તેમાં સૌ પ્રથમ તીર્થાધિપ નેમિનાથ અને જમણીબાજુએ રાજીમતીનું દહેરું અને નેમિનાથનું 'કલ્યાણત્રય'નું સચિવેશ્વર વસ્તુપાળે કરાવેલ[૧૧] મંદિર, ગજપાદ (કુંડ), નાગઝરા મોરઝરા...નો ઉલ્લેખ, તદતિરિક્ત વસ્તુપાલકારિત શત્રુંજયાવતાર શ્રી આદીશ્વરનું ભવન, વીરજિનેન્દ્ર (સત્યપુરાવતાર), વીસ જિન સાથે સમેતશિખર અને ચતુર્વિંશતિ જિન સાથેના અષ્ટાપદ પ્રાસાદ, તેમ જ મરુદેવી અને ભરતેશ્વરનાં દેવગૃહોનો ઉલ્લેખ પણ કરે છે. ત્યાર પછી રથનેમિને નમસ્કાર કરી, લખાવન (સં. લક્ષારામ) અને સહસાવન (શેષવન/સં. સહસ્રામ્રવન),[૧૨] તરફ જતાં પહેલાં, અવલોકન શિખર (ગુરુદત્તાત્રય), શામ્બ (ગોરખનાથ) અને પ્રદ્યુમ્ન (ઓઘડનાથ) શિખરોને પ્રણામી પછી સહસ્રબિન્દુગુફા (વર્તમાન સાતપુડાની જગ્યા?) અને ચંદ્રગુફા જોઈને છેવટે યાત્રાની ફળશ્રુતિ આપી, કવિ કૃતિ સમાપ્ત કરે છે.

આ કૃતિ વાંચ્યા પછી, બે એક સ્થાનની પીછાનનો પ્રયત્ન કરી જોવો જરૂરી બને છે. (૧) સહસ્રબિન્દુ ગુફા : (કડી ૨૪.)

એ અત્યારે જ્યાં સાતપુડાની જગ્યા છે, તે જ મોટે ભાગે હોઈ શકે. કોટથી અંબાજી શિખર જવાના રસ્તામાંથી વચ્ચેથી આ રસ્તો ફંટાઈને 'સાતપુડા' તરફ જાય છે, અને બીજો જે 'કાળકા' તરફ જાય છે, એ અંબાજીથી ગોરખનાથ જવાના રસ્તામાંથી ફંટાઈ જાય છે.

સાતપુડા કે સહસ્રબિંદુગુફાની વાત કરીએ તો — કોટથી થોડું ઉપર ચઢીને ડાબીબાજુએ પથ્થરચટ્ટી જવાય અને જમણીબાજુએ જટાશંકરની ધર્મશાળા પાસેથી થોડું નીચે ઊતરીને જવાય છે. મોટી મોટી શિલાઓના બનેલી, શંકુ આકારની બખોલ જેવું છે એમાં નીચે એ શિલાઓમાંથી સતત ટપકયા કરતા પાણીને લીધે મોટા ખાબોચીયા જેવુ થયું છે. (આ ખાબોચીયું ઉનાળામાં પણ પાણીથી ભરેલું રહે છે) એટલે 'સહસ્રબિન્દુ' નામ વ્યાજબી છે અને મોટી મોટી સાત જેટલી શિલાઓની બનેલી એ જગ્યા હોવાથી અત્યારે 'સાતપુડા' નામ પ્રચલિત થયું હશે. એનો રસ્તો પગથીયાં વગરનો છે અને ત્યાંનું વાતાવરણ આહ્લાદક છે.

કાળકા (કડી ૪) — ૨. હવે બીજો રસ્તો જે 'કાળકા' તરફ જાય છે, એ કાળકાનું સ્થાનક પણ ગુફા જેવું છે. એને કાવ્ય-પ્રચલિત ચંદ્રગુફા હોવાનું અનુમાન કરવાનું મન એટલા માટે થાય છે કે, એનો રસ્તો સહસ્રબિન્દુગુફા સાથે સમાંતર જ ફંટાય છે અને દરેક કાવ્ય આ બન્ને ગુફાનો સાથે સાથે ઉલ્લેખ કરે છે. એ સિવાય એને માટે, સાતપુડા માટે આપ્યું એવું જોરદાર બીજું પ્રમાણ નથી.

ભરતેશ્વર (કડી ૧૫-૧૭) — ૩. આપણી આ પરિપાટીમાં ભરતેશ્વરનો ઉલ્લેખ છે, તે પણ બીજે નથી. તેમ જ સત્યપુરાવતાર વીરજિનેન્દ્રનો ઉલ્લેખ પણ થોડાક અપવાદ સિવાય ક્યાંય મળતો નથી.

પાજ. (કડી. ૬) — ૪. ગિરનારની પાજ માટે સામાન્ય મત અંબડે તે સમરાવ્યાનો છે. પ્રસ્તુત કાવ્યમાં બાહડે તે બંધાવ્યાનો ઉલ્લેખ છે.[૧૩] અત્યારે પણ એક બીજો રસ્તો બોરદેવી પાસેથી જાય છે.

## પાદ ટિપ્પણી

૧. **પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ** (કાવ્યમાળાનું પુસ્તક ૧૩મું) સંપા. સી. ડી. દલાલ, વડોદરા – ઈ. સ. ૧૯૨૦ – પૃ. ૧.

૨. એજન. Appendix 7 p. 19.

૩. એજન. Appendix 5 p. 15.

૪અ. એજન. Appendix 10 p. 24.

૪બ. **'આપણા કવિઓ'** — લે. કે. કા. શાસ્ત્રી અમદાવાદ – ૧૯૪૨. પૃ. ૧૬૬-૧૬૭.

૫. **પ્રા. ગુ. કા. સં.** ભાગ ૧૩ પૃ. ૩૮ (નવમી ભાષા.).

૬. આ સિવાય પણ વસ્તુપાળ-તેજપાળની પ્રશસ્તિઓમાં ગિરનારના તેમણે કરાવેલ જિનાલયો આદિ રચનાઓના ઉલ્લેખો મળે છે.

૭. **પુરાતત્ત્વ ભાગ ૧** અમદાવાદ સં. ૧૯૭૮,, પૃ. ૨૯૩.

૮. **પ્રાચીન તીર્થમાળા સંગ્રહ** ભા. ૧; સંપા. શ્રી વિજયધર્મસૂરિ, ભાવનગર, સં. ૧૯૭૨, પૃ. ૩૩.

૯. **પ્રા. તી. સં.** પૃ. ૫૭ની પાદટીપ.

૧૦. **પ્રા. ગુ. કા. સં.** પૃ. ૨.

૧૧. અન્ય કૃતિઓમાં અને શિલાલેખો તેમજ બીજાં પ્રમાણો દ્વારા એ બાબત સિદ્ધ છે કે એ મંદિર તેજપાળે બંધાવ્યું છે.

૧૨. પં. બેચરદાસ દોશી, પૃ. ૨૯૪–૨૯૫.

૧૩. **જૈન તીર્થ સર્વસંગ્રહ** ભા. ૧., અમદાવાદ ૧૯૫૩, પૃ. ૧૨૫–૧૨૬.

# ગિરનાર ચૈત્તપ્રવાડી

સમરવિ સામિય સામલઉ  અંબિકિ હીઇ ધરેવિ<br>
મહાતીરથ ગિરનારગિરે  તીરથ થુણુઉં સવેવિ ૧

કુયર સરોવર કલસ ભરે  તેજલપુરિ પહુ પાસો<br>
ન્હવણુ વિલેવણુ પૂજ કરી  જિમ હુઇ વિઘન-વિણાસો ૨

તઉ ગિરનારહ તલહટીય  જે જીરણુ-પ્રાકારે<br>
જોહારિય જુગાદિ-જિણુ  તે જાઈં ભવપારે ૩

તીછે ત્રિસલાદેવિ-તણુઉ  ભવીહં નયણાણુંદો<br>
ભાવિહિં ભગતિહિ ભેટિય એ  સામી વીર જિણુંદો ૪

સોવનરેખનઇં લહિય એ  દેવ દામોદર નામિઇ<br>
કાલમેઘ-ક્ષેત્રપાલ તહિં  સોહઇ બહુ આરામિઈં ૫

બાહુડદેવિહિં સોહલિય  નવી કરાવી પાજ<br>
વિસમઉ મારગ સમ કિઉ  ગિરનારહ ગિરિરાજ ૬

પરવહં પરવહં ભવિય જિણિ  સયલ શલિલુ પીયંતે<br>
ગિરિ વાઇં ગહગહિય મનુ  ગિરિવરિ સહિરિ ચડંતે ૭

જોઈ ઊણુ હર મણુ-હરણુ  ઊજલિગિરિ કિવલાસ<br>
દંડકલસ સોવન્નમ એ  અમ્હ મનિ પૂગી આસ ૮

રેવઇગિરિ રુલિયામણુઉ  જસ સિરિ જાદવરાઉ<br>
નેમિ જિણેસર પણુમિઇ એ  હિઇ ધરેવિણુ ભાઉ ૯

આદેસિઇં અંબિકતણુઇં  રતનિહિ આણી બિંબ<br>
બાવીસમઉ તીથયરો સો  પૂજિસુ અવિલંબો ૧૦

પાખલિ ફિરતી દેહુરિય  આપાપામઢ માહિ<br>
જે કિવિ બિંબ રે જીવ તૂંય  તે સવ્વે આરાહે ૧૧

દેવહં દાહિણિ દેહૂરિય  જે રાઇમઇ નમંતિ<br>
સિદ્ધિરમણિસિઉં તીહ નરં  સહીયા અવિહડ હુંતી ૧૨

વસ્તિગ મંત્રિહિ કારવિઉ  દેવહ પય કીય સેવ<br>
પ્રહિ ઊઠેવિણુ પણુમિસિઉ  કલ્યાણુત્રય દેવ ૧૩

નાગઝરિ નાહીઉ મોરઝરે  અમિઉ કુંડ પડિછંદો<br>
કલસ ભરેવિ ગઇદમ એ  ન્હવિસિઉં નેમિ જિણુંદો ૧૪

એક જીભ કિમ વન્નીઈએ વસ્તિગમંત્રી-વિચારો
ઉજ્જલિગિરિ જિણિ નિમ્મવીયા સિત્રુંજય-અવતારો ૧૫
ત્રિણુમઈ પાસઈ સંમેયસિહરે વીસ જિણુંદ નમેસો
ડાબઇ પાસઇ ચઉવીસ જિણુ અષ્ટાપદ પ્રણમેસો ૧૬
પાછલિ મેઘલિ આરુહિય માડી છઈ મરુદેવિ
પૂજિસુ ભરથેસરિ-સહિય કુસમઇ કરંડ ભરેવિ ૧૭
સંઘહ સામિધુ જો કરએ વિઘન તણુઉ અપહારો
ફલિ નાલીયરે ભેટીઇ એ કવડુ જખ પડિહારો ૧૮
તીછે અછઇ રવિમએ મણિનેઉર મોડંત
કજ્જલ વંને અંસજલે ગિરિ નીઝરણિ ઝરંત ૧૯
જો પ્રતિબોધ્રીય રાયમએ બંધવ કેરઉ નેમિ
જિમણઇ પાસઇ દેહૂરિય વંદિસુ સો રહૂનેમિ ૨૦
વેઉલ વઉલ નિમ્માલીય પાડલ જૂહી જાઇ
કુંદ-મચકંદહ સહીય તહિં સોહઇ વણુરાય ૨૧
સંઘહ વિઘ્ન-વિણાસણીય ટાલઇ અલી[ય] સવેવિ
ઢોઇસુ નેવજ-નાલીયર આગલિ અંબિક દેવિ ૨૨
તાહિં આગલિ અવલોણુસિહરિ સામિ-પજૂન નમેસો
સિદ્ધિ વિણાયગ સો લહઇ એ જો સાહસઈ સંપન્નુ ૨૩
દેખીય લખારામ-વનુ રુયડઉં સહસારામુ
સહસબિંદુ ગુફ જોઇયએ ચંદ્ર ગુફા અભિરામુ ૨૪
ઇણિ પરિ રેવઇ-ગિરિસિહરે ચૈત્તપ્રવાડિ કરંતે
તીરથ જ્યાત્રા તણુઉ ફલો તીહંનર નિશ્ચઇ હુંતે ૨૫
॥ ઇતિ ગિરનાર ચૈત્ત-પ્રવાડિ જયાણંદગણિ લખિતા ॥

# શ્રી ગિરનાર ચૈત્ત પરિવાડી

સં. મધુસૂદન ઢાંકી-વિધાત્રી વોરા

ઉજ્જયન્તગિરિનાં મંદિરો અનુલક્ષે રચાયેલી ચૈત્યપરિપાટીઓમાં માહિતીની દૃષ્ટિએ આ એક બહુ જ કિમતી ચૈત્યપરિપાટી છે. અગાઉ પ્રકાશિત થઈ ચૂકેલ, બૃહત્તપગચ્છીય 'રત્નસિંહસૂરિ-શિષ્ય'ની, અને 'સોમસુંદરસૂરિ'ના પરિવારના 'રત્નશેખરસૂરિ'શિષ્ય 'હેમહંસની "ગિરનાર તીર્થ-માળા"માં અપાયેલી વાતોનું આમાં સમર્થન હોવા અતિરિક્ત કેટલુંક વિશેષ સ્પષ્ટીકરણ પણ છે, અને અન્ય કોઈ પરિપાટીકારે નહીં જણાવેલ એવી નવીન હકીકતો પણ છે. કર્તા પોતાનું નામ પ્રગટ કરતા નથી; પણ કોઈ "સંઘવી શવરાજ"ના સંઘમાં આવેલ મુનિની આ રચના હોઈ શકે તેવો તર્ક છેવટની એટલે કે ૪૧મી ગાથા પરથી થઈ શકે છે.

સંપ્રતિ રચના લા.દ.ભા.સં.વિ.મં.ના મુનિપુણ્યવિજયજી સંગ્રહની પ્રતિ ક્રમાંક ૨૯૭૦ ઉપરથી ઉતારી છે. મૂળ પ્રતિમાં જો કે રચના સંવત કે લિપી સંવત દર્શાવ્યો નથી; પણ ભાષા અને વસ્તુની દૃષ્ટિએ સાંપ્રત કૃતિ પંદરમા શતકના ઉત્તરાર્ધની જણાય છે, જ્યારે પ્રતિની લિપી સત્તરમા શતકના ઉત્તરાર્ધથી પુરાણી લાગતી નથી.

પ્રારંભમાં યાત્રી-કવિ દેવી 'અંબિકા' અને 'સરસ્વતી'ને સ્મરી, 'નેમિજિન'ને વંદના દઈ, 'ઊજલિગિરિ' (ઉજ્જયન્તગિરિ)ના જિણવરને સાનંદ સ્તવવાનો નિર્ધાર જાહેર કરે છે: (૧). આ પછી 'ગિરનાર'ની તળેટીમાં આવેલ વિશાળ એવા 'જૂનૂગઢ' (જૂનાગઢ=જીર્ણદુર્ગ=ઉપરકોટ)નો ઉલ્લેખ કરી, ત્યાંના 'સલષપ્રાસાદ' (શ્રેષ્ઠી 'સલક્ષ' કારિત જિનાલય)માં જુહાર કરી, ઉસવંસ (ઓસવાલ વંશ)માં જન્મેલ 'સમરસિંહે' ઉદ્ધારાવેલ, તિજલપુરિ (તેજપાલ સ્થાપિત 'તેજલપુર' શહેર) પાર્શ્વને નમસ્કારી, 'સંઘવી ધુંધલ'ના પ્રાસાદમાં 'આદિ જિનવર'ને જુહારવાનું કહે છે: (૨-૩). તે પછી 'ધરણિગ વસહી' ('જીર્ણદુર્ગ'માં હતી)ના મહાવીરસ્વામીને વંદવાનું કહે છે. અને પ્રસ્તુત વસહીમાં ડાબી બાજુનો 'ભદ્રપ્રાસાદ' શ્રેષ્ઠી 'પૂનિગે' કરાવ્યાની નોંધ કરે છે. (૪) આ પછી 'લખરાજે' ઉત્સાહથી કરાવેલ 'ખમાણુવસહી'માં પિત્તળના જિનનાથ 'રિસહેસર' (ઋષભેશ્વર)ને પૂજીએ તેમ જણાવે છે. (૫).

હવે ગિરિવર (ગિરનાર) તરફ સંચરવાની વાત કરે છે. ત્યાં ('વસ્ત્રાપથક્ષેત્ર'માં રહેલ) 'દામોદર', 'સોવન્નરેખ' (સોનરેખ) નદી, અને 'કાલમેઘ ક્ષેત્રપાલ'નો ઉલ્લેખ કરે છે (૬). એ પછી આવતી નિસર્ગ-શોભાનું વર્ણન ગાથા ૭માં કહે છે. આ પછી (મંત્રીશ્વર) 'ઉદયન' પુત્ર બાહડે (મંત્રી વાગ્ભટ્ટે) વિસલપુરી ત્રેંસઠ લાખ ખરચીને 'પાજ' કરાવ્યાનું કહે છે. (૮). 'પાજે' ચડતાં પહેલી 'જસવા સોની પદમ'ની 'પરવ' (પરબ), બીજી આવે 'પોરવાડ'વાળાની, તે પછી 'હાથી વાંક'માં 'રાયણ વૃક્ષ' નીચે વિશ્રામી, ત્રીજી 'ધુલિ પરવ' તે 'ધલોડ નાયક'ની, તે પછી 'માંકડકુડી' કને 'માલીપરબ' જવાનું. (૯-૧૧). તે પછી સાપણની વાંકીચૂકી વાટડીએ આગળ વધતાં 'સિલખડકી' અને તે પછી 'બીજી ખડકી આવે: (૧૨). ને ત્યાર બાદ પાંચમી 'સુત્રાવડી'ની પરબ. ને ત્યાંથી જમણા હાથ તરફ 'સહસવિંદ ગુફા' હોવાનું કવિ-યાત્રી નોંધે છે. (૧૩). તે પછી આગળ ચાલતાં ડાબી જમણી બાજુ 'તોરણો' અને 'આંચલીયા પ્રાસાદ' (અંચલગચ્છીય જિનાલય) નજરે પડવા માંડે છે. આ પછી પહેલી 'પોળ' અને બીજી 'પોળ'નો ઉલ્લેખ કરે છે. (૧૪-૧૫).

આ પછી યાત્રાકાર તીર્થનાયક ભગવાન નેમિનાથને દેહરે પહોંચે છે. અને ત્યાં છત્ર સાથે

ચામર ઢાળતાં પંચ શબ્દ વાદિત્ર વગાડતાં સંઘવી પ્રવેશે છે અને ભંગલ–ભેરિના ગગનભેદી નાદ, ઢોલ-દદ્દંરના હડહડાટ, ને ત્યાં વાગતા 'નિસાણુ' અને કન્યાઓ દ્વારા ગવાતા ધવળમંગળનો કાવ્યમય ભાષામાં ઉલ્લેખ કરે છે: (૧૬).

સૌ પહેલાં 'મેલાસાહ'ની દેહરીમાં 'જિનધર્મનાથ'ને નમી, (પશ્ચિમ બાજુના) 'મૂળદ્વાર'ની સામા રહેલ 'સવાલાખી ચુકીધાર' — જેમાં 'વસ્તિગે' ('વસ્તુપાળે') સ્થાપેલ – 'નેમીસર'ના બિંબને વાંદી 'પાર્શ્વનાથ'ની દેહરી (વસ્તુપાળ કારિત સ્તંભનપુરાવતાર)ને પ્રણુમી (મૂળનાયકના મંદિરમાં પ્રવેશે છે): (૧૭). 'નેમિનાથ'ને નિહાળ્યા બાદ 'તારણુ' વધાવી, દાન દઈ, 'પાઉમંડપ' (પાદુકા મંડપ) આવી, (ત્યાંથી) 'નેમિનાથ'ને શિરસહ નમી, ત્રણુ બાર ધરાવતા ('ગૂઢમંડપ'વાળા) પ્રાસાદને પ્રદક્ષિણા દઈ, (ફરીને) દાન દઈ, વિવિધ ફળફૂલ સાથે (ફરીને) 'જિન'ને ભેટવાની વાત કરે છે: (૧૮). તે પછી અધુકળે પગે ('નેમિનાથ') દેવની પૂજા કરી જેથી માનવ જનમ સફળ થાય, પછી 'ગજપદ-કુંડ'માં સ્નાન કરી ધોઈ કરી (ફરીને નેમિનાથના) પ્રાસાદે આવ્યા અને ન્હાવણુ-મહોત્સવ કરી, કેસર-ચંદનની અર્ચના કરીએ તેમ કવિ કહે છે: (૧૯).

તે પછી 'અગર'ની પૂજા રચી 'રતન' ('રત્ન શ્રાવક') દ્વારા સ્થાપિત 'નેમીસર'ની સેવા કરી, 'ભમતી'માં 'ચૈત્ય પરિપાટી' કરી, 'રંગમંડપ' (ગૂઢમંડપ)માં રહેલ જિણુવરને પૂજી, ધરમશાળાના મંદિરમાં વંદના દઈ, પછી 'અપાપામઢ' જઈએ તેમ યાત્રી-કવિ ઉમેરે છે: (૨૦).

(આ 'અપાપામઢ'માં) ગઈ ચોવિસી, (બીજા) સાત તીર્થંકરને પૂજી પાપક્ષય કરી, આઠમું (નેમિનાથનું) બિંબ બપ્પભટ્ટસૂરિએ ત્રંબાવતી (ખંભાત)માં (મન્ત્ર બળે આકર્ષી) (અભિગ્રહ ધારણ કરેલ) આમરાજને વંદાવેલ (તે અહીં ગિરનાર પર લાવેલ બિંબને નમો), (૨૧) પિત્તળના નેમિ-નાથના બિંબને પૂજી, પછી (મૂળપ્રાસાદને ફરતી રહેલ) મંત્રીશ્વર વસ્તુપાળે કરાવેલ ૭૨ દેહરીઓમાં પૂજા કરી ત્યાંથી નીકળી વસ્તુપાળે કરાવેલ ત્રણુ દેવળની રચનાવાળા લાખો રૂપિયા ખર્ચીને કરાવેલ શત્રુંજયાવતાર આદિનાથને જુહારીશું (૨૨). ત્યાં ડાબી જમણી બાજુએ રહેલ ગજારૂઢ વસ્તુપાલ-તેજપાલ તથા (વસ્તુપાલ પિતામહ) સોમ (મન્ત્રી) અને પિતા (મંત્રી) આસરાજ છે. મનમોહક પુતળીઓ જોતાં તૃપ્તિ થતી નથી; વળી ત્યાં (ડાબે પડખે) અષ્ટાપદમાં રહેલ ૨૪ જિનવર અને જમણી બાજુએ રહેલ સમેત–શિખરમાં ૨૦ જિન જોઈશું (૨૪). તે પછી ગોવિન્દ શ્રેષ્ઠિએ સ્થાપેલ જીરાપલ્લિ (પાર્શ્વનાથ) પૂજી કળીયુગને સતાપીશું. ત્યારબાદ આગળ સંચરતાં (ખંભાતના) શ્રેષ્ઠી શાણુ અને ભૂંભવના પ્રાસાદે (મૂલનાયક) વિમલનાથ તથા પાર્શ્વનાથને સ્તવી તેનો રળિયામણો મુખમંડપ જોઈશુ (૨૫). (આ મંદિરમાં) પિત્તળમય સરસ બિંબ છે અને મંદિર કંચન – ગવાનકની ઉપમાને લાયક છે. આ પછી સમરસિંહે ઉદ્ધારાવેલ કલ્યાણુત્રયના મંદિરમાં ત્રણુ સ્વરૂપે વિરાજમાન નેમિકુમાર છે ને સ્તંભયુક્ત મેઘનાદ મંડપ (૨૬) તેમ જ જગતી પરની બાવન દેહરીઓ જોઈ હયડું હરખાય છે. (આ મંદિરના) (દક્ષિણુ તરફનો) સુંદર ભદ્ર પ્રાસાદ માલદેવે કરાવેલો ને રત્નદેવે પિત્તળનું મોટું બિંબ કરાવેલું. પશ્ચિમનો નામી ભદ્ર-પ્રાસાદ હાજા શ્રેષ્ઠીએ કરાવેલો અને ઉત્તર બાજુનો (૨૭) શ્રેષ્ઠી સદા તથા શ્રેષ્ઠી વત્સ (રાજે) કરાવેલ.

હવે ખરતર વસહી તરફ આવીએ. આ (વસહી) સાધુ નરપાલની સ્થાપેલી છે. તેમાં (જિન)-વીરનું તોરણુયુક્ત પિત્તળનું બિંબ છે. ને આજુબાજુ શાંતિજિન તેમ જ પાર્શ્વનાથના પિત્તળના વખાણુવાલાયક કાઉસ્સગીયા છે (૨૮): અહીં રંગમંડપ(ની છતોમાં) નાગબંધ અને પંચાંગવીર જોતાં અને મંડપમાં પૂતળીઓ પેખી મન પ્રસન્ન થાય છે. મંડપ મૂળ 'માલા ખાડ' પર કરેલો

છે. ત્યાં જમણી બાજુ ભણુશાળી જોગે કરાવેલ અષ્ટાપદ (ભદ્રપ્રાસાદમાં) (૨૯) અને ડાબી બાજુ ધરણાશાહે કરાવેલ (ભદ્રપ્રાસાદમાં) સુપ્રસિદ્ધ સમ્મેતશિખર (ની રચના) છે. (અહીંથી નીકળી આગળ જતાં) અદ્‌ભૂત મૂર્તિ, ચન્દ્રગુફા, પૂર્ણસિંહવસતી, સુમતિજિન, મજ શ્રેષ્ઠિએ સ્થાપેલ સુંદર હેમસર (૩૦), સોમસિંહે-વરદે મૂકાવેલ સારંગ-જિનવર, તે પછી ખરતરગચ્છીય શ્રેષ્ઠી જેઠા કારિત મનોહર વસતી, અને ચન્દ્રપ્રભજિન પૂજી, નાગઝર-મોરઝરના બે કુંડ જોઈ, પૂર્ણસિંહ કોઠારીએ સ્થાપેલ ૭૨ જિનાલયયુક્ત શાંતિનાથ પ્રાસાદમાં નમી (૩૧), ઇન્દ્રમંડપે ઇન્દ્રમહોત્સવ કરી, ત્યાં પૂનિમ દેરીમાં દર્શન કરી (૩૨), ગજપદકુંડ (પરના આઠબિંબ ?), સાંકળીયાળી પાજ, છત્રશિલા થઈ (૩૩) પ્રાતઃકાળે અમ્બિકા(ના શિખર) તરફ જવા રવાના થાય છે. રસ્તામાં ચંદ્રપ્રભ જિનવરની સ્તુતિ કરી, સિદ્ધરાજ (શ્રેષ્ઠીએ) ઉદ્ધારાવેલ (વસ્તુપાલ મન્ત્રીકારિત) કપર્દી યક્ષ તરફ જઈ, ત્યાંથી ચક્રી ભરતે કરાવેલ(ને મંદિરે) આરાધી, રામ-ડુંગરની બે દેહરીએ થઈ, રાજીમતી તરફ વળે છે (૩૪); રાજીમતીની ગુફામાં નેમિ-વિરહમાં કંકણુ ભાંગી (સાધ્વી થયેલી રાજીમતીની પ્રતિમાના દર્શન કરી, ત્યાંથી નીચે દેખાતા શિવાદેવી પુત્ર (નેમિનાથ)ના ઉદયશેખર કલશયુક્ત મંદિરની વાત કરી (૩૫), હવે દિગમ્બર સમ્પ્રદાયના કોટડી – વિહાર તરફ જાય છે. ત્યાં શ્રેષ્ઠી પાતાએ કરાવેલ પિત્તળના આદિનાથને નમી, ભાવસાર ડાહાવિહાર (શ્વેતામ્બર)માં અજિત જિનેશ્વરને નમી, શ્રેષ્ઠી લખપતિએ કરાવેલ ચતુર્મુખ પ્રાસાદમાં જિનવરની પૂજા કરી (૩૬), ગંગાકુંડે ગંગાના દેવળમાં ઇન્દ્રે સ્થાપેલ જિનવરનું ધ્યાન ધરી, તે પછી ગણુપતિ અને રથનેમિની દેરીમાં નમી, ચિત્તર સાહે કરાવેલ અંબિકાની પાજ પર ચઢી (૩૭), ચીત્તડા પૂનાએ કરાવેલ અને સામલ શાહે ઉદ્ધારાવેલ અંબિકાના પ્રાસાદમાં નમી, ત્યાં સંઘવિઘ્નવિનાશના ભગવતી અંબિકા (સમ્મેતની) પંચમૂર્તિ સમક્ષ શ્રીફળ ધરાવી (૩૮) હવે અવલોકના શિખર પર ચડી ત્યાંથી સહસ્રાામ્રવનનું નિરીક્ષણુ કરી, અને ત્યાંથી નીચે દેખાતા લાખારામ તથા સામે શામ્બ અને પ્રદ્યુમ્ન શિખરને દૂરથી નમી તેમજ પ્રદ્યુમ્ન શિખર પર રહેલ સિદ્ધિ – વિનાયક તેમ જ અદષ્ટ રહેલ કંચન – બલાનકનો નિર્દેશ કરી (૩૯), નેમિનાથના મંદિર પર યાત્રી આવે છે. ત્યાં ઇન્દ્રમાલ પહેરી ઇન્દ્રમહોત્સવ કરી દાન દઈ, સુવર્ણના ઝળહળતા કલશવાળા એ સજ્જનવિહારના (વાસ્તુશાસ્રોક્ત) પૃથ્વીજય પ્રાસાદ પર ધ્વજા ચઢાવી (૪૦) યાત્રી-કવિ કહે છે કે જયસિંહ સિદ્ધરાજે ગરવા ગિરનારના તળ પરના પ્રાસાદ બનાવવા પાછળ ૫,૭૨,૦૦૦૦૦ વીસલપુરી (દ્રમ્મ) ખર્ચીને પોતાની કીર્તિનો સંચય કર્યો. પ્રસિદ્ધ એવા સંઘવી શવરાજે (નેમિનાથના) ભવને કનકકળશ અને ધ્વજ સ્થાપી યશ લીધો. જે એકચિત્તથી જિનવરની (માલ ?) નિત્ય સાંભળે છે તેને તીર્થયાત્રાનું ઘણું ફળ મળે છે (૪૧).

આ ચૈત્ય પરિપાટીમાં પંદરમા શતકમાં થયેલ બાંધકામો સંબંધમાં અન્ય ગિરનાર સંબદ્ધ પરિપાટીઓમાં નહીં દેખાતી ઘણી ઘણી નવી હકીકતો નોંધાયેલી જોવા મળે છે. જેમકે અંચલીયા પ્રાસાદ, (તારંગાતીર્થના ઉદ્ધારક) ગોવિંદ શ્રેષ્ઠિએ કરાવેલ જીરાપલ્લિ – પાર્શ્વનાથ, લખપતિ શ્રેષ્ઠીનો ચતુર્મુખ પ્રાસાદ, દિગમ્બર પાતાવસહી, અને તેની બાજુની શ્વેતામ્બર ડાહાવસહી, ચિત્તર સાહની કરાવેલી અંબાજીની પાજ, ઇત્યાદિ. તો બીજી બાજુ અહીં કરાવેલ બેએક વાતો જૂની હકીકતો સામે રાખતાં તથ્યપૂર્ણ જણાતી નથી: જેમકે નેમિનાથના મંદિરને ફરતી દેવકુલિકાઓ વસ્તુપાલ મન્ત્રીની બનાવેલ નહોતી. મૂળ મંદિર ઈ. સ. ૧૧૨૯માં પૂર્ણ થયા બાદ આ દેવકુલિકાઓના છાદ્ય તથા સંવરણા ઈ. સ. ૧૧૫૯માં પૂર્ણ થયાનો શિલાલેખ ત્યાં છે; અને નેમિનાથના મંદિરના બાંધકામને લગતો ખર્ચ આત્યંતિક અતિશયોક્તિપૂર્ણ હોવા ઉપરાન્ત "વીસલપુરીય કોરી"નું સિદ્ધરાજના સમયમાં ચલણુ હોવાનું કહેવું એ તો કાલાતિક્રમ જ છે.

# શ્રી ગિરનાર ચૈત્ય પરિપાટિ

સમરીય અંબિકિ સરસતી, વંદિય નેમિ જિણુંદ<br>
ઊજલિગિરિ જિસવર-થણુઅ, હીઈઈ ધરી આણુંદ ૧<br>
શ્રીગિરિનારહ તલહટીય, જૂનૂગઢ સવિશાલ<br>
સલખ-પ્રસાદિ જુહારીઈએ, તિજલપુરિનુ પાસ ૨<br>
સમરિ સિંધિ ઊધારં કીઉ, ઉસવંસ અવયાર<br>
તુ સંઘવી ધુંધલ તણુઉ એ, જિણુહરિ આદિ જુહાર ૩<br>
ધરણિગવસહી વંદીઈ એ, સ્વામીશ્રી મહાવીર<br>
ડાબઈ ભદ્રપ્રાસાદ તિહ પૂનિગ ગુણુગંભીર ૪<br>
ખમાણુા વિસહી કારવીય લખરાજ ધરીઅ ઊછાહ<br>
પીતલમઈ પ્રભુ પૂજીઈ એ, રિસહેસર જિણુનાહ ૫<br>
હવિ ગિરિવરભણી સાંચર્યા એ, દામોદર સવિલાસ<br>
સોવનરેખનદી-કન્હઈ એ, કાલમેઘ ક્ષેત્રપાલ ૬<br>
રાયણિ આંબા આંબલીય, વનસઈ ભાર આઢાર<br>
મોર મધુર-સરિ સોહતી એ, ગિરિ પાખલિ વન બાર ૭<br>
પાજ કરાવી સોહલીય, બાહિથ ઉદયન સાખ<br>
બાહડ વીસલપુરીય તિહાં, વેચા ત્રિસઠિ લાખ ૮<br>
ઊસવાલ સોની પદમતણી, પાજઈ પહિલી પરવ<br>
પરવ બીજી પોરવાડ તણી, વીસ ભીમ કરિસિ ગર્વ ૯<br>
હાથી વંકિ ઝીલિ દીસઈ, રાયણિ રુખ વિશ્રામ<br>
ત્રીજી ધુલીય પરવ ધલોડણાયગની અભિરામ ૧૦<br>
ત્રિહું સલઉરી ચાહતાં એ લાગઈ સીઅલુ વાઉ<br>
માંકડકૂડી-કન્હિઈ ચઉથી, માલીપરવઈ જાઉ ૧૧<br>
વાંકી ચૂંકી વાટડી અલિઈલી સાપલ જેમ<br>
વરતિત્ત સિલખડકી પરઈ એ, બીજી ખડકી તેમ ૧૨<br>
પાંચમી પરવ સૂઆવડીઅ, વઉલી અંબર હેઠિ<br>
જાતાં જિમણુઈ સહસબિંદ ગુફા ભણી દિઉ દ્રેઠિ ૧૩<br>
હાબા-જિમણા તોરણા એ, આ ગમ આંચલીયાપ્રાસાદ<br>
પહિલી પોલિ પા(પે)સતાં એ, સહીઅર કીજઈ સાદ ૧૪<br>
સભકર નવલખ જિણુહરુ એ, પઇસત બીજી પોલિ<br>
દેવલોક સાર્મ્હુ કરઈ એ, સંઘવી બિઠા ઊલિ. ૧૫

[વસ્તુ]

નેમિપ્રતિમા નેમિપ્રતિમા લેઈઅ આવંતિ છત્રચામર સિરિ ઢાલીઈ,
પંચશબદ–વાજિત્ર વાજઈ, પઈસારુ સંઘવી હુઈ
ભુંગલ–ભેર–ઝિણિ ગગનિ ગાજઈ, ઢોલ–દદામાં દડદડી
વાજઈ ગુહિર નીસાંણુ, ધવલમંગલ બાલા દેઈ, અરીયણુ પડઈ પરાણુ ૧૬

[ઢાલ]

મેલાસાહ તણી દેહરીઈ, ધર્મનાથનઈ નમતાં જઈઇં
મૂલ દૂવારિ થાકણુ એ, સાહમી સવાલાખી ચુકીધર
વસ્તગિ થાપિઉ તિહાં નેમીસર
પ્રણમુ પાસઇ દેહરીઅ ૧૭

નેમિ નિહાલી તોરણિ વધાવુ, દાન દેઈ પાઉ–મંડિપિ આવઉ
નેમિનાથ સિર નાંમીઈ એ, ત્રિવારઈ પ્રાસાદ પ્રદક્ષીણે
દાન દેઈ જે હુઈ વચક્ષણ, ફૂલફલે જિન ભેટીઈ એ ૧૮

અધૂલક પાયે પૂજ્યા દેવ, માનવ–જનમ સફલ હુઉ હેવ
ગજપદ–કુંડિ સનાંન કરું, ધોતિ કરી આવ્યા પ્રાસાદિ
ન્હવણુ–મહોછવ કીઉ નવનાદિ, કેસર–ચંદનિ ચરચીઈ એ ૧૯

પૂજ રચીનઈ અગર ઊખેવઉ
રતન–થાપિત નેમીસર સેવઉ
ભમતી ચૈત્રપ્રવાડિ કરઉ રંગમંડપિ જિણવર પૂજીજઈ
ધર્મશાલા ચૈઈત્ય વંદન કીજઈ, અપાપામઢિ જાઈઈ એ ૨૦

અતીત ચઉવીસી સાત તીર્થંકર
તે પૂજીજઈ પાપ–ક્ષયંકર
આઠમૂ બિંબ ત્રંબાવતીય, આમરાયનઈ તે વંદાવિઉં
બપભટસૂરિ તિહાં અણાવું, અરિઠનેમિનઈ દેહરઈ એ ૨૧

હવઈ પીત્તલમઈ દિગંબર બિંબ
નેમિતણૂં પૂજઉ અવિલંબ
બહુતિરિ દેહરી પૂજીઈ એ ત્રિણિ તોર વસ્તગિ ઇહિં કીધી
આદિલ ભોઅણિ ત્રણિ પ્રસિધી, લાખ લાખ ધન વેચીઉ એ ૨૨

વસ્તગિ કીધુ સેત્તુજિ–અવતાર
આદીસરનઈ કરુઅ જોહાર
ગિરુઆં પીતલ બિંબ નમુ ડાબા–જિમણા ગયવર બિઉ
વસ્તગિ–તેજૂગઊરી તેઉ સોમ અનઈ આસરાજ અછઈ  ૨૩

રંગમંડપિ નવ–નાટક સોહઈ
પૂતલીએ અપછર મન મોહઈ
જોતા તૃપતિ ન પામઇ એ, અષ્ટાપદિ જિણવર ચઉવીસઈ
જિમણઇ સમેત સિહરિ જિણ વીસઈ, વઈરા દેહરી જોઈઇ એ ૨૪

જીરાઉલઉ ગોઈઆગરિ થાપિઉ, તે પૂજી કલિયુગ સંતાપ્યઉ
ચેત્ર–પવાડિઈ સાંચર્યા એ, શાંણાગર ભૂંભવ પ્રાસાદઇં
વિમલ પાસ થણઉ સરુઉ સાદિ, મુખમંડપ રુલીઅમણઉ એ ૨૫

સાવ પીતલમઈ બિંબ વખાણૂં
કંચણ બલાણા ઉપમ આણૂં
કલ્યાણત્રય પેખીઈ એ, સમરસિંહ કીધુ ઉધાર
ત્રિહુરૂપે છઈ નેમિકુમાર, મેઘનાદ મંડપ સધર  ૨૬

જગતિઇ બાવન દેહરી દીસઈ
જિણવર જોતાં હઈડઉં હીસઈ
માલદેવ તણુઉ ભદ્ર ભલઉ, રતનદેગુરુ પીત્તલસામિ
પશ્ચિમ ભદ્ર હાજાનઈ નામિ, ઉત્તરદસિ ભદ્ર વર્ણવૂ એ  ૨૭

સદઈવછેરઈ તેઉ કરાવિઉ
હવઈ ખરતરવસહીભણી આવિઉ
નરપાલસાહની થાપના એ, સતોરણઉ પીતલમઈ વીર
શાંતિ–પાસ છઈ સાચઉ શરીર, કાસગીઆ પીત્તલતણા એ ૨૮

રંગમંડપિ નાગબંધ નિહાલઉ
પૂતલીએ મંડપિ મન વાલઉ
પંચાંગવીર વસેખીઈ એ, માલાખાહઈ મંડપ જાણુ
જિમણઈ અષ્ટાપ[દ] વખાણુ, ભણસાલી જોગઈ કીઉ એ ૨૯

ડાબઇ સમેતસહિર પ્રસીધુ
તે પણિ ધરણઈ સાહિ કીધઉ

અદબદ મૂરતિ ચંદ્રગફા, પુનિમવસહી સ(સુ)મત જિણેસર
વયજાગરિ થાપિક અલવેસર, હોમસર રુલીઆમણું ૩૦
સોમસીવરદે સારંગ જિણવર
ખરતર જેઠાવસહી મણુહર
ચંદ્રપ્રભજિન પૂજીઈ એ, નાગઝરિ મોરઝરિ બે કુંડ ચાહુ
બહુત્તિરિ જિણાલઇ શાંતિ આરાહુ, પુનઈ કોઠારી થાપીઉં એ ૩૧
ઇદ્રમંડપિ હુઈ ઇંદ્ર-મહોછવ
પૂનિમ દેહરી દીસઈ અભિનવ
વવેક સં.... નેમિ નમુ, માંસખમણુ મનરંગિ કીધૂ
ચિહું ચોલસું અણુસણું સીધઉં, સહુડાદે ચકકી-કન્હઈ એ ૩૨
ગજપદકુંડિ ઉરી છઈ અષ્ટ
તેહ પરઈ છઈ કંડ વિશષ્ટ
સંકલ પાજઈ છત્રસિલ ૩૩

[વસ્તુ]

હવઇ ચાલઉ હવઈ ચાલઉ ભણીઅ અંબાવિ
ભાણુ મૂરતિ ગુરુ જિણહરઈ
ચંદ્રપ્રભ જિણવર થુણીજઈ
સીધરાજ ઉધ્ધાર કીઉ, કવડજક્ષ દેઉલ ભણીજઈ
મરુદેવ્યા મયત્રલ આરુહી ભરથેસર સંજત
રાડા( ? રામ) ડુંગર હો(દો ?)ઈ દેહરી રાજમતી તુપત્ત ૩૪

ઢાલ

રાજમતી પ્રાસાદ તલિ ગફ માહિ પડંતી
શંબમૂરતિ જોઉ નેમિ વિરહ-કંકણુ મોડંતી
કૂંકૂકાજલ-વન્ન તિહાં નીઝરણુ ઝરંતી
ઉદયસેખર વીર કલસ શિવાદેઉલ દીસંતી ૩૫

હવઈ ચાલ્યા દિગંબરુ એ, કોટડીઅ વિહારો
પાતાનઈ પીતલ તણુઉ એ, આદિનાથ જોહારુ
ભાવસાર ડાહા વિહાર નમુ અજિત જિણેસર
ચતુર્મુખ લખપતિ તણુ એ, પૂજીજઈ જિણવર ૩૬

ગંગાકુંડિ ગંગદેઉલ જોઈ નઈ જાઉ
મહિતી આણુ દેવરાજ તણુઉ, જિણુહર જિન ધ્યાઉ
ગણુપતિ રહિનેમિ દેહરી એ, દોઈ અંબિક પાજ
ચીત્તરસાહિ કરાવીઉ એ, કીધું અવિચલ કાજ ૩૭
ચીત્તુડા પુનાતણુઉણુ અંબાઈ પ્રસાદ
તે સાંમલસાહઇ ઉધરિઉ એ, ખેત્ર વસંતા નાદ
પંચમૂરતિ અંબિકતણી એ. નમતાં દુખ નાસઈ
ફલ-નાલીઉરે ભેટીઇ એ, સંઘ વિઘન વિણાસઈ ૩૮
હિવ અવલોણા સહિર(સિહર) ચડી સહિસાવન પેખું
લાખારામી કણુયરી એ, સિદ્ધ દેહરી દેખું
સામિ-પજૂન નમેવિ બેઉ, સિધવણુાયગ વખાણુ
કંચણુખલાણુઉં જિહાં છઈ એ, પણિ ઠામ ન જાણુ ૩૯
નેમિ ભૂયણિ વલી આવીયા એ
પહિરઇ ઈન્દ્રમાલ, ઈન્દ્રમહોછવ દાન દેઈ
ધજ ચડઈ વિશાલ, હેમકલસ દંડ ઝલહલઈ એ
સાજણુ વિહાર પૃથ્વીજઈ પ્રાસાદ તલિ ગિરુઉ ગિરનાર ૪૦
લાખ બહુત્તિરિ પાંચ કોડિ વીસલપુરી વેચી
સિદ્ધરાય જેસંગદેવિ નિજ કીરતિ સંચી
વીરાહુરુ સંઘવી સજાણુ શવરાજ પ્રસીધઉ
કનક કલસ ધજ ઠવિય ભૂયણિ જિણિ જસ લીધઉ
એકમના નિતુ સુણુઈ એ એહ જિણુહર-માલ
તીરથ યાત્રા તણુઅ ફલ હોઈ વિશાલ ૪૧

ઇતિ શ્રી ગિરનાર ચૈત્ર પરવાડિ સંપૂર્ણ સમાપ્તઃ કલ્યાણું ચ ॥

# 'ગિરનાર ચૈત્ય પ્રવાડિ વિનતિ'

## સં. વિધાત્રી વોરા

કર્તાના નામનિર્દેશ વગરની આ ચૈત્ય પરિપાટી આ પહેલાં જે 'ગિરનાર ચૈત્ત પ્રવાડી' જોઈ ગયા એને કેટલેક અંશ મળતી આવે છે, તેમજ ઐતિહાસિક માહિતી પણ ઘટાવે છે. પરંતુ વિશેષમા પ્રસ્તુત રચના એક સુંદર કાવ્યકૃતિ પણ છે. કવિનું અનુભાવન-સંવેદન આગળની કૃતિ કરતાં ગાઢ લાગે છે. અને અભિવ્યક્તિ પણ તદનુરૂપ રોચક અને ભાવવાહી છે.

આ પહેલાં ચર્ચી એ કૃતિ માત્ર પ્રાસંગિક તથ્યલક્ષી જ છે. આ મૂળગત ભેદ, બન્ને કૃતિઓ એક પછી એક જોઇ જતાં સહજ રીતે વરતાય છે. બન્નેનો કાવ્ય ઢાંચો જ એવી રીતનો છે. પહેલી પરિપાટીનો આરંભ સીધેસીધો યાત્રાવર્ણન રૂપે જ છે, જ્યારે આ તીર્થવંદનામાં તો કવિ સખીને ઉદ્દબોધી ચૈત્યપ્રવાડી ગાઈ સંભળાવે છે. અને ખરેખર સારીએ રચના ગેય અને રક્તિપૂર્ણ હોવાનો અનુભવ થાય છે.

ગિરનાર પરના અને નીચે જૂનાગઢ અને અન્ય યાત્રાનુષંગિક સ્થાનોને માટે બન્ને કાવ્યોમાં લગભગ સમાન કહી શકાય એવા ઉલ્લેખો છે. જો કે એકમા એક વાત વિશેષ છે, બીજામા બીજી આખરે એક જ તથ્ય વિષે કહેવાનું હોઈ, વિષય એક જ હોઈ, સમાનતા સામાન્ય રીતે સંભવી શકે છે. આ વાત કાવ્યનું કથાવસ્તુ તપાસતા સ્પષ્ટ બની રહેશે.

આરંભમાં સરસ્વતીની સ્તુતિ કરીને કવિ ગિરનારમંડન, યાદવવંશવિભૂષણ નેમિનાથનાં ગુણ ગાય છે. કવિ સખાને સંબોધીને કહે છે, 'સખિ, ગિરનાર ઉપર જઇએ અને જન્મનું સાફલ્ય લઇએ, (વળી) ત્યા ચતુર્વિધ સંઘના મેળાપ થતા બેવડો લાભ મળે.' એમ તીર્થમાળાનું પ્રવેશ પદ ઉચ્ચારે છે.

યાત્રા 'મંગલપુર' (માંગરોળ)થી શરૂ કરે છે; ત્યાં પાર્શ્વનાથને પ્રણમી, 'વણથલી' (વંથળી)માં સોળમા તીર્થંકરના દર્શને આવે છે. આ કવિ સ્થૂળ દષ્ટિ રાખી યાત્રાએ નથી નીકળ્યા, પણ કલ્પના-વિહાર કરતા હોય એમ લાગે છે. વંથળીથી 'તેજલપુર' (ઉપરકોટની નીચ)માં પાર્શ્વનાથને નમે છે. ત્યાં કોઈ તળાવના ઉલ્લેખ કરે છે, જે તેજપાળ કારિત 'કુંમરસર' જ હોવું જોઇએ. — હવે જુનાગઢમા (ઉપરકોટમા) પ્રવેશ કરી ત્યા મહાવીર અને આદિનાથનું પૂજન કરે છે. તે પછી સોવનરેખ (સોનરેખ) નદીનો ઉલ્લેખ કરી, 'દામોદર વાટ' પકડે છે; ત્યા ડાબી બાજુ 'કાલમેઘ ક્ષેત્રપાલ'ના મંદિરનો નિર્દેશ કરી, નજીકમા રહેલા દામોદરના ઘાટ વસ્તુપાળ મંત્રીએ બંધાવ્યાનું જણાવે છે. દામોદરથી ગિરનારની પાજ સુધીના માર્ગનું રોચક વર્ણન કરે છે. ત્યા દેખાતા નિસર્ગનાં દૃશ્યાના સૌંદર્યનું વર્ણન કરતાં કવિ રસપ્રવણ બની, સખીને કહે છે કે કોઈ પ્રણયી યુગલ એ માર્ગે જતાં જરા વિશ્રામ લેવાનો વિચાર કરે છે, પણ પ્રેયસ માનતો નથી. એમ સાસારિક ભાવોદ્રેકમાં થોડું આવી જઈ, ગિરનારની પાજ સુધી આવી રહેતાં, કવિ પાજના ઉલ્લેખ સાથે જ એના બનાવનાર 'બાહડદે' (વાગ્ભટ મંત્રી)ને ધન્યવાદ આપી દે છે. 'પર્વતનાં ચઢાણ સાથે સાથે કર્મો ખપતાં જાય છે', એમ કહી સીધા જ કોટ સુધી આવી પહોચે છે. પરંતુ એ પહેલાં માર્ગની પ્રાકૃતિક અદ્દભુતતાનું સંવેદન કવિ અનુભવે છે તેનું મનોહર વર્ણન કરે છે. કોટના દરવાજાથી ખડકી બંધ માર્ગ વટાવતાં (નેમિજિનના) મૂળ ગભારે પ્રવેશતાં જ મંદિરમાંથી આવતી સુવાસિત દ્રવ્યોની દિવ્ય સુગંધનો

નિર્દેશ કરી, મંદિરમાં 'નેમિનાથ'ને પ્રણમે છે. એ પછી 'ઇંદ્રમંડપ'માંથી પસાર થઈ, 'ગજપાદ કુંડમાં સ્નાન કરી, કવિ પૂજન-વિધિ વર્ણવે છે. બોંતેર બિંબ અને 'અષ્ટાપદ'ના આઠ બિંબનું પૂજન કરે છે. આમ ક્રમે ક્રમે 'શત્રુંજયાવતાર આદીશ્વર', 'અષ્ટાપદ', 'સમેત શિખર ના દેવો, મરુદેવિ અને 'કવડીલ યક્ષ' (કપર્દી યક્ષ) તમજ 'નેમિનાથ'ના 'કલ્યાણ-ત્રય' મંદિરમાં દર્શન કરી, રથનેમિ-રાજીમતીના મંદિરોની મુલાકાત લઈ, અંબાજીની ટૂંક સુધી પહોંચી જાય છે. પછી 'અવલોકન શિખર', અને 'શામ્બ-પ્રદ્યુમ્ન'ને નમી, 'હેમબલાનક' બિંબને જુહારે છે. ત્યાંથી ફંટાઈ કવિ 'સહસારામ' (શેષાવન), 'લાખારામ', 'ચંદબિંદુ' (ચંદ્રગુફા), સહસ્રબિન્દુ ગુફા; સાતપુડા અને કાળકા (?) ) ગુફામાં નમસ્કાર કરી, ચૈત્યપ્રવાડી પૂર્ણ કરે છે. આ સિવાય બીજાં નહિ નિર્દેશાયેલાં અનેક સ્થાનકો અને 'છત્રશિલા' (ભૈરવ જપ ?) )નો પણ ઉલ્લેખ કરે છે.

આ પ્રમાણે કવિ સખીને પૂરી ચૈત્યપ્રવાડી ગાઈ સંભળાવે છે. કવિ ભાવિક છે, માટે પૂજા-વિધિના વર્ણનમાં ખાસી ૬ કડી રોકે છે, (૧૫ થી ૨૧) કવિ હૃદય પ્રકૃતિનું ચેતોહર સૌંદર્ય નીરખી રોમાંચિત થઈ પહેલી ૮ કડી તો તેનું વર્ણન ગાવામાં રોકે છે. આમ પરિપાટીનો અર્ધોભાગ કાવ્ય વ્યંજના માટે રાખી, શેષ ભાગમાં ઐતિહાસિક માહિતી આપે છે. ને ત્યાં પણ કવિની કાવ્યકળા તો છતી થતી રહે જ છે. (૬ ઠ્ઠી કડીનો પૂર્વાર્ધ નથી.)

આગલી 'ગિરનાર ચૈત્ત પરિપાટી'માં નથી આપ્યા એવા, મંગલપુરના પાર્શ્વનાથ, વંથલીના શાંતિજિન, દામોદરનો ઘાટ વસ્તુપાળે બંધાવ્યાનો ઉલ્લેખ, હેમબલાનક (કાંચન બલાણ),[1] છત્રશિલા[2]ના ઉલ્લેખો, ઇત્યાદિ આ કૃતિમાં મળે છે.

આ રચના જે પ્રતિમાંથી મળી છે એનો લેખન સંવત સતરમા શતકનો લાગે છે. પ્રતિ લા.દ.ભા.સં. વિદ્યામંદિરમાંથી પુણ્યવિજયજી સંગ્રહની (નં. ૮૨૮૫) છે. પ્રતિ પરિમાણ ૨૬.૪×૧૧.૧ સે. મિ.; પંક્તિ ૧૪; અક્ષર ૪૮ (દરેક પત્રમાં સરાસરી) છે. કાવ્યની ભાષા પણ આગલી કૃતિ 'ગિરનાર ચૈત્ત પ્રવાડી' કરતાં થોડી પાછોતરા સમયની છે. વ્રજભાષાના કવિ જેવું પદલાલિત્ય પણ છે. ગિરિસ્થ સ્થાનો માટેની ઐતિહાસિક વિગતોની ચર્ચા આગલી કૃતિ વખતે કરેલી છે, એટલે અહીં તે પર વિશેષ ચર્ચા અનાવશ્યક બની રહે છે. કૃતિ રથનેમિનું મંદિર બંધાઈ ગયા પછીની છે અને એથી ૧૫મા શતકના દ્વિતીય ચરણમાં ક્યારેક રચાઈ હશે.

### પાદટીપ

૧. રત્નશેખરસૂરિશિષ્ય કૃત 'ગિરનાર તીર્થમાળા' – (ક. ૧૮), **પ્રાચીન તીર્થમાળા ભા ૧,** ભાવનગર, વિ. સં. ૧૯૭૮.

૨. હેમહંસ કૃત 'ગિરનાર ચૈત્ય પરિપાટી' (ક. ૩૦–૩૪). સં. પં. બેચરદાસ દોશી, અમદાવાદ વિ. સં. ૧૯૭૮ **પુરાતત્ત્વ** ભા. ૧ (પૃ. ૨૯૩).

## શ્રી ગિરનાર ચૈત્યપ્રવાડિ વિનતિ

સરસતિ સામિણિ વીનવું માગઉ એક પસાઉ
ગિરનારહ ગિરિમંડણુઉ ગાસિઊં યાદવરાઉ ॥ ૧
સખિ, ઊજિલગિરિવરિ જાઇએ એ, ફલ લીજઇ ઇણુ સંસારિ
ચઉવિહ સંઘ મેલાવડઉ દૂયડઉ ગઢ ગિરિનારિ —સખિ૦
આંકિણી છ ॥

મંગલપુરિ મહિમા ઘણુંઇ, પણુમઉ પાસ જિણુંદ
સંતિજિણેસર સોલમઉ, વઉણુથલી વીરજિણંદ —સખિ૦ ૨
અમરિતતઉ અધિકેરડઊં, જલનિર્મલ ભરિઊં તલાવ
તેજલપુરિ પહ પણુમીઇ, પાસનાહ સકલાવ —સખિ૦ ૩
ગઢજૂનઉ જગિ જાણીઇ, જાણે ગિરિકૈલાશ
વીર·આદિ પૂજી તિહાં જિણુ, તિહુયણિ પૂરઇ આસ —સખિ૦ ૪
સોવનરેખ નદી વહઇ, દામોદર તીર વાટ
કાલમેઘ ડાબઈ અછઈ, વસ્તુપાલ આ ઘાટ —સખિ૦ ૫

......................................

આંબા જાંબૂ આંબલી, બીજઊરી બહુરંગ —સખિ૦ ૬
મારગિ વનરાજી ઘણી, બહૂલી દીસઇ છાહ
એક ભણુઇ ઇહા બઇસી, પણુ પ્રેમિ ન મૂકઇ બાહ —સખિ૦ ૭
મોર મધુર કી ગારડા, કોઇલિ સલલિત–સાદ
પરબત પાણી ઊતરઈં, નીઝરણે નીર નિનાદ —સખિ૦ ૮
હવ પહિ પરવ દેખીઇ, દેખીઇ જન–વિશ્રામ
પાજઇ ચડતાં સોહિલૂ, ધન બાહડદે તુમ્હ નામ —સખિ૦ ૯
બીજી ત્રીજી તઉ વલી, વલી ગયા સવિ કમ્મં
તાઢઉ વાઉ તિ વાઇઉ, ટલઇ શરીરહિ શમ્મં —સખિ૦ ૧૦
ખડકી બે વઉલી કરી, સૂયકારાણિ ચઉથી પર્વ
પોલિ પ્રવેસિહિ પુહવીઇ, મેલ્હી મનના ગર્વ —સખિ૦ ૧૧
દેઉલ દીઠઉ દેવનૂં, જાણે સ્વર્ગ–વિમાન
અમીય રસાયણુ ઊજલૂં, અહિવા પુણ્ય–નિધાન —સખિ૦ ૧૨
ત્રન્નિ પ્રદક્ષણુ પરિકરી, હરી દુરી સવિ પાપ
મૂલિ ગભારઇ આવીયા, દુખહ ટાલિય વ્યાપ —સખિ૦ ૧૩

કઇ કસતૂરી વજા મઇ કઇ કલપતરકં ?
સામલવન્ન સોહામણઉ, પણમિય નયણાણંદ —સખિ૦ ૧૪
ઇંદ્રમંડપ માહિ થઈ ગજપતિ કુંડિ સનાન
નિર્મલ ધોતિ સુપહિરઇ, માગત-જન દીજઈ દાન —સખિ૦ ૧૫
કલસભરી સોવન-મઇ, નીર નિરોપમ ગંગ
ઉત્સવિસિઉં સંધિ સહી, નેમીસર ભૂયણિ રંગ —સખિ૦ ૧૬
કુસમંજલિ વિધિ સાચવી, સનપન સામિ સરીર
આદરિ અંગ વિલૂહિઇ, પાવિત્ત હૂઇ શરીર —સખિ૦ ૧૭
બાવનિ ચંદનિ ચરચીઇ, અરચઇ કુશમહ માલ
પૂજ રચી મન ભાવતી, ગુણ ગાઇ વર બાલ —સખિ૦ ૧૮
ચોખા આખે અતિ ઘણા, ફલફોફલ પકવાન
સાલિ દાલિ ઘૃત સાલણા, ઢોઈ વસ્તુ પ્રધાન —સખિ૦ ૧૯
ખેલા નાચઇ ખંતિસિઉ, અંગિહિ રંગ અપાર
પુણ્યહ પાર ન પામઇ, ધ્વજ આરોપિય સાર —સખિ૦ ૨૦
આરતી આરતિ હરઇ, મંગલદીપકમાલ
જે ભવીયણ ભાવિ કરઇ, પ્રનપઇ તે ચિરકાલ —સખિ૦ ૨૧
પએ[વે] બલી પૂજતાં, પૂજઇ ન(ને)હ જગીસ
પાઊમંડપિ પાદુકા, સતરિસઉ જગદીસ —સખિ૦ ૨૨
જગતિ જગ તિસઊં જોઈઇ, બહુતરિ દેહરી બિંબ
આઠ તીર્થંકર આગલા, તે પૂજઉ અવિલંબ —સખિ૦ ૨૩
અભિનવઉ સેત્તુજ અવતરિઉ, આદિલ પૂય પાય
અષ્ટાપદ સમેતિ સિઊં, મરુદેવિ કવડિલ રાય —સખિ૦ ૨૪
કલ્યાત્તુ [કલ્યાણત્રય] નિરખીઈ હરખીય ચિત્ત અપાર
ત્રિહુરૂપે નેમિ પૂજીઇ સફલ હૂઇ સંસારિ —સખિ૦ ૨૫
રાજીમતી રહનેમિસિઉં, અંબિક આગઇ શ્રૃંગિ
ફલનાલીયરે ભેટીઇ, પૂરઇ મનના રંગ —સખિ૦ ૨૬
અવલોણા સિહિરિ નમી, સામિપજૂનકુમાર
હેમ બલાણઇ બિંબ અછઇ, જિણવર તીહ જુહારુ —સખિ૦ ૨૭
સહસારામ સરૂયડું, રૂયડું લાખારામ
ચંદ્રબિંદુ ગુફ જિન નમૂં, છત્રસિલાઇ પ્રમાણ —સખિ૦ ૨૮
રૂયડાં થાનક છઇ ઘણા, ગુણણા નહી મઝ્ઝ પાડિ
મનસિદ્ધિ માલ્હી કરી, કીધીય ચૈત્ય-પ્રવાડિ —સખિ૦ ૨૯

પુનરપિમણિ ઊલટી સહી, નેમીસર પ્રાસાદિ
મનહ માહિ ઇમ માનીઉ, જીતઉ જગિ જયવાદિ —સખિ૦ ૩૦

યાદવરાય નમી વલી, તીરથપતિ ઉદયવંત
વલી વિશેષિ જોઈઇ, ગુણહ ન લાભઇ અંત —સખિ૦ ૩૧

તૂય ગુરુ બંધવ તાય તૂં, તૂ પરમખ પર દેવ
મૂં સેવક કરુણા કરી, પાયતલિ દેજ્યો વાસ —સખિ૦ ૩૨

તીરથમાલા જેઉ ભણઇ, ગુણઇ સદા સવિચારુ
અલિય વિઘન દૂરિ પુલઈ, પામઈ સુકખ ભંડાર —સખિ૦ ૩૩

॥ ઈતિ શ્રી ગિરનાર ચૈત્યપ્રવાડી વીનતી ॥

# અજ્ઞાતકર્તૃક "નેમિનાથ ભાસ"

સં. વિધાત્રી વોરા

પ્રસ્તુત કાવ્ય 'ભાંસ' પ્રકારની કાવ્યરચના છે. એ 'નેમિનાથ ભાસ' એવા નામે હોવા છતાં વાસ્તવમાં ગિરનાર યાત્રાવર્ણન છે.

આરંભમાં જ કવિ સોરઠદેશમાં જૂનાગઢમાં રાજુલવર-નેમિનાથની સ્તુતિ ગાવાનો નિર્દેશ કરે છે. સાથે સાથે જ યુગાદિદેવ, વીર અને પાર્શ્વનાથને વંદના કરે છે. એટલે કે સોરઠપ્રદેશે ગિરનાર ઉપર નેમિનાથની યાત્રાએ જતાં 'ઉપરકોટ'માંના શત્રુંજયાવતાર આદિનાથ, સત્યપુરમંડન મહાવીર સ્વામી અને તેજલવસહી-પાર્શ્વનાથના મંદિરોના દર્શનનો નિર્દેશ અહીં અભિપ્રેત છે.

બીજી કડીમાં 'સોવનરેહ (સોનરેખ-સુવર્ણરેખા)' નદીનો ઉલ્લેખ કરી, સાતમી કડીમાં દામોદર-કુંડ સુધી આવતાં વચ્ચેની ચાર કડીમાં કવિ પ્રકૃતિવિહારની મોજમાં રાચે છે. આઠમી કડીમાં ફરી વર્ણનવિભોર બની, નવમી કડીમાં ગિરનારની 'પાજ'નો ઉલ્લેખ કરે છે. 'કિરિ આવ્યાં સરગકિ ઢૂંકડાં' એમ દસમી કડીમાં કવિ 'કોટ' સુધી આવી પહોંચ્યા લાગે છે. અને ત્યાંના સજ્જનમંત્રિએ બંધાવેલાં જિનાલય (કડી ૧૧), તે પછી 'નાગઝરા – મોરઝરા', 'ગજપદકુંડ' અને 'મુચકુંદ'ની ગુફાનો નિર્દેશ કરે છે. (કડી ૧૨) — ૧૩મી કડીમાં 'નેમિનાથનું કલ્યાણત્રય'નું મંદિર, અષ્ટાપદ અને 'સમેતશિખરનાં લલિતાપતિ (વસ્તુપાલ')એ કરાવેલાં વિહારનાં દર્શન કરે છે. પછી રાજીમતીને સ્મરી, 'અંબાજી', 'અવલોકન (ગુરુદત્તાત્રય), 'સાંબ (શાંબ-ગોરખનાથ)', 'પજૂન (પ્રદ્યુમ્ન–ઓઘડનાથ)' અને 'સિદ્ધિ વિનાયક'ના સીધાં ચઢાણની આકરી પાજનો ઉલ્લેખ કરે છે. કડી ૧૬માં 'સહસાવન (શેષાવન – સહસ્રામ્રવન)' 'લસ્સવણ (લાખાવન – લક્ષારામવન)'ને ટાંકી પાછા 'ગજપદકુંડ' આવી, નેમિનાથની પૂજા કરી ભક્તિભાવે ભાસ પૂરી કરે છે.

પ્રકૃતિના વર્ણન પ્રાધાન્યવાળી રચના હોવા છતાં ધાર્મિક ભાવનાનો અંતઃસ્રોત સતત વહે છે. માત્ર ૧૭ કડી જેટલું ટૂંકું હોવા છતાં તેમાં ઐતિહાસિક માહિતી ભરપૂર છે, એ કાવ્યની વિશેષતા છે.

લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની નં. ૮૬૦૧, ૨૪ × ૯.૯ સે. મિ. માપની આ પ્રતિમાં વિષય અને કર્તાના વૈવિધ્યવાળી કુલ ૧૫૦ રચનાઓ છે. આ રચના પત્ર ૬૩–૬૪ અને ૧૬૬–૧૬૭માં છે જેને અનુક્રમે अ અને ब સંજ્ઞાથી સમજીને પાઠભેદ નોંધ્યા છે. અક્ષરો અસ્પષ્ટ છે તદુપરાંત ક્યાંક ક્યાંક શાહી રેલાઈ જવાથી બગડ્યા છે. પ્રતિનો લિપીકાળ સોળમા શતકથી અર્વાચીન નથી. જ્યારે ભાસની રચના પંદરમા શતકના પૂર્વાર્ધમાં થઈ હોવાનું ભાષાના અધ્યયનથી જણાય છે.

## નેમિનાથ ભાસ

સહી સોરઠમંડલ જાઈયઇ
રાજલિવર રંગિઇ ગાઈયઇ
જઉ જૂનઇગાઢિ યુગાદિદેવ
વીર-પાસ-જિણેસર કરું સેવ–૧

પોલિ વઉલીય સોવનરેહ તીરિ
સીયલ જલ નિર્મલ અઇ ગંભીર
તરુયરતલિ દીસઇ વિસમ ઘાટ
રવિકિરણુ ન લાગઇ તેણુ વાટ–૨

વામદાહિણુ પરવત તણીય ઉલિ
દીસઈ તલિ વિસમ ઓલિ
રાયણુ ઘણુ ગહરીય છાંહડી
ઘન ચાલંતિ લોડતં બાંહડી–૩

તલિ પાચીય પડઇં તિ કોકડી
ત્રસ ભૂખ નહી તિહાં ઢૂકડી
સહકારિઇં કોયલિ ટહકડઉ
કામિણિ મનિ હરખિઇં ટહકડઉ–૪

અંબ આંબીય ઊંબર આંબિલી
ફલ ભરીય તિ દીસઇં અતિ ભલી
સરલા તરુ કેવીય માધુરી
દીસઇં દલ ફલ ફૂલિ સાથર–૫

વર વણુસઇ વિકસીય કુસુમભારિ
સોહામણી મહૂયરિ રણુઝણારિ
આભેરીય આણુંદિ વન મઝારિ
રછયલિ છય રતિ રમઇ તે ભોલૂયારિ–૬

દામોદર દાહિણિ દિસિ નિહાલિ
કેકિ કરઇ તિ તાંડવ મિલીય તાલિ
કાલમેઘિઇ કલરવ કરઇ કોવિ
એક ચ્છાહ છાહી ચિહુ ગમેવિ–૭

સવિ મારગ સાંકડ વાંકડા
રંગિ રમતા દીસઇ માંકડાં
નીઝરણુ ઝરણુ રણુઝણુ ઊતરઇ
તીણુ નાદિઇ મયૂરીય રવ કરઇ–૮

કેલિ કુંદરિ કિંનરી રમઇ રાસ
સોહાવ ઊજલિગિરિ નિવાસ
પાજ પાણીય પરિઘલ પરવડી
ચાલતી ચાચરિ રમઇ ગોરડી-૯

જિમ જિમ ચડિયાં ઊચાં ટૂકડાં
કિરિ આવ્યાં સરગ કિ ઢૂંકડાં
ઊજિલિગિરિ ઊપરિ જોઈઇ
પુવ્વભવ કય કલિમલ ધોઈઇ-૧૦

અતિ ઊલટિ સાજણુ મંત્રિ વિહારિ
ધન નેમિ નિહાલઇ તિ નરનારિ
સુંદર જિણમંદિર મઠ વિશાલ
રંગિ રાસ રમઈં તિહાં મિલીય બાલ-૧૧

નાગઝિરિ મોરઝિરિ ઝરઝરઈં નીર
ગયંદમઇ જમલિ નહી અમીય ખીર
મચકુંદ નીમાલીય જાઇ વેલ
ચંપકવણિ અલીયલ કરઈં ગેલિ-૧૨

કલ્યાણત્રય વાસવ ઠાણુ ચંગ
આદિમંદિર જોય તાં અતિહિ રંગ
અટ્ઠાવઇ સંમેતસહિર સાર
લલતાપતિ કરીય સારુયાર-૧૩

જખ કાજલ વન ઘન કંકૂય લોલ
રાજમતીય જોય તાં રંગિ રોલ
પંચાયણુ ગામિણિ પઢમ અંબ
અવયોલયણુ બીજ ય તીય સંબ-૧૪

તુંગિ શ્રૃંગિ રંગિ ચઉત્થઇ પજૂન દેવ
તિહાં સિદ્ધિ વિણાયક કહઇ કેવિ
નીસરણી દોહિલી કડી સેર
કાયર જણુ ચડતાં ચડઇ ફેર-૧૫

હિસઇં દુહદિસિ તુંગ શ્રુંગ
સહસ્સંબ-લસ્સવણુ પમુહ ચંગ
ત્રિહુ ભૂયણે ઉપમા નહીય જાસ
ગગનાચલ છાંડઇ ભવહ પાસ–૧૬

ગજપદ–જલિ નેમિઇ ન્હવીય અંગ
પ્રભ પૂજીય પૂરિસુ મનહ રંગ
ભાવિ ભગતિહિં ભણેસિઇં એઉ ભાસ
સિરિ નેમિ પૂરેસિઇ ભવિય આસ–૧૭

—ઇતિ

## પાઠભેદ

૧.૧ મંલિ જાઇઇ અ;
૧.૨ – ગાઇઇ અ – ૧.૩ જય; જોગાદિ ૧.૪ કરઉં
૨.૨ નિમ્મલ અય ૨.૩ વિસમા – ૨.૪ તીણુ અ
૩.૧ પરબત ઓલિ – ૩.૨ દીહર
૪.૨ ત્રિસ; ૪.૩-૪ ટહિકડઉ – ૫.૪ માથરા
૬.૧ ભારુ અ; ૬.૨ મહૂયલિ; ૬.૩ આભેરી અ
૭.૪ એક ઋઝાંહ ઇં રુઝાહીય ચઉહ ગમેવિ.
૮.૩ ઉવરઇં – ૯.૩ પરઘલઅ
૧૦.૧ ચડયાં અ; ટકડાં – ૧૦.૨ ટૂકડાં
૧૦.૩ જોઈય ૧૦.૪ ધાંઈય – ૧૧.૧ વિહપરં
૧૧.૨ જે અ; – ૧૨.૧ ઝિરમિરઇં – ૧૩.૨ જોઇ અ
૧૪.૨ લોલ અ; – ૧૬.૨ લખાવનિ અ; ૧૬.૩ ઊપમ
૧૭.૩ એઓ – ૧૭.૪ તીહ

# કવિ કેશવકૃત નેમિનાથ ફાગ

સંપા. કનુભાઈ પ્ર. શેઠ

## પ્રાસ્તાવિક

પ્રાચીન – મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં વિકસેલા અનેક લઘુ કાવ્ય પ્રકારોમાં 'ફાગુ' કાવ્ય પ્રકાર સ્વરૂપની અને વિષયવસ્તુની અપેક્ષાએ નોંધપાત્ર છે. વર્તમાને લગભગ ૭૮ જેટલાં ફાગુ કાવ્યો ઉપલબ્ધ છે; જેમાંથી ૫૦ જેટલાં પ્રસિદ્ધ થયેલાં છે. અહીં એક અપ્રકાશિત – **લાવણ્યરત્ન શિષ્ય કવિ કેશવકૃત** – 'નેમિનાથ ફાગ'નો સપરિચય પ્રસ્તુત કરવામાં આવે છે.

## પ્રતવર્ણન અને સંપાદન પદ્ધતિ

પ્રસ્તુત કૃતિનું વર્ણન લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, (અમદાવાદ)ના મુનિશ્રી પુણ્યવિજયજી હસ્તપ્રત ગ્રંથભંડારની એક માત્ર પ્રત (ક્રમાંક (૭૯૪) પરથી કરેલ છે. પ્રથમ પૃષ્ઠ પર તીર્થંકર ભગવાનનું રંગીન ચિત્ર દોરેલ છે. પ્રત્યેક પત્રનું માપ ૨૪.૭ × ૧૧.૦ સે.મિ. છે. બન્ને બાજુ ૩.૦ સે.મી.નો હાંસિયો છે: પત્ર ક્રમાંક પત્રની ડાબી બાજુ લખેલો છે; પાતળા કાગળની આ દેવનાગરી લિપિમાં લાલ તથા કાળી શાહી વડે લખાયેલ છે. શ્લોક ક્રમાંક લાલ શાહી વડે લખેલો છે. પ્રતની લેખનમિતિ દર્શાવી નથી; પણ તે લિપિ અનુસાર અનુમાને અઢારમા શતકની હોય તેમ લાગે છે.

**આરંભ :** (કોઈ સૂચન નથી.)

**અંત : इतिश्री नेमिनाथ फाग संपूर्णमश्रीरस्तु** સંપાદનમાં સર્વત્ર પ્રતિ અનુસારનો મૂલપાઠ કાયમ રાખ્યો છે.

## કાવ્યના કર્તા : કવિ કેશવ

કાવ્ય–પ્રશસ્તિ પરથી એના કર્તા વાચક લાવણ્યરત્નના શિષ્ય કેશવ હોવાનું નિશ્ચિત છે. કૃતિની રચનાસંવત ૧૭૫૧ (ઈ. સ. ૧૬૯૫) ફાગણ સુદ તેરસના દિને પાટણમાં થઈ હોવાનું કહી શકાય.

> **સંવત સતર એકાવન વરખૈ**
> **ફાગણ સુદ તેરશ હરખૈ રે, નેo**
> **પાટણ સહર સદા સુખદાઈ**
> **એ ફાગ રચ્યો વરદાઈ રે, ૧૦ નેo**
> **વાચક લાવન્યરત્ન પસાયા,**
> **કેશવ જિનના ગુણગાયા રે, નેo**
> **ભણસ્યૈં ગુણસ્યૈં જે સાંભલસ્યૈ,**
> **તેહના મનવંછિત ફલસ્યૈં રે ૧૧ નેo**

આ કવિ વિશે આટલી માહિતી મળે છે. એમનું નામ કેશવ/કેશવદાસ અને અપરનામ કુશલસાગર હોવાનું જાણવા મળે છે. ખરતર ગચ્છના જિનભદ્ર શાખાના સાધુકીર્તિની પરંપરામાં લાવણ્ય-

રત્નના શિષ્ય હોવાના ઉલ્લેખો એમની અન્ય કૃતિઓમાં મળે છે. આ કૃતિ સિવાય કેશવબાવની/માતૃકાબાવની (ઈ. સ. ૧૬૮૦) અને 'વીરભાણુ ઉદયભાણુ રાસ' (ઈ. સ. ૧૬૮૯) જેવી કૃતિઓ રચી હોવાના ઉલ્લેખો મળે છે.[1]

## નેમિનાથ ફાગ : કાવ્ય તરીકે

'નેમિનાથ ફાગ' એ ૧૬૫ કડીનું ફાગુ કાવ્ય છે. વર્ણ્ય વિષય જૈન પરંપરામાં પ્રસિદ્ધ બાવીસમા તીર્થંકર નેમિનાથના ચરિત્રના કેટલાક પ્રસંગને આલેખવાનો છે.

કાવ્યારંભે કવિએ નેમિનાથના ગુણસ્તવનો નિર્દેશ કરી, શીલનો મહિમા વર્ણવ્યો છે.

> શીલ વડો સંસાર મૈ, શીલૈ વહઇ સિધ્ધિ,
> મનવાંછિત શીલૈ મિલૈ, અષ્ટ–સિધ્ધિ નવ–નિધ્ધિ ૨

કવિ નેમિનાથના ઇન્દ્રે ઉજવેલ જન્મ-મહોત્સવના નિરૂપણમાં નેમિકુમારના દેહ-લાવણ્યનું વર્ણન માત્ર એક પંક્તિમાં સુંદર રીતે આલેખે છે :

> 'સાંમલ–વરણુ સોહામણા, કાયા ધનુષ દસ' ૧૫ સ૦

એ જ રીતે નેમિકુમાર અને મિથ્યાદષ્ટિ દેવના પ્રસંગને કવિ શીઘ્ર–ગતિએ વર્ણવે છે. ઇન્દ્ર વિનંતી કરી એ દેવને નેમિકુમાર પાસેથી છોડાવે છે, તે ઉક્તિ ઉલ્લેખનીય છે; કેમકે તે નેમિકુમારના વ્યક્તિત્વને છતી કરે છે.

> 'અતુલી–બલ જિનવર કહ્યા, તાહરી કુણુ કરૈ હોડ,
> એ મુરખ મહા દેવતા, કહે ખામૈ કર જોડિ' ૧૮ સ૦

અત્રે 'અતુલી બલ' નેમકુમાર અને 'મુરખ મહા દેવતા'ના પરસ્પર વિરોધી નિરૂપણ દ્વારા કવિએ નેમિકુમારના વ્યક્તિત્વને વિશિષ્ટ ઓપ આપ્યો છે.

બીજી ઢાળમાં કવિ નેમિકુમારના શૌરીપુરથી દ્વારિકા આગમનના પ્રસંગને વર્ણવે છે. રાજા ઉગ્રસેન અને માસોપવાસી તાપસના પ્રસંગને કવિ શીઘ્ર ગતિએ કથાત્મક રીતે વર્ણવી જાય છે. તાપસને પારણા કરાવવા અંગેનાં પોતાના વચનનું પાલન ન કરી શકનાર ઉગ્રસેન પર ક્રોધે ભરાયેલો તાપસ 'આનો મારક થાઉં'' એવું નિયાણું કરીને મૃત્યુ પામ્યો, તે પ્રસંગને કવિ આઠ કડીમાં સંક્ષિપ્તતાથી નિરૂપે છે, જે કવિની લાઘવ સાધવાની શક્તિનુ દ્યોતક છે, એમાં ક્રોધિત થયેલા તાપસની ટૂંકમાં છતાં બળકટ ઉક્તિ લક્ષપાત્ર છે.

> 'તાપસ ચિંતઈ એમ, એ રાજા મહાભૂંડોં,
> બોલ ન પાલૈ એ, લક્ષણ વિહૂણો લુંડો.' ૩૦
> જો તપનો પરભાવ, હું હજ્યો મારક એહનો,
> એમ નિઆણો કીધ, મરી પુત્ર ઉપનો તેહનો. ૩૧

આ પછી કવિ કંસના જન્મ–પ્રસંગને ટૂંકમાં વર્ણવી, એના જરાસંધની પુત્રી જીવયશા સાથે થયેલા લગ્ન–પ્રસંગનું નિરૂપણ કરે છે. કંસ–પત્ની જીવયશા અને સાધુ અતિમુક્તના નાટયાત્મક પ્રસંગને ઉત્કટ શબ્દ દ્વારા કવિએ વાચા આપી છે. મદિરાપાનથી મત્ત થયેલી જીવયશા સાધુ અતિમુક્ત પાસે અનુચિત માગણી કરતા કહે છે :

સ્યું ઘરઘર મગૈ કાંઈ, સ્યું કરૈ પરની આસ,
ભોગવ સુખ–વિલાસ, પુરો મનની આસ. ૪૪
તું ભરમ્યો ફિરૈ કાંઈ, હું કહું છું ગુઝ સાથે,
છોડ પરો વિરાગ, તન ધન યૌવન રાથે. ૪૫

કામાંધ જીવયશા અતિમુક્ત પર હુમલો કરે છે, તે શબ્દ-ચિત્ર પણ જુઓ :

ઓઘો લીધો ખોસ, સંઘટો કરવા લાગી,
લવ લવ કરતી તેહ, રહે નહી દોભાગી. ૪૭
ખાઈજઈ તે મીઠ, પરભવ કોણૈ દીઠો,
દેવરને ઉપદેશ, લાગો વચન–એ મીઠો. ૪૮

આ સંજોગમાં જીવયશાની અનુચિત ઉક્તિ તથા વ્યવહાર જોઈને અતિમુક્ત મુનિએ એનો મદ ઉતારવા પોતાના જ્ઞાનનો ઉપયોગ કરી ભવિષ્યવાણી ઉચ્ચારતા કહ્યું :

ગરવ–ભંજણ કાજ, મુનિવર એહવો ભાખૈ,
સાતમૈ ગરભ વિણાસ, દેવકીને કહું સાખૈ. ૪૯

આવી ભવિષ્ય – ઉક્તિ સાંભળીને જીવયશાનો ગર્વ ગળી ગયો.

સાતમા ગર્ભમાં ઉત્પન્ન થયેલ વાસુદેવ કૃષ્ણ કંસને મારી, ઉગ્રસેનને રાજગાદી આપી, યાદવો સાથે સોરઠ દેશમાં આવી ભાનુ અને ભીરુક (ભામર)ના જન્મસ્થાને દ્વારિકા નગરી વસાવીને રહ્યા. આ વિગત માત્ર બે પંક્તિમાં કવિ વર્ણવે છે.

બીજી અને ત્રીજી ઢાળ વચ્ચેના માત્ર આઠ દૂહામાં કવિએ કૃષ્ણ વાસુદેવ સાથે રહેતા નેમિકુમારનું એક દિવસ અકસ્માત કૃષ્ણના શસ્ત્રાગારમાં જઈ ચડવું, ત્યાં ધનુષ્યનો ટંકાર કરવો તથા 'પાંચજન્ય' શંખ વગાડવો, કૃષ્ણ અને નેમિકુમાર વચ્ચે થયેલી ભૂજબલકસોટી, એમાં કૃષ્ણનું હારવું, અને એમનાં મનમાં પોતાની પદવી જવા અંગે પેઠેલો ભય, તે સમયે થયેલી 'દેવ-વાણી' ઇત્યાદિ પ્રસંગો અતિ-સંક્ષિપ્તમાં વર્ણવ્યા છે જે કવિની કથનકલાના સામર્થ્યની દ્યોતક છે.

ત્રીજી ઢાળમાં કવિએ કરેલા વસંત-વર્ણનના કેટલાક શબ્દચિત્રો નોંધનીય છે.

ટહુકા કરતી કોયલ અને ગુંજારવ કરતા ભમરાઓની ભોગીઓના મન પર થતી અસર અને સર્વત્ર ખીલેલ વનરાજીનું કવિએ સુરેખ ચિત્ર ઉપસાવ્યું છે.

"ઉચૈ સરલૈ સાદ, કોઇલ ટહુકા કરઇ વા૦,
ભમર કરઈ ગુંજારવ, ભોગીના મન હરૈ વા૦,
કુલી સબ વનરાય, વસંત આવ્યાં સહી વા
સબ સણગાર બનાય, મિલાં પિઉને વહી.' ૬૫

વસંતાગમને વન ક્રીડાર્થે વિવિધ સાજ સજીને નીકળેલ ગોપીઓનું આ ચિત્ર પણ એની સ્વાભાવિકતાને કારણે નોંધપાત્ર છે.

સજિ કર સોલ–શૃંગાર, વિરાજૈ પદરાણી વા૦
પગ નેઉર–ઝણકાર, પહિરી ઓઢી બણી વા૦ ૭૧

નેમિકુમાર પરણવા પ્રત્યે ઉદાસીન છે તે અંગે ચિંતિત શિવાદેવી અને ગોપીઓ વચ્ચેનો સંવાદ નાટ્યાત્મક અને ચોટદાર છે.

શિવાદેવી બોલાય, ગોપ્યાને ઈમ કહે,
નેમ ન પરણે કેમ, ઉદાસી કેમ રહે, વા૦ ૭૧
પૂછને તત્કાલ, ખબર કરજ્યો તમ્હે, વા૦
મન્નાવો વિવાહ, તો ગુણ જાણું અમ્હે, વા૦ ૭૨

શિવાદેવીએ આપેલ આ પડકારને ઝીલી લેતી ગોપીઓની મર્માળી ઉક્તિ—

'વારૂ વારૂ કહીને, સહુ ઊઠી તદા, વા૦
નેમિ કુમારની વાત, રાખી મન મેં યદા' ૭૨

વસંતના આગમનથી વનમાં વિહાર કરતા જલન્તીરે આવેલા યાદવના સ્વરૂપ દર્શન તથા દેવર નેમિકુમારના શીશ પર કેસર–ચંદન વગેરે ઢોળી 'ગોઠ'ની માગણી કરતી ગોપીનું કવિએ તાદૃશ ચિત્રાત્મક આલેખન ઉપસાવ્યું છે.

ચંદનની રચી ખોલ, અરગજે મહમહ્યા, વા૦
સીસ સારંગી પાગ, ખાંગી સિર સોહતી, વા૦
તિલક વિરાજે ભાલ, ચાલ મન મોહતી, વા૦ ૭૩
કેસર ચંદન અગર, તગર ચોવા તણા, વા૦
ઢાલે દેવર–સીસ, ન રાખે કામણાં, વા૦
બોલે એહવી વાણિ ગોઠ દેસ્યો સહી, વા૦
અમ વસ પડીઆ સ્વામિ, જાવા દેસ્યા નહીં વા૦ ૭૪
સુંદર રૂપ સરૂપ, સોહે યાદવ તણા, વા૦
ઈક ઈક ચઢતે રૂપ, નહી કોઈ મણા, વા૦,
લાલ ગુલાબ અબીર, ઉછાલે બહુ પરે, વા૦,
માહો માંહિ રમે, રસ રાખી ઈણ પરે વા૦' ૭૫

ફાગ રમતા યાદવો અને તે સમયે વાગતાં વાજીંત્રોનું વર્ણન–એમાં આવતી રવાનુકારી શબ્દ રચના કારણે વિશેષ આસ્વાદ્ય બન્યું છે:

બાજે તાલ કંસાલ, ધપમપપ ડફ કરે, વા૦
દોંદોં કરેઅ મૃદંગ ચંગ મધુકર સુરે, વા૦
ઢોલક વાજે વીણ, વાજે વલિ વાંસલી, વા૦
ઈણ પર ફાગ રમંત, ચિંતા ગઈ વાંસલી ૭૬

અહીં દાખેલ ગોપીઓ અને નેમકુમાર વચ્ચેનો સંવાદ પણ માર્મિક છે.

'જિહાં એહૈ ગોવિંદ, ગોપી આવી તે તિહાં, વા૦
'લ્યાવો લ્યાવો ગોઠ, હિવૈ જાસ્યો કિહાં,' વા૦
પાસૈ ઊભો નેમ, દીઠો ગોપી તિસૈ, વા૦
સગલી આવી ચાલ, દેવરનૈ ઈમ હસૈ વા૦ ૭૭
'સાંભલ દેવર ઘેઅર, સરિખો તું અછઈ, વા૦
ગામમાં તાહરો જોર, કહી ન સકાંય છે, વા૦
હિવ આવ્યા અમ હાથ, જોર સ્યો તુમ તણું, વા૦ ૭૮

આ પ્રસંગે રુકમણીની વ્યંગાત્મક ઉક્તિ પણ ધ્યાન ખેંચે તેવી છે.

'બોલે રુકમણી નારિ, સંતાવો મન ઘણું, વા૦ ૭૮
એ દેવર પૂજનીક શીલ, જિણુ આદર્યો, વા૦,
એ મોટા ગુણવંત, જિણે મન વસ કર્યા, વા૦

જંબુવંતીની ઉક્તિ પણ એમાં રહેલો કટાક્ષને કારણે લક્ષપાત્ર છે.

જંબવતી કહૈ એમ નાર, નિરવાહણી, વા૦
ખરો કઠન વ્યવહાર, નાર સંવાહણી. વા૦ ૭૯
એ કાયર છે નેમ કેમ, પુરો પડે, વા૦
જોડા વેડો તેણુ, કહોને કિમ જુડે, વા૦

વળી ગોપીઓ પણ નેમિનાથને કહે છે—

'ગોપી મિલ બે-ચ્યાર, નેમી સૂરને કહઈ, વા૦
તુમ પરણો ઈક નાર, કૃષ્ણ તે નિરવહૈ. વા૦' ૮૦

આ મર્માળી ઉક્તિઓને હસી કાઢતા નેમિકુમારનું થોડા શબ્દો વડે સુંદર શબ્દ-ચિત્ર કવિએ ઉપસાવ્યું છે.

'ઈણુ વાતે મુખ હાસ, નેમને આવીઉ, વા૦
ગોપી તાલી દેઈ, વીવાહ મનાવ્યો વા૦' ૮૧

ત્રીજી અને ચોથી ઢાળની મધ્યમાં આવેલા માત્ર સાત દૂહામાં કવિ બહુ જ ટુંકાણમાં ઉગ્રસેન રાજાની પુત્રી રાજીમતી સાથે નેમિનાથનો નક્કી થયેલો વિવાહ, વિવાહ અર્થે તેમનું જાન લઈ નિકળવું, માર્ગમાં પશુનો આર્ત્તનાદ સાંભળી તેમનું વૈરાગ્ય પામવું, અને પરણ્યા વગર પાછા ફરવું, ઇત્યાદિ નાટ્યાત્મક પ્રસંગો કવિએ લઘુતાપૂર્વક નિરૂપ્યા છે, જે કવિની રસળતી કથનકલાનું સૂચક છે.

ચોથી ઢાળમાં કવિ રાજીમતીના વિરહ અને વ્યાકુળતાનું વિશદ આલેખન કરે છે. રાજીમતી નેમિનાથને એક પ્રશ્ન કરતી કહે છે; 'તેં શા માટે મારો નેહ તોડી નાંખ્યો ?'

'સ્યો અવગુણ તે દેખનઈરે, મુઝ સો ત્રોડયો નેહ,
પ્રત પાલતાં દોહિલી રે, છેલે દાખ્યો છેહ' ૯૧ પ્રિ૦

પોતાને પ્રિય એવા નેમિનાથ વિનાની પોતાની શી દશા થશે એનું વર્ણન રાજીમતી ઉપમા વડે સચોટ રીતે વ્યક્ત કરે છે.

'વિણુ આધારઈ વેલડી રે, જલ–વિણુ મછલી જેમ પ્રિ૦
તુઝ વિણુ હું તિમ તિમ રહું રે, કહો હિવ કીજૈ કેમ ? પ્રિ૦ ૯૨

વળી અકાટય દલીલ રજુ કરતા કહે છે પશુઓનો પોકાર સાંભળી એના પર આપને દયા આવી અને મને નિરાધાર તથા આંખમાં આંસુ સારતી દુઃખી થતી એવી મને છોડી ચાલ્યા ગયા, એમાં આપે કેવી રીતે જીવદયા બતાવી કહેવાય ? કેમકે તમે મારા જીવને તો દુઃખ આપ્યું જ છે.

'પસૂઅ–પુકાર સુણી કંરી રે, મુઝ છોડી નિરધાર રે, પ્રિ૦
જીવ–દયા કહો કિહાં રહી, મુઝ આંખે આંસૂ–ધાર ૯૩ પ્રિ૦

વળી રાજીમતી નેમિનાથના આચારને કાયરનો આચાર ગણાવી ઉપાલંભ આપે છે તે નોંધપાત્ર છે.

'પ્રીત પનોતી પાલતાં રે, ખરો કઠન વ્યવહાર,
લીધાં મૂંડી જે કરૈ રે, એ કાયર આચાર.' ૯૪ પ્રિ૦

સખીઓ રાજીમતીને સમજાવતા જણાવે છે 'તું નેમિકુમારને ત્યજી દે, તને એવા અન્ય સાથે પરણાવવામાં આવશે' ત્યારે સખીઓને તે કહે છે 'મારી અને નેમિકુમાર વચ્ચેની પ્રીત તો આઠ ભવની છે. એકદમ કેમ છોડી દઉં ?' આ ઉક્તિ નેમિકુમાર સાથેના ઉત્કટ અનુરાગને અભિવ્યક્ત કરે છે.

'આઠ ભવાંની પ્રીતડીરે, નવમે દાખ્યો છેહ,
મે જાણ્યો ઇમ નહી કરૈ રે, નિર્મોહી નિસનેહ' ૯૯ પ્રિ૦

આ બાજુ સગાં-સ્નેહીઓ નેમિકુમારને પણ આમ 'છોકરવાદ' ન કરવા અને પરણવા માટે રથ પાછો વાળવા વિનવે છે પણ નેમિકુમાર તો સંયમ ગ્રહણ કરવા અર્થે દૃઢ છે અને ધર્મ-ધ્યાન કરતા અંતે એમને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે.

પાંચમી ઢાલમાં કવિ ગિરનાર પર્વત પર સાધુ બનેલ નેમિનાથ અને સાધ્વી બનેલ રાજીમતીનો મેળાપ થાય છે તે પ્રસંગ વર્ણવે છે.

એક સમયે 'વર્ષા' દરમ્યાન રાજીમતી પોતાના ભીંજાયેલા વસ્ત્રો એક ગુફામાં જઈને સૂકવે છે તે વખતે નેમિનાથનો ભાઈ રહનેમી એને આ દશામાં જોઈને ચલાયમાન થાય છે. રાજીમતી એને ઉપદેશ આપી સાચા પથ પર લાવી એનો ઉદ્ધાર કરે છે તે પ્રસંગને કવિ સંક્ષિપ્તમાં વર્ણવે છે.

ભીંજાયેલા વસ્ત્રો સૂકવતા સાધ્વી રાજીમતીનું સુરેખ ચિત્ર કવિએ સુંદર રવાનુસારી શબ્દ પસંદગી વડે આલેખ્યું છે.

'ઝિરમિર ઝિરમર વરસૈ મેહ, જિહાં ભીજૈ કોમલ દેહ રે, ૧૦૭ ન૦
ચીર સુકાવે ગુફા મૈ આવી, રહનેમનૈ મન ભાવી રે નેં૦

રાજીમતી પતિ પહેલાં મુક્તિ પામે છે અને નેમિનાથ પણ સાતસો વર્ષનો સંયમ પાળી અંતે મુક્તિ પામે છે. અને બન્ને 'મુક્તિધામ'માં મળે છે એમ કહી કવિ કાવ્યનું સમાપન કરે છે.

કાવ્યની પ્રશસ્તિમાં કાવ્યની રચના સંવત ૧૭૫૧ના ફાગણ શુદ તેરસના રોજ પાટણમાં થઈ હોવાનો ઉલ્લેખ મળે છે.

અંતમાં કવિ પોતાના ગુરુ અને પોતાના નામનો ઉલ્લેખ કરી કાવ્ય સંપૂર્ણ કરે છે.

'વાચક લાવન્યરત્ન પસાયા, કેશવ જિનના ગુણ ગાયા રે, નેં૦
ભણસ્યૈ ગુણસ્યૈ જે સાંભલસ્યૈ, તેહના મનવંછિત ફલસ્યૌ રે ૧૧૫.

આમ આ ફાગ સાંભળનારના 'મનવંછિત' ફળશે એવી ભાવના પ્રગટ કરી કવિ કાવ્યનું સમાપન કરે છે.

---

૧. મો. દે. દેસાઇ, જૈન ગૂર્જર કવિઓ-૨, મુંબઇ ૧૯૩૧, પૃ. ૩૫૮ અને ૩૬૬-૩૬૯; ૩. ૧૯૪૪-પૃ. ૧૩-૨૮; તથા ભારતી વૈદ્ય, મધ્યકાલીન રાસ સાહિત્ય, મુંબઈ ૧૯૬૬ પૃ. ૧૨૮.

## કવિ કેશવકૃત નેમિનાથ ફાગ

### દૂહા

નેમનાથના ગુણ સ્તવું, આણી ભાવ અપાર,
બ્રહ્મચાર ચૂડામણી, વંછિત ફલ દાતાર. ૧
સીલ વડો સંસાર મૈ, સીલૈ લહઈ સિદ્ધિ,
મનવંછિત સીલે મિલૈ, અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ. ૨
છતી ઋદ્ધિ જિણ પરિહરિ, છોડી રાજુલ નારિ
મહાપુરુષ તે જાણીયઈ, નામ થકી નિસ્તાર. ૩
સૂરજિ ઊગ્યાં મહુરથી, સીલવંતના નામ,
સહૂ ઊઠી સમરણ કરૈ, તિણથી સીજઈ કામ. ૪

### ઢાલ પહેલી

ઝણુકડાની

સોરીપુર સોહામણો, સમુદ્રવિજૈ કરે રાજ, સનેહી સાંભલો.
સિવાદેવી રાણી તહેનઈ, પતિ–ભગતી ઘણીલાજ, ૫ સને.
કાત્તિક વદિ બારસ દિનૈ, ચવણ થયો શ્રીનેમ, સ.
અપરાજિતની સ્થિત કહી, બત્રીસ સાગરાપેમ ૬ સને.
ચઊદ સુપન રાણી લહ્યા, મનમૈ હરખ ન માય, સ.
જાય રાજાનૈ ઇમ કહે, એહનો સ્યું ફલ થાઈ. ૭ સને.
સમુદ્રવિજૈ કહે સુણ પ્રિયા, પુત્ર હસ્યૈ સિરદાર, સ.
શ્રાવણ સુદિ પાંચમી, જનમ્યો નેમિકુમાર ૮ સને.
ચોસઠિ ઇંદ્ર મિલી કરી, છપનકુમારી આય, સ.
જનમ–મહોત્સવ સુર કરઈ, મેર–શિખર ન્હવરાય. ૯ સ.
એ વિધ સહૂ જિનવર તણી, ‘જીતકલપ’ કહેવાય, સ.
ઇક કોડિ દેવ સેવૈ સદા, પૂજૈ પ્રભુના પાય. ૧૦ સ.
સાંમલ–વરણ સોહામણા, કાયા ધનુષ દશ જાણ,
મુખ–છબિ ઓપમ શશિ જિસી, સકલ–કલા–ગુણ–ખાણ ૧૧ સ.
એક દિવસ બાલક સમૈ, પાલણૈ પોઢ્યા નેમ, સ.
ઇદ્ર પ્રસંસા ઇમ કરૈ, સહૂ સાંભલ સુર જેમ. ૧૨ સ.
બાલક–વૈ છૈ નેમજી, તોપણ છૈ બલવંત, સ.
મિથ્યા–દૃષ્ટિ દેવતા, વાત ન માની તંત ૧૩ સ.

અસહમાન સૂર આવીઆ, છેતરવાનૈ કાજ, સ.
નેમ પોઢયા જિણુ પાલનૈ, તે અપહર્યો તજિ લાજ ૧૪ સ.
સવા લાખ જોજન લગૈ, લે ઊડયો આકાસ, સં.
નેમકુમર અવધે જાણ્યો, મનમાં રહ્યા વિમાસિ ૧૫ સ.
નેમ-વિચારૈ મન્નમૈ, વાંકે વાંકો હોઈ, સ.
અંગૂઠા સું ચાંપીયો, ધરતી મૈ ગયો સાંઈ ૧૬ સ.
સો જોજન ઊંડો સહી, દુખ પાચ્યો અસમાન,
છોડાવ્યું ઇદ્ર આવી, સ્વામી એ અગન્યાન ૧૭ સ.
અતુલી-બલ જિનવર કહ્યા, તાહરી કુણુ કરૈ હોડ,
એ મુરખ-મહા દેવતા, કહે ખામે કર જોડિ ૧૮ સ.
પહિલી ઢાલ વહેલી થઈ, ઝબૂકડાની એહ, સ.
**કેશવ** નેમના ગુણુ કહું, સાંભલિજ્યો ધરી નેહ ૧૯ સ.

દૂહા

જોવન-વઈ આવ્યો જિસૈ, રૂપ તણો ભંડાર,
યાદવ-કુલ સિર-સેહરો, શ્રી શ્રીનેમકુમાર. ૨૦
સોરીપુરથી દ્વારિકા, યાદવ આવ્યો કેમ,
મૂલ થકી અધિકાર સહુ, પભણું ભાખ્યો જેમ ૨૧
મથુરા નગરીનો ધણી, ઉગ્રસેન રાજન,
ભાર્યા તેહની ધારિણી, જીવન-પ્રાણુ સમાન ૨૨
એક દિન રેવાડી ચઢચો, રાજા શ્રીઉગ્રસેન,
દીઠો એક તાપસ તિસૌ, તપ કરતો સુધ તેણુ, ૨૩

ઢાલ બીજી

રામચંદ કે વાગ, એ દેશી

રાજા બોલે એમ, સુણુ હો તાપસ વાણી,
તું તપીઉ અસમાન, વાણી અમીય સમાણી ૨૪
માસ પૂરવ હવૈ જામ, પારણો અમ ઘર કરિજ્યો,
તાપસ કહે તહત્ત, રાજન તુમ્હે મ વીસરજ્યો ૨૫
રાજ-કાજના કામ, રાજા મન આવી,
તપસી બીજો માસ, પચખ્યો ક્રોધ ચઢાવી. ૨૬
એક સમૈ રાજન, તપસ્વી આવ્યો ચીત,
ઉઠયો તરત સકાલ, મતમૈ આણી ભીત, ૨૭

તપસ્વીનૈ પગ લાગ, ખમજ્યો એ અપરાધ,
એમ ઘર કરજ્યો સ્વામિ, પારણો સુખ્ય સમાધ ૨૮

વલિ વિફીમ (?) રાજાન, તાપસ ખબર ન લીધી,
ત્રીજો પચખ્યો માસ, દેહનઈ વેદન કીધી. ૨૯

તાપસ ચિંતઈ એમ, એ રાજા મહા ભૂંડો,
બોલ ન પાલૈ એહ, લક્ષણુ વિહૂંણો લુંડો ૩૦

જો તપનો પરભાવ, હું હજ્યો મારક એહનો,
એમ નિઆણો કીધ, મરી પુત્ર ઊપનો તેહનો ૩૧

હૃદૈ મંસની હુંસ, તે પણિ પૂરણુ કીધી,
ચિંતઇ એમ ઇણે પુત્ર, કુબધ જિ દીધી ૩૨

કાંસની પેકી કીધ, હાથ નામાંકિત મુદ્રા,
યમુનામૈ દીધી વાહિ, પ્રણામ કરી અતિ ક્ષુદ્રા ૩૩

વહુતી પેટી તેહ, સૌરીપુર મૈ આઈ,
સુભદ્ર વણિક ગ્રહી તામ, સુત દીઠો સુખ-દાઈ ૩૪

નામ કંસ તિણુ દીધ, પરં વેઢનો મૂલ,
જે તે ભાખઈ એમ, છઈ સૂલીનો ફૂલ ૩૫

ડોસીને ઘરિ સીહ, કહુનઈ કિમ કરી છાજઈ,
તિમ ક....મ હાણિ,....જિહાં તિહાં લાજઈ ૩૬

વસુદેવનૈ કીધો ભેટ, કંસ રહૈ તસ પાસૈ,
હિવ સુણુજ્યો અધિકાર, આગૈ કહું ઉલાસેંક ૩૭

જરાસિંધુ ભૂપાલ, રાજગૃહીનો રાજ,
પ્રતિવાસુદેવ કહાય, કટકહ સમદલ તાજ ૩૮

પુત્રી છૈ જસુ એક, જીવજસા ઇણુ નામ
કુલ-ક્ષયકારક તેહ, વર પ્રાપત થઈ તામૈ ૩૯

યાદવ ઉતકટ જાણુ, કંસને તે પરણાવી.
મથુરાનો દીધ રાજ, ન મટૈ કઈઈ ભાવી. ૪૦

પુરવ-વૈર સંભારિ, કાષ્ટ-પંજર પિતા ઘાલ્યો,
લઘુ-ભ્રાતા ઐમત્તા, દીખ લેઈ નઈ ચાલ્યો ૪૧

વસુદેવ કંસનૈ પ્રીત, દેવકી જીવજસાનૈ,
ખેલૈ બોલૈ રંગ, સહ કો સ્વાર્થ-વસાનૈ ૪૨

એક દિવસ અણગાર, અૈમત્તો તિહાં આયો,
જીવજસા કહૈ એમ, દેવર તું મન ભાયો ૪૩

સ્યું ઘરઘર માગૈ કાંઈ, સ્યું કરૈ પરની આસ,
ભોગવ સુખ્ખ-વિલાસ, પુરો મનની આસ. ૪૪

તું ભરમ્યો ફિરૈ કાંઈ, હું કહું છું તુઝ સાચે,
છોડ પરો વિરાગ, તન ધન યોવન રાચે. ૪૫

ઇહાં કિણુ જેહનૈ દુઃખ, તે પણિ આગલિ દુઃખીઆ,
ઇહાં જેહનૈ હોઈ સુખ્ખ, તે વલિ આગલિ સુખીઆ. ૪૬

ઓઘો લીધો ખોસ, સંઘટો કરવા લાગી,
લવ લવ કરતી તેહ, રહે નહી દોભાગી. ૪૭

ખાઈજઈ તે મીઠ, પરભવ કોણે દીઠો,
દેવરનૈ ઉપદેશ, લાગો વચન-અંગીઠો. ૪૮

ગરવ-ઊતારણ કાજ, મુનિવર એહવો ભાખૈ,
સાતમૈ ગરભ વિણાસ, દેવકીનૈ કહું સાખૈ. ૪૯

તબ બીન્હી મન માહિ, ગરબ સહૂ તૂબ ગલીઉ,
અૈમત્તો અણગાર, કહિનૈ પાછો વલીઓ. ૫૦

સાતમૈ ગરભ વિણાસ, કંસનૈ માર ઉથાપી,
કૃષ્ણ તણી થઈ જિત, ઉગ્રસેન રાજ્ય આપી. ૫૧

સહુ યાદવ મિલી વેગ, સોરઠ દેસે આયા,
તિહાં કિણુ કીધ વિશ્રામ, ભાનુ ભીરુક જિહાં જાયા. ૫૨

ઇહાં છઇ બહુ વિસ્તાર, વિસ્તારી નઈ કહિજ્યો,
બીજી ઢાલ રસાલ, કેશવ રૂડી કહિજ્યો. ૫૩

### દૂહા

દ્વારિક નગરી અતિ ભલી, કોણ કરઈ તસુ હોડિ,
સુખે સમાધઈ તિહાં વસૈ, યાદવની કુલ કોડિ. ૫૪

રાજ કરઈ શ્રીકૃષ્ણજી, વાસુદેવ કહિવાય,
નેમકુમાર મહિમા નિલો, કીરત સબલ કહાય. ૫૫

આયુધ-સાલા એકદા, આવ્યાં તિહાં શ્રીનેમ,
ધનુષ ચઢાયો રંગ સુ, મન ભર અધિકો પ્રેમ. ૫૬

પૂર્યો સંખ સુહામણો, ઘન-ગરજા-રવ જેમ,
માધવ મન મૈ ચિંતવૈ, જોરાવર છે નેમ. ૫૭

કૃષ્ણ નરેસર ચિંતવૈ, એ મો સું બલવંત.
ભુજ-બલ વાદ કરું હવઈ, જિમ પૂગે મન-ખંત. ૫૮

બાંહ ગ્રહી જબ નેમજી, ન વલૈ તે તિલ માત્ર,
ખપ ખીજી બૈસી રહ્યો, હિવ સી કરવી વાત. ૫૯

મ્હારી પદવી એ સહી, લેસ્યૈ નેમકુમાર,
દેવ તણી વાણી થઈ, મ કરિસુ દુઃખ લગાર. ૬૦

એહને ખપ નહી રાજ્યની, એ મોટો બ્રહ્મચાર,
તબ મન માહે હરખીઉ, નારાયણ તિણવાર ૬૧

ઢાલ ત્રીજી

મારુજીની

હિવ આયો માસ વસંત, ફૂલી વનરાયજી, જયાહું જી,
મહકૈ પરમલ-પૂર, સુગંધ સુહાયજી વા૦,
તરવર વૃક્ષ અનેક, ફલ્યા ફૂલ્યા સહી વા૦,
માંજરીયાં સહકાર, લુંબ લુંબી રહી વા૦ ૬૨

દાડિમ દ્રાખ બીજોરા, દીસૈ અતિ ઘણા, વા૦,
રાયણ ફલીઅ અપાર, કુંદની નહી મણા, વા૦,
જાઈ જૂઈ દમણો, મરુઉ મહમહૈ વા૦,
પરમલ પાડલ ફૂલ, માલતી ડહડહૈ વા૦ ૬૩

આંબલી અંબ બકાયણ, કરણા બહુ પરૈ વા૦
અગર અખોડ અનાર, વિરાજૈ ઇણ પરૈ વા૦
નાગ પુનાગ અશોગ, ખજૂરી કરમદા વા૦
નારંગી નવરંગના, રંગી ફલ સદા વા૦ ૬૪

ઉચૈ સરલૈ સાદ, કોઈલ ટહુકા કરઈ, વા૦
ભમર કરઇ ગુંજારવ, ભોગીના મન હરૈ, વા૦
ફુલી સબ વનરાય, વસંત આવ્યાં સહી, વા૦
સવ સણગાર બનાય, મિલાં પિઊને વહી. વા૦ ૬૫

જેહવો જેહનો રૂપ, તેહ પ્રગટૌ કરૈ, વા૦
સોહૈ સબ વનરાય, વસંત મુઝરો કરૈ, વા૦
એહવો માસ વસંત, દેખી મન ગહગહયો, વા૦
વનપાલક તતકાલ, જાય હરિનૈ કહ્યો, વા૦ ૬૬
ખેલો સ્વામી ફાગ, રાગ ધરિનૈ સહી, વા૦
અવસર વારોવાર, અહે આવૈ નહી, વા૦
ખબર કરાવી કૃષ્ણ, દ્વારિકા મૈ સહી, વા૦
હિવૈ ખેલૌ ફાગ, વસંત સહૂ આજ્યો વહી વા૦ ૭૧
ખ્યાલી દેખણ ખ્યાલ, સહૂ તતપર થયા, વા૦
મિલીઆ દસે દસાર, હીઆમૈ ગહગહયા, વા૦
સોલ સહસ કર જોડી, ગોપી વીનવૈ, વા૦
આવ્યો અવસર એહ, ફાગ ખેલો હિવે. વા૦ ૬૮
મન મૈ હરખ અપાર, મુરાર ચાલ્યા તબૈ, વા૦
નેમનૈ સાથે લીધ, હઠ કરનૈ જબૈ, વા૦
બલભદ્રને મહસૈન, તેઉ સાથે થયા, વા૦
છેલ છબીલા પુરુષ, સહૂ જોવા ગયા, વા૦ ૬૯
ભોગી ભમર સુજાણ, રસીલા મિલ સાહૂ, વા૦
જાદવની કુલ કોડિ, મીલી છે જિહાં બહુ, વા૦
રાધા રૂકમણુ નારિ, સત્યભામા વડી, વા૦
સુંદર સોલ હજાર, આવી મિલી તિણ ઘડી, વા૦ ૭૦
સજિ કર સોલ-શ્રંગાર, વિરાજૈ પદરાણી, વા૦
પગ નેઉર-ઝણકાર, પહિરી ઓઢી બણી, વા૦
શિવાદેવી બોલાય, ગોપ્યાનૈ ઈમ કહૈ, વા૦
નેમ ન પરણૈ કેમ, ઉદાસી કિમ રહૈ. વા૦ ૭૧
પૂછનૈ તતકાલ, ખબર કરજ્યો તુમ્હે, વા૦
મન્નાવો વિવાહ, તો ગુણ જાણું અમ્હે, વા૦
વારુ વારુ કહિનૈ, સહુ ઊઠી તદા, વા૦
નેમકુમરની વાત, રાખી મનમૈ યદા. વા૦ ૭૨
સહુ આવ્યા જલ-તીર, નીરસ્યું સુચ થયા, વા૦
ચંદનની રચી ખોલ, અરગજે મહમહયા, વા૦,
સીસ સારંગી પાગ, ખાંગી સિર સોહતી, વા૦
તિલક વિરાજૈ ભાલ, ચાલ મન મોહતી વા૦ ૭૩

કેસર ચંદન અગર, તગર ચોવા તણા, વા૦
ઢોલૈ દેવર–સીસ, ન રાખૈ કામણાં, વા૦
બોલૈ એહવી વાણિ, ગોઠ દેસ્યો સહી, વા૦
અમ વસ પડીઆ સ્વામિ, જાવા દેસ્યાં નહીં. વા૦ ૭૪

સુંદર રૂપ સરૂપ, સોહે યાદવ તણા, વા૦
ઇક ઇક ચઢતૈ રૂપ, નહી કોઈ મણા, વા૦
લાલ ગુલાબ અબીર, ઉછાલૈ બહુ પરૈ, વા૦
માહોમાંહિ રમૈ, રસ રાખી ઇણ પરૈ. વા૦ ૭૫

બાજૈ તાલ કંસાલ, ધપમપપ ડફ કરૈ, વા૦
દાં દો કરૈઅ મૃદંગ, ચંગ મધુકર સુરૈ, વા૦
ઢોલક વાજૈ વીણ, વાજૈ વલિ વાંસલી, વા૦
ઇણ પર ફાગ રમંત, ચિંતા ગઈ વાંસલી. વા૦ ૭૬

જિહાં ખેલૈ ગોવિંદ, ગોપી આવી તે તિહાં, વા૦
લ્યાવો લ્યાવો ગોઠ, હિવૈ જાસ્યો કિહાં, વા૦
પાસે ઊભો નેમ, દીઠો ગોપી તિસૈ, વા૦
સગલી આવી ચાલ, દેવરનૈ ઈમ હસૈ વા૦
સાંભલ દેવર ઘેવર, સરિખો તું અછઈ, વા૦
ગામમાં તાહરો જોર, કહી ન સકાંય છૈ, વા૦
હિવ આવ્યા અમ હાથ, જોર સ્યો તુમ તણું, વા૦
બોલૈ રૂકમણ નારિ, સંતાવો મત ઘણું, વા૦ ૭૮

એ દેવર પૂજનીક, શીલ જિણ આદર્યો, વા૦
એ મોટો ગુણવંત, જિણે મન વસ કર્યો, વા૦
જંબવતી કહૈ એમ નાર, નિરવાહણી, વા૦
ખરો કઠન વ્યવહાર, નાર સંવાહણી. વા૦ ૭૯

એ કાયર છે નેમ કેમ, પૂરો પંડ, વા૦
જોડાવેડો તેણ, કહો ને કિમ જુડે, વા૦
ગોપી મિલ બે–ચ્યાર, નેમીસરનૈ કહઇ, વા૦
તુમે પરણો ઈક નાર, કૃષ્ણ તે નિરવહૈ. વા૦ ૮૦

ઇણુ વાતે મુખ હાસ, નેમનૈ આવીઉ, વા૦
ગોપી તાલી દેઈ, વિવાહ મનાવીયો, વા૦
ફાગ રમીનૈ સહુ, ઘર અપણે આવીયા, વા૦
નેમ વિવાહની વાત, સાંભલિ મન ભાવીયા. વા૦ ૮૧

એ ત્રીજી ઢાલ રસાલ, કહી કેશવ સહી, વા૦
શિવાદેવી સાંભલિ વાત, હૈયા મૈ ગહગહી. વા૦ ૮૨

દૂહા

ઉગ્રસેન રાજન-સુતા, રાજમતી તસુ નામ,
નેમ-વિવાહ મિલ્યો તિહાં, યાદવ હરખ્યા તામ. ૮૩
અતિ આડંબર જાન સજિ, પરણુણ ચાલ્યા નેમ,
રથ ઉપરિ બૈઠા થકા, સારથીનૈ કહૈ એમ. ૮૪
એ મંદિર ધવલિત સુઘટ, કહેનો એ છે ગેહ,
તબ સારથી હસનૈ કહૈ, તુમ સુસરાનો એહ. ૮૫
આગલ જાતાં પેખીઉ, એ સુપાટકનો ઘાટ,
કિણુ કારણુ એ બાપડા, આક્રંદ કરૈ ઉચાટ. ૮૬
સારથી કહૈ તુમ ગૌરવે, એ સહુ જીવ-સંહાર,
તિણુ એ સહુએ જીવડા, આક્રંદ કરૈ પુકાર. ૮૭
નેમ વિચારૈ મન્નમૈં, ધિગ્ ધિગ્ એ સંસાર,
પરણેવા મુઝ આખડી, પરહર ચાલ્યો નારિ. ૮૮
રથ પાછો વાલ કરી, મન વૈરાગ વિચાર,
કૃષ્ણાદિક સહૂએ કહ્યો, મ કરો એહ વિચાર. ૮૯

ઢાલ ચોથી

નાંહનો નાહલો

રાજુલ સાંભલિ વાતડી રે, કરિવા લાગી દુઃખ,
પિયુડૈ સ્યું કર્યો રે
વિણુ અપરાધે મુઝ તજી રે, કીધી કેમ કુરખ્ખ પ્રિ. ૯૦
સ્યો અવગુણુ તે દેખનઈ રે, મુઝ સૌં ત્રોડયો નેહ, પ્રિ૦
પ્રત પાલતાં દોહિલી રે, છેલે દાખ્યો છેહ. પ્રિ૦ ૯૧
વિણુ આધારઈ વેલડી રે, જલ-વિણુ મછલી જેમ, પ્રિ૦
તુત્ર વિણુ હું તિમકિમ રહું રે, કહો હિવ કીજૈ કેમ. પ્રિ૦ ૯૩

પસૂઅ-પુકાર સુણી કરી રે, મુઝ છોડી નિરધાર રે, પ્રિ૦
જીવ-દયા કહો કિહાં રહી, મુઝ આંખે આંસૂ-ધાર. પ્રિ૦ ૯૩
પ્રીત પનોતી પાલતાં રે, ખરો કઠન વ્યવહાર, પ્રિ૦
લીધાં મૂંકી જે કરે રે, એ કાયર આચાર, પ્રિ૦ ૯૪
આસા પુરો મહારી રે, જેમ ટલૈ ઊવાટ, પ્રિ૦
મહિર કરી પાછા વલો રે, ગોરી જોવૈ વાટ. પ્રિ૦ ૯૫
નમતા સું સહુ કો નમૈ રે, એમ કહૈ સહુ કોઈ, પ્રિ૦
કીડી પર કટકી કિસી રે, નાહ વિચારી જોઈ. પ્રિ૦ ૯૬
સખી સહેલી ઇમ કહૈ રે, જાવા દે તું નેમ, પ્રિ૦
અવર ભલો પરણવિસ્યાં રે, તેસું બાંધે પ્રેમ. પ્રિ૦ ૯૭
રાજુલ કહૈ સખીઆં પ્રતૈ રે, એ સી કહુ છો વાત, પ્રિ૦
હું મોહી ઇણુ દેખનૈ રે, ભેદી સાતે ધાત. પ્રિ૦ ૯૮
આઠ ભવાંની પ્રીતડી રે, નવમે દાખ્યો છેહ, પ્રિ૦
મે જાણ્યો ઇમ નહી કરૈ રે, નિર્મોહી નિસનેહ પ્રિ૦ ૯૯
મોહવસૈ જે માનવી રે, બોલૈ આલ-પંપાલ, પ્રિ૦
[1]મોહ જીપો ભવીયણ તુમ્હે, કહે કેશવ ચોથી ઢાલ પ્રિ૦ ૧૦૦

દૂહા સોરઠા

નેમ ભણી સમઝાય, સગા-સણીજા સહુ મિલી,
એ છોકરવાદ કહાય, રથ ફેરી પાછો વલો.
નેમ કહૈ છે એમ, મ્હારે પરણેવો નહી,
દુખ-બંધણ છે પ્રેમ, હું દીખ્યા લેસ્યું સહી. ૧૦૨
શ્રાવણ સુદિની છઠિ, નેમૈ સંયમ આદર્યો,
દૂર-કરણ કર્મ અઠ, ધરમ ધ્યાન સુધો ધરૈ ૧૦૩
પામ્યો કેવલ-નાણ, આસૂની અમાસવૈ,
ઉતકૃષ્ટે ગુણ-ઠાણ, વંદું હું શ્રીનેમને. ૧૦૪

ઢાલ પાંચમી

આઅણુરા જોગી

શ્રીનેમીસરના ગુણ ગાવૈ, તેહ મનવંછિત સુખ પાવૈ રે,
નેમ બ્રહ્મચારી,

---

૧. અત્રે ત્રીજા ચરણ તરીકે હસ્તપ્રતમાં વધારાની પંક્તિ નીચે મુજબ મળે છે – 'ધિગ ધિગ મોહની રે'

વિહાર કરંતા ગિરનાર આયા, તીરથ દેખી સુખ પાયા રે, ૧૦૫ ને૦
સહસ પુરખ સેં દીક્ષા લીધી, જિણુ ઉત્તમ કરણી કીધી રે, ને૦
રાજુલ મન વૈરાગ મૈં આણ્યો, તિણુ અથિર સંસારને જાણ્યો રે, ૧૦૬ ને૦
પ્રભુ પાસે લીંધી જિણુ દીક્ષા, વિધિ સુંપાલી ગુરુ–શિખ્યા રે, ને૦
ઝિરમિર ઝિરમર વરસૈ મેહ, જિહાં ભીજૈ કોમલ દેહ રે. ૧૦૭ ને૦
ચીર સુકાવૈ ગુફા મૈં આવી, તબ રહનેમનૈ મન ભાવી રે, ને૦
ચિત ચૂકો રહનેમ જિવારૈ, રાજુલ ઉપદેશ દે તારૈ રે. ૧૦૮ ને૦
સીલવતી એ રાજુલ રાણી, સોલ સતીઆં માહિ વખાણી રે, ને૦
પિઉ–પહિલી તે પહુતી મુગતૈ, મુઝ બહિની દેખુ જુગતૈ રે. ૧૦૯ ને૦
મુઝનૈ પ્રીતમ પહિલી છોડી, જિણુ મોખ–વધૂ સો પ્રીત જોડી રે, ને૦
તિણુ કારણુ પહિલી હું જાઉં, તિહાં મનવંછિત સુખ પાઉ રે. ૧૧૦ ને૦
જિણુ ભરમાયો વાલંભ મેરો, તેહનો રૂપ છે અધિકેરો રે, ને૦
એ તો ઈહાં કિણુ કવિ ચતુરાઈ, શિવ–પદવી રાજુલ પાઈ રે. ૧૧૧ ને૦
વરસ સાતસૈં સંજમ પાલ્યો, જિણુ અપણો કુલ ઉજવાલ્યા રે, ને૦
સહસ વરસનો પાલી આપ, ચો ઘાતી–કરમ ખપાઈ રે. ૧૧૨ ને૦
રાજુલ નેમ મુગતમૈં મિલીયા, દુખ–દોહગ સગલા ટલીઆ, ને૦
પાપ થકી જેહના મન વલીયા, તે પામે નિત રંગરલીઆં રે. ૧૧૩ ને૦
સંવર સતર એકાવન વરખૈ, ફાગુણુ શુદિ તેરસ હરખૈ રે, ને૦
પાટણુ સહર સદા સુખદાઈ, એ ફાગ રચ્યો વરદાઈ રે. ૧૧૪ ને૦
વાચક લાવન્યરત્ન પસાયા, કેશવ જિનના ગુણુ ગાયા રે, ને૦
ભણસ્યૈ ગુણસ્યૈ જે સાભલસ્યૈ, તેહના મનવંછિત ફલસ્યૈ રે. ૧૧૫ ને૦

**ઇતિશ્રી નેમનાથ ફાગ સંપૂર્ણમ્ શ્રીરસ્તુ**

# અજ્ઞાત કર્તૃક "શ્રી ગિરનાર ચૈત્ય પરિપાટી રાસ"

સં. વિધાત્રી વોરા

ગિરનારતીર્થની યાત્રાના પ્રસંગવર્ણનનું વિ.સં. ૧૬મી સદીમાં લખાયેલી પ્રતિનું જ આ પણ કાવ્ય છે. એટલે વિષય, વર્ણન સામગ્રી અને વર્ણનપદ્ધતિમાં સ્વાભાવિક રીતે જ સામ્ય અનુભવાય છે. છતાં પાટણની શ્રી સંઘ જૈન ભંડારની અને અમદાવાદની લા.દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરસ્થ પુણ્યવિજયજી ભંડારની અનુક્રમે નં. ૩૧૩૨ અને ૮૬૦૧ની 'ગિરનાર ચૈત્ય પરિપાટી' ની સાથે સાથે આ કાવ્ય વાંચતાં અને કથાવસ્તુ મેળવતાં પ્રસ્તુત કર્તાની ઐતિહાસિક વિગતો નોંધવાની સૂઝ અને સાહિત્યિક અભિરુચિ વિશેષ વરતાય છે. કારણ કે જે કડીમાં નોંધપાત્રસ્થાન આવતું હોય એની ઐતિહાસિક ભૂમિકાનો નિર્દેશ કરવો કવિ ચૂકતા નથી.

કથાવસ્તુ :–કવિ 'ઉપરકોટ'થી યાત્રારંભ કરે છે. જેમાં 'તેજલપુર પાર્શ્વનાથ (તેજપાલકારિત)', 'શત્રુંજ્યાવતાર – આદીશ્વર', હમીરને જીત્યાના ઉલ્લેખ સાથે 'સત્યપુરમંડન મહાવીર'–ને પૂજન અર્ચન કરી, જૂનાગઢની બજારમાં ફરી, તળેટીમાં આવતાં, ઘોરીમાર્ગે જમણે હાથે આવેલા નેમિનાથના મંદિરની નોંધ લે છે. 'સોવ(ન) રેખ (સુવર્ણરેખા–સોનરેખ)', નદી (કડી ૬); 'દામોદરકુંડ' તેમજ 'કાળમેઘ – ક્ષેત્રપાલના મંદિરે (કડી ૭.) થઈને સુંદર વનરાજી પસાર કરી, 'અજીયડ મહેતા (અભયડ દંડનાયક ના પુત્ર 'બાહડમંત્રિએ કરાવેલી 'પાજ' સુધી (કડી ૯) કવિ આવી પહોંચ્યા – ૧૦મી કડીમાં બાહડ દે ને ફરીથી ધન્યવાદ આપે છે કે પાજ બંધાવ્યાથી રસ્તો સુગમ બન્યો. કડી ૧૧–૧૨માં રમણીય ઝાડી અને છાંયડીનો સુખદ અનુભવ કવિહૃદયને સ્પર્શ્યો અને ૧૩મી કડીથી કવિએ જાણે પાછો વાસ્તવિકતામાં પ્રવેશ કર્યો, ગિરનાર ઉપરનું 'કોટ'નું વર્ણન શરૂ કર્યું.

કોટમાંના નેમિમંદિરો, 'ગજપદ કુંડ'ના જળથી પ્રભુને નવરાવી, આંગિ રચી, વસ્તુપાળે બંધાવેલા 'કલ્યાણત્રય (નેમિ) મંદિરે' કવિ જાય છે. 'ચંદ્રગુફામાં ચંદ્રપ્રભુની ચંદનથી પૂજા કરી, નાગઝરા-મોરઝરાની મુલાકાત લઈ, 'શત્રુંજ્યાવતાર' મંદિરોમાં પૂજા કરે છે. રાજીમતી – રથનેમિના મંદિરે જઈ, ત્યાંથી 'અંબાજી' જતાં એની સાથે સંકળાયેલી અનુશ્રુતિ નોંધે છે. ત્યારબાદ 'સહસારામ (શેષાવન–સહસ્રારામ)' થઈને 'અવલોણા (અવલોકન–ગુરુદત્તાત્રય) શિખરે તેમજ 'સાંબ (શામ્બ–ગોરખનાથ) 'અને' પજૂન (પ્રદ્યુમ્ન-ઓઘડનાથ)ની ટૂંક જાય છે. 'સિદ્ધિવિનાયક'ની સિદ્ધિની સ્તવના કરી, રત્નશ્રાવકે બનાવરાવેલા 'કનકમંડપ'માં (કાંચન બાળાણક)માં ચાર પ્રતિમાઓને વંદન કરે છે. પાછા નેમિમંદિર (કોટ) જઈ ચૈત્ય પરિક્રમા પૂરી કરે છે.

કવિએ આ કાવ્ય 'રાસ' પ્રકારનું બનાવ્યું છે 'હરખિઈ રાસ રમેસિઉં'–કડી ૨૭. કુલ૩૬ કડીનું કાવ્ય છે. કવિહૃદય પ્રકૃતિ સૌંદર્યથી ભાવુક બની જતું લગભગ દરેક કડીમાં અનુભવાય છે, છતાં કડી ૭, ૮, ૧૨, ૧૨, ૧૩, ૧૫, ૨૫ એ માટે નમૂના છે.

કાવ્યનો સમય નોંધતાં કવિ—૬૧મા વર્ષે આસોવદ અમાસનો દિવસ નોંધે છે. સાલ આપી નથી. પ્રતિ વિ.સં. ૧૬મા સૈકાની લખેલી માનવામાં આવે છે. એટલે મોડામાં મોડો વિ.સં.૧૫૬૧/ ઈ.સ. ૧૫૦૫નું વર્ષ રચનાસમય-માટે અંદાજે મૂકી શકાય. લા.દ.ભા.સં. વિદ્યામંદિરમાં નં.૩૨૧૧ ની, ૨૬×૧૧.૧ સે.મિ. પરિમાણની પ્રતિના પથી ૬માં આ રચના છે.

# શ્રી ગિરનાર ચૈત્યપરિપાટી રાસ

સવિહુ તઈ સરજ્યા, વિવહુપુરા જૂનઇ ગઢિ દઈત,
સેહુ ઉઠીનઈ પણમીઈ પણમીઈ એ, તેજલપુરિ પહુ પાસ–૧

આદિઇ વંદઉ આદિ જિણુ, નાભિનરેસર જાઉ,
સિરે સેત્તુંજય અવતારિઉં સવિહુ તીરથરાઉ–૨

પૂજ કરીઉં પ્રભ આરતીય, વંદિસુ વીરો,
સાચઉરા સિરમંડણુઉએ, જિણુ જીતઉ હમીરો–૩

જૂનઇગઢિ જે હાટ હાંડલાં, દિસઇ અતિ ભલિ ઉલિ
ગિરુયા વંદિણુ ચાલી અઈએ, ગઢગિરનારહ પોલે–૪

ધુરહિય મારગિ ચાલતાં એ, મનિ ધરી બડભાઉ
જિમણુઇ પાસઇ દેહરીઉ, તિહિ વસેદ વહુ જાઉ–૫

નિરમલ નીર નિહાલીય, દીજઇ ગંગઉ વેખ
ગિરુયા પરવત ઊતરઈ એ, નદીય જ સોવરેખ–૬

આરામઈ રમિ વલતાં એ, હીયડઈ હરખ જ વેગો
કુંડઈ કંચઈ દેહરીય, તિહાં છઈ કાલોમોધા(કાલમેઘો)–૭

અંબા–રાયણુ–અંબલીયા, ફલીઆં ફલ અણેરી
જિમણુઈ ઇક જે દેહરીય, તિહિં છઈ સિધિધ કણેરી–૮

પાજઇ પરબઈ આવીઆ એ, હીયડઈ નિશ્ચલ ભાઉ
બાહુડ દેવિહિં વરણીઈ એ, અજીયડ મહુંતા જાઉ–૯

ઊંચા ઊંચા હુકડલાં દીસઇ વિસમો ઘાટ
બાહુડદેવિ કરાવિઈ એ, સુખઈ સુહેલી વાટ–૧૦

ગિરુયા પરબત આવીયા એ, ધન ધન ચલણુ જ ગાઢાં
સીતલ છાંહ સોહાવણી ય, પવન લહુકઈ તાઢાં–૧૧

હીયઉ કઉં હરખિઈ ઉલ્હસિઉ, પહુતાં પોલી બારો
ડાબા–જિમણુઈ બિંબ સવે, મન સુધિઈ જુહારે–૧૨

ગિરુયા ગિરિવરિ ગિરિ સિહરે, વંદિસુ નેમિ કુમારો
સહજ સલૂણુઉ સામલઉ, અન ગલિ મોતીહારો–૧૩

ગંગાનીર સુગઇંદમઈ એ, તેણુ પખાલિસુ અંગો
ભરિઅ કલસ સોવંનમઈ એ, નમસિઉ નેમિજિણિંદો–૧૪

માલી આણીન ફૂલ તઉં, સુગંધા સુવિસાલ
અંગોઅંગિ રોપિઇ એ, તઉ ગલિ ઘાલિસુ માલ–૧૫
બાહાં સોહઇ બહરખા એ, કાને કુંડલ બેઉં
માથઇ મઉડ સોવનમઇ એ, હીરા ઝલકઇ દેહા–૧૬
પાંચે વરણે પૂજ કીઅ, કરિ બીજઉરઉ છાજઇ
જિણુહ ઊતારિ સ આરતી અ, પંચ સબદ તીહું વાજઇ–૧૭
કલ્યાણુત્રય કમલ જિમ, ઇસિઉ જિ રચિઉ ઠાંમ
વસ્તિગ મંત્રિહિં કારવિઉં, જાણે ઇંદ્રવિમાણુ–૧૮
ચંદ્રગુફા તિહિં ચંદ્રપ્રભો, ચંદણિ ચરચિસુ અંગો
નીકે કુસુમે પૂજ કીઅ, તઉ પ્રામિસુ અંગ–૧૯
નાગઝરે તિહિ મોરઝરે હીરાઇ કુંડ વિસાલ,
જલ નિમ્મલ તિહિં સીયલાં, આણે અમીઅ પયાલ–૨૫
દેઉલ ખા(પા)ખલિ દેહુરીય બિંબ ન લાભઇ પારો
જગતિ જુહારીય સયલ હિવ, સેત્તુંજય અવતારો–૨૧
રાણી વંદિસ રાયમઇ એ, નેમિજિણેસર નારો
ગિરુઆ પહિલી તિહંગઇય, સુકકીય કેરઇ બારો–૨૨
રહનેમિ સામી પૂજસિઉં, બંધવ કેરઉ નેમિ
મયણુ મલ્લિ ધૂતારિઉં, મગતિ પહૂતઉ ખેમિ–૨૩
અંબિકદેવી વરણીય એ, સોમભટ્ટ ઘરનારે
એક રખીસર પારણુઇએ, સામિણિ હૂઇ ગિરનારે–૨૪
ગિરુઆ પરબત સિહર વિષિઇ, તીહ ન લાભઇ પારો
સહસારામે સહસ તિમ કાઇલડી ઝમકારો–૨૫
ભમરાણુ રણુઝણુ કરઇ એ, મોર મધુરી ભાષા
દીસઇ વણુસઇ મોરિઉં એ, મોરિઉ રામ સલાખા–૨૬
સિહરિ અવલોણા આવીયા એ, સાંબપજૂને જાસિઉં,
ત્રિણિ ત્રિણિ પૂજિસુ બિંબ તિહિ, હરખિઇ રાસ રમેસિઉં–૨૭
સિધિધ વિણાયગ સિદ્ધ ફલો, દુલહિ તેહની વાટ
નવિ દીસઇ તે દેહુરીય, દીમઇ વિસમા ઘાટ–૨૮
અંતરિ અછઇ ભુહિરઉ એ, વંદિસુ પ્રતિમા ચ્યારિ
રતનઇ શ્રાવકી આણીયા, કણુયમંડપ જુહારે–૨૯
ગિરુઆ ગિરુઅડિ તુમૂ તણીય, તીહું ન લાભઇ પારો
નેમિજિણેસર ઉલગઉં ઇસિઉં જિ નામ વિલગ્ગઉં–૩૦

ચઉગઇ માહે હીડવઉ એ, ભમી ભમી ભવ ભાગિઉં
જીવદયાલૂ દયકરણા, નિરયાગતિ નવારઉ-૩૧
પાંચઉ વીનવઇ પસાઉ કરી, પંચમ ગતિ દિવારઉ-૩૨
મૂરખિ કીધી વીનતીય, ગિરૂઆ તઉં અવધારે
બુદ્ધિ વિહૂણુંઇ બાપડલઈ, કીધી આપ વિચારે-૩૩
મેરહ સરિસવ કિમ સમઉએ, દિવાયર કિહાં દીવઉ
કવિઅણુ માહે કાબૂઅડઉ તિણિ લેખઇ ગણેવઉ-૩૪
સંવત સંવચ્છરએ એકસઠા ધુરિ વર્ષે
આસૂવદિ અમાવસઈએ, તવન કીઉં મઇ હરષે
હરખ સલૂણી વીનતીય, હીયડામાહિ સંભારે
મન સૂધઇ જે નીત ગુણઇ, જાત્ર ફલઉ ગિરનારે-૩૫
ભગતિ ભણી મઇ ગાઇઈ એ, મગતિ કરઉ જગદીસ
ગુણ ગાસુ ગિરૂયા તણા એ, ગાઈ ગાહ છત્રીસ-૩૬

**ઇતિ શ્રીગિરનારિ ચૈત્યપરિપાટી સમાપ્ત : તોલ્હયોગ્યં**

# રંગસારકૃત "ગિરનાર ચૈત્યપરિપાટી"

## સંપા. (સ્વ.) અગરચંદ નાહાટા — પં. બાબુભાઈ સવચંદ શાહ

પ્રથમ સંપાદકના સંગ્રહની સં.૧૭૨૪/ઇ.સ. ૧૬૬૮માં લખાયેલી, મૂળે પંદરમા શતકના અન્તિમ ચરણમાં રચાઈ હશે તે, ખરતરગચ્છીય ભાવહર્ષ ગણિના શિષ્ય રંગસારની આ ૨૨ કડીમાં વહેતી મરુગૂર્જર ભાષામાં રચાયેલી સુલલિત રચના છે. કાવ્યનું લક્ષ ગિરિરાજ ગિરનાર પર રહેલા જિન-મન્દિરોને વન્દના દેવાનું છે.

પ્રારંભમાં ભગવતી સરસ્વતીનું સ્મરણ કરી (૧), કવિ જૂનાગઢ (ઉપરકોટ)માં રહેલ જિન ઋષભ અને જિન વીરને પ્રણામ કરે છે. (૨). એ પછી ગિરનાર તળેટી સુધી પહોંચતાં જોવા મળતી વનશ્રીની શોભા વર્ણવે છે (૩). ત્યારબાદ વ્યવહારિ બાહડદેએ (વાગ્ભટ્ટદેવે) કરાવેલ પાજનો ઉલ્લેખ કરી, નદી સોનરેખનો નિર્દેશ દઈ, ઉપર (દેવ)–ગઢની "પ્રોલિ" (પ્રતોલી)માં પ્રવેશે છે (૪). ત્યાં તીર્થપતિના દંડકલશયુક્ત ભવનની કૌતુકકોરણી જોઈ, અંદર પદ્માસનસ્થ નેમિકુમારના દર્શન કરે છે (૫). સાથે જ સજ્જન મંત્રીના ઉદ્ધારને અને તે પૂર્વના રત્ન શ્રાવકે અમ્બિકાની સન્નિધિમાં પ્રતિષ્ઠાવેલ બિંબની કથાને યાદ કરે છે (૬). તે પછી નેમિનાથની સ્નાત્ર પૂજાદિ કરી (૭–૮), ભમતીમાં પ્રદક્ષિણા દેતે સમયે ત્યાં રહેલ સમ્મેતશિખર પટ્ટ, રથનેમિ–રાજીમતી, તથા નંદીશ્વરપટ્ટને જુએ છે (૯). ને (વસ્તુપાલકારિત) શત્રુંજયાવતાર(ના મંદિર વિષે) ગુરુમુખે સાંભળેલ વાતને યાદ કરે છે (૧૦). ભમતીની ૭૨ દેહરીઓ અને 'આપમઢ' (અપાપામઢ)ને ઉલ્લેખી (૧૧) ત્યાંથી ખરતરવસહીમાં આવે છે (૧૨). ત્યાં સંપ્રતિરાજાએ કરાવેલ પીતલમય વીર જિનેશ્વર, ફરતા બાવન જિનાલય અને તેની નવનવી કોરણી વિષે કહે છે (૧૩). ત્યાંથી નીકળીને નેમિનાથના મંદિરથી હેઠાણ આવેલા અને સોની સમરસિંહ માલદેએ (સં. ૧૪૯૪/ઇ.સ. ૧૪૩૮)માં ઉદ્ધારાવેલ કલ્યાણત્રયની ત્રણ ભૂમિમાં કાયોત્સર્ગમાં રહેલ નેમિકુમારના પ્રતિમાઓને વંદે છે (૧૪–૧૫). તે પછી વસ્તુપાલ-તેજપાલે બાર કોટી દ્રવ્ય ખર્ચી કરાવેલ અષ્ટાપદ અને સમ્મેત શિખરની રચનાવાળા, કસોટીના પથ્થરના થાંભલાવાળા, નવીનવી કોરણીયુક્ત મંદિર (વસ્તુપાલ–વિહાર)ને વાંદી; ગજેન્દ્રપદ કુંડ જોઈ, રાજીમતી–રથનેમીના સ્થાનમાં નમી (૧૬), અંબાદેવીના ટૂંકે જાય છે (૧૭). ત્યાંથી અવલોકના શિખર, કે જ્યા એક કોટી યાદવો સાથે નેમિનું નિર્વાણ થયેલું, ત્યાં કવિ–યાત્રી જાય છે (૧૮). ત્યાં ઊભા રહી લાખાવન જોઈ, આગળ સાંબ અને પ્રદ્યુમ્નના શિખરોને નમી, (પ્રદ્યુમ્ન શિખરે રહેલા), સિદ્ધો વિનાયકનું ચિંતવન કરી (૧૯), સહસ્રામ્રવનમાં નેમિચરણ વાંદવા જાય છે; ને હવે જૂનાગઢ પાછા વળવા પોતાના તરસતા મનની વાત કરી (૨૦), નેમિનાથના ગુણ ગાતાં (૨૧), ચૈત્યપરિપાટી પૂરી કરે છે. છેલ્લી કડીમાં કર્તા પોતાનું 'રંગસાર' નામ પ્રગટ કરે છે (૨૨)

તીર્થ સ્થિત જિનાલયો સમ્બદ્ધ કોઈ વિશેષ નવી વાત અલબત્ત આમાં નથી. પણ કવિની નિખાલસ અને કાવ્યમય વાણીમાં જાણિતી હકીકતો પણ પુનઃ રસમય બને છે.

આ ચૈત્યપરિપાટીની નકલ પ્રથમ સંપાદક બિકાનેર શ્રી અભય જૈન ગ્રન્થાલયની પ્રતિસંખ્યા ૭૭૨૦ પરથી વર્ષો પહેલાં ઉતારી લીધી હતી.

# રંગસાર કૃત ગિરનાર ચૈત્ય પરિપાટી

સરસતિ સાંમણી ગજગતિ ગાંમણી, દઈ મુઝ વિમલ મતિ અતિ ઘણી એ ।
શ્રીગિરનારગઢ-ચૈત્ર પરવાડિ, વિરચિસુ રંગ રલીયાંમણી એ ॥૧॥
જૂનએ ગઢ સિર રિસહ જિણુ વીર ખીરનીરોઈ જિમ નિરમલઉ એ ।
પૂજવિ પણમવિ પેખવિ નિઈ નયણુ સુધ્ધ સમકિત કીયઉ ઉજ્જલઉ એ ॥૨॥
હિવ ગિરી સિહર આરોહવા કારણઈ પાજઈ પહચતાં પરમ પીત્ર ।
વાવિ દ્રહ કુવ વણુરાઈ અભિરાંમ પેખતાં ગહગહઈ નીયઈ ચીત ॥
કુલીય ફલીય નવ વલ્લીઈ પૂ એક એકણથકી અતિભલીય ।
વનસપતી અતિપરમલ મહકતી ગહકીતી કોઈલ તાહિ વલીઈ ॥૩॥
સેસ તે છિ લાખવિતા કરિ સુણહરિ સોહલી પાજ ગિરનાર ।
ગિરે તે ધન્ન તે બાહડદે વ્યાપારય જેણુ કરાવીય હરખ ભાર ॥
સોવન રેહન નિરમલ નીર વહઇ, ગિર અંતર અતિ ઉદાર ।
અનુક્રમ પરવહઈ બિસતાં જોવતાં પહતલા ગઢતણિ પ્રોલિ બાર ॥૪॥

ઢાલ

દીઠા દૂર થકી ભવણુ, ડંડ કલસ સુવિસાલા ।
કોરણી કઉતિગ જોવતહાં જોવઈ અબલ પૂરવદિસ પદમાસણહ
બયઠા નેમકુમાર ॥૫॥
સાજણમંત્ર કરાવીયા એ જો જીરણુ ઉધ્ધાર ।
કાંચણબલાણા થકીય રતન સાવક આંણુ ।
અંબકદેવી સાનિધ્ધહાં મંડઈ એહ વિનાન ॥૬॥
નેમિ [જિ]ણેસર દંસણહાં મન હુઉ આણંદ ।
જિમ ગયંદ રેવાનદીય નિસ ચકોર જિમ ચંદ ।
નિરમલ નીરઈ કલસ ભરે પખાલલિ જિન અંગ ।
ઘન ચંદન ઘનસાર ઘસે પુજસિ નવ નવ ભંગે ॥૭॥
આગલિ નાચસિ ભાવસું એ ગાઈસ મધુરઈ સાદ ।
ઈણપરિ પૂજસિ નેમજિણુ ટાલિસ પંચ પ્રમાદ ॥૮॥

ઢાલ

ભમતીઇ એ જિણચઉ વીસ સિરસમેત અબતાર સાર ।
રાઈમઈ એ સિર રહનેમ દીવ નંદીસરનઉ વિચાર ॥૯॥
સેતુંજ એ પ્રમુખ અવતાર સાંભલિયા હુંતા ગુરુવયણે ।
તેહુવ એ કાલવસેય મઈ નવ દીઠી નીય નયણુ ॥૧૦॥

દેહરી એ બહુતર સાર આપમઢ નેમજિણુ ।
સીધરૂ એ જિણુ તિણુ તીથ જસ સુરત નવ નવઈ મણુ ॥૧૧॥
અઈણિ પરુ એ આદ અવલોઈ નિરખિવા ।
આવીઆ હરિ દુવાર
ઈણિ ગિરઈએ નેમવિહાર આવીયા ખરતરવસહી વાર ॥૧૨॥

ઢાલ

સંપતિ રાય કરાવિ મુણુહર પીતલમઈ શ્રી વીરજિણેસર
ખરતર[વ]સહીમાહે પાખતીયાં બા[વ]ન જિણાલ
નવલ નવલ કોરણીય નિહાલ ટાલઉ કુમતિ કસાય ॥૧૩॥
નમીયઈ નેમભવણુથી સનમુખ કિલાણુમય
નમિય ચન્ન મુખ સુખ સંપત જસ નામ
ધન ધન સોનીવંસ પ્રભાવક સમરસંઘ માલદેસુ
શ્રાવક જિણુ કરી ઉધ્ધાર ॥૧૪॥
તિણુ ભુમીપતિ જિણુવર વારઈ કાઉસગ રહીયા નેમકુમાર ।
પઢમ ભુમિ પેખેવિ સંવત ચવદ ચઉરાંણું વચ્છર
ઉધરીયા જિણુભવણુ મનોહર ભૂધર જેમ ઉતંગ ॥૧૫॥

દૂહા

અસટાપદ ડવી દિવઈ દાંહિણુ દિસ સંમેત
વસતપાલ તેજપાલ બે કરાવીયા ગુણુગેહ
બાર કોડિ લખા અસી ખરચીવિ તસુ ઠામ
કસવટથંભા કોરણી નવી નવી તિણુ ઠામ
જોઈ કુંડગયંદમઉ સહસબધ અભિરામ
કાજલકુંડ રાજીમતી રહનેમીનઉ ઠામ ॥૧૬॥
કેઈ નિરક્યા નિય નયણુ કેઈ સુણિયા કાંન
અવર વિહાર અછઈ તિહા તેહિ વન કીયા ગાંન
પઢમ ટુક ઈમ ફરસીય અંબકદેવ પસાય
હિવ અંબકટુંકય ચઢી નિરખી અંબકુમર ॥૧૭॥

ઢાલ સોરઠી

અવલુંણા રે સિહરય નેમ નિહાલીયઈ
નાનસલા રે પેખી પાપ પખાલીઈ
ચઉપન દિન રે નેમીસર કાવસગિ રહ્યા
છઠ કોડી રે યાદવ કુમર સુગતિ ગયા ॥૧૮॥

ઈણુ ગિરવર રે ઉચ ટુંક અવર નહી
લીખાવન રે નિરખી ઈહાં ઊભા રહી
હિવ આગલ રે સંબ પ્રજુન નમી કરી
દુર[ઈ....દ્રી]ડી સીધ-વિનાઈક મન ધરી ॥૧૯॥
સહસાવન રે નેમ ચરણુ રલીયામણા
ભાવઈ નમું રે પુંન કીયા પોતઈ ઘણા
કિતલઈક રે ઈણુ પરિ ગિરવર ફરસીઈ
જૂનય ગઢ રે હિવ જાઈવા મન તરસીઈ ॥૨૦॥
ઈણુ પરિ કીરે ચૈત્રપરવાડ સુહાંમણી
વીનવીયા નેમીસર ત્રિભુવનધણી
ઉલગડી રે હું કરિસું જિન તાહરી
મુઝ આપઉ રે સિધ્ધ બુદ્ધિ સંપદ ઘણી ॥૨૦॥
ઇમ તવીયા શ્રી શ્રીગિરનારરાય શ્રીયતાવહર સુહ ગુરુપસાઈ
જય વંછીયપૂરણુ વીરરાઈ **રંગસાર** નમઈ મનરંગ પાય ॥૨૧॥
ઇતિ શ્રીનેમનાથ વૃદ્ધ સ્તવનં । સમાપ્તં ॥ શ્રી ॥ છ ॥
પવઈણુલિખતં । શ્રી । સુભં ભવતુ । સાધ્વી હીરી વચનારથં ।
વિનયેન વિદ્યા ગ્રાહ્યા, પુષ્કલેન ધનેન વા ।
અથવા વિદ્યયા વિદ્યા, ચતુર્થં નાસ્તિ કારણું ॥૧॥

# કર્ણસિંહકૃત ગિરનારસ્થ "ખરતરવસહી–ગીત"

## સં. મધુસૂદન ઢાંકી

૧૬ કડીમાં નિબદ્ધ અને કેટલાંક ઐતિહાસિક તથ્યો સમાવતા આ ગીતના રચયિતાએ આખરી કડીમાં પોતાનું નામ 'કરણસંઘ' આપ્યું છે. એક 'પ્રાગ્વાટ કરણસિંહ'ની ચૈત્યપરિપાટી સહસંપાદના અર્થે (સ્વ.) અગરચંદ નહાટાએ મને મોકલી આપેલી[1]; પણ તેમાં કર્તાએ પોતા વિષે કંઈ વિશેષ કહ્યું નથી. તેમ બન્નેમાંથી એકેમાં રચનાનું વર્ષ પણ બતાવ્યું નથી; પણ વસ્તુની દૃષ્ટિએ પહેલી ચૈત્યપરિપાટી પંદરમા શતકના આખરી ભાગ યા સોળમા શતકથી પ્રાચીન હોય તેમ જણાતું નથી. આથી કર્તા પંદરમા–સોળમા સૈકામાં થઈ ગયા જણાય છે. સંભવ છે કે તેઓ ખરતરગચ્છની આમ્નાયના શ્રાવક હોય.

સંપ્રતિ રચના[2] — ખરતરવસહી – ગીત — ગિરનાર પર ખરતરગચ્છીય નરપાલ સંઘવીએ ઈ. સ. ૧૪૪૧થી થોડાં વર્ષ પૂર્વે (મોટે ભાગે ઈ. સ. ૧૪૩૮ના અરસામાં), પૂર્વે વસ્તુપાલ મન્ત્રીએ કરાવેલ સત્યપુરાવતાર મહાવીરના જૂના મંદિરને કાઢી નાખી તે સ્થળે નવું બંધાવેલું તે મંદિરને અનુલક્ષીને થઈ છે. નવનિર્માતા ખરતરગચ્છીય હોવાથી આ મંદિર "ખરતરવસહી" નામથી પંદરમા શતકના ઉત્તરાર્ધથી જાણીતું થયેલું; જો કે એ નામ પણ પછી તો ભૂલાઈ જવાઈ વર્તમાને તે (ખોટી રીતે) 'મેલકવસહી' કે 'મેરકવસહી' નામે પરિચયમાં છે. (જુઓ અહીં મારો આ ખરતર–વસહી સંબદ્ધ વિસ્તૃત લેખ).

રચયિતા કવિએ ૮મી કડીમાં જિનભદ્રસૂરિના વચનથી ભણસાળી નરપાળે પ્રસ્તુત મંદિર બંધાવ્યાનું કહ્યું છે; અને મંદિરના વર્ણનમાં મંડપની પુતળીઓ જમણી બાજુએ રહેલ (ભદ્ર પ્રાસાદમાં) અષ્ટાપદની રચના, તેમજ (તેની સામે) ડાબી બાજુએ એ જ પ્રમાણે રહેલા નંદીશ્વરનો ઉલ્લેખ કરે છે. મૂળ ગભારામાં અધિષ્ઠિત જિનવીરની ધાતુમૂર્તિ, તેનું રત્નજડિત પરિકર અને તોરણનો પણ ગીત-કર્તા ઉલ્લેખ કરે છે. એકંદરે ગીતનું કલેવર પાતળું છે. કૃતિ દેશ્ય ઢાળમાં ઢળેલી છે, પણ સંઘટન બહુ વ્યવસ્થિત નથી. ભાષા જૂની ગુજરાતીને બદલે મરુ-ગૂર્જર જણાય છે. ખરતરગચ્છનું જોર રાજસ્થાનમાં ઘણું હતું ! કર્તા 'કરણસંઘ' એ તરફના હોવાનો સંભવ છે.

**પાદટીપો :**

૧. આ રચના પં૦ દલસુખ માલવણિયા અભિનન્દન ગ્રન્થમાં પ્રકટ થનાર છે.

૨. પાટણના શ્રી હેમચન્દ્રાચાર્ય જ્ઞાનભંડારમાં રહેલી, અને એક માત્ર ઉપલબ્ધ પ્રતિ (ક્રમાંક ૩૧૨૨), પરથી અહીં સંપાદિત કરવામાં આવી છે. સંપાદક પ્રસ્તુત સંસ્થાના આભારી છે.

## કર્ણસિંહકૃત ગિરનારસ્થ ખરતરવસહી–ગીત

ગિરિ ગિરનારિ વખાણીઈ હો
ઈસર કવિ કવિલાસ ।
સ તસ સિરિ સામી સામલા હો
અંબિકાદેવિ પ્રકાસ ॥૧॥
પ્રીય ખરતરવસહી જોઈએ
જાણે કરતલ–વમાણુ ।
પ્રીય લોચન તનમન જાઈઈરે
તું સાંભલિ હો ચતુર સુજાણુ ॥૨॥ પ્રીય૦

હયવરનરવષભહ તણી હો
વિતપતિ પુણ્યસલોક ।
મંડપિ મોહણુ–પૂતલી હો
જાણે કરિ કીઓ ઇંદ્રલોક ॥૩॥ પ્રીય૦

કરકમલિ લખલખ પંખડી
સહલ સરૂપ સરંગ ।
શિખર–પ્રાસાદ ઉદ્યોતમઈ હો
દંડકલસ ધજદંડ ॥૪॥ પ્રીય૦

સોવનજાઈ મણિરુપ્યમઈ હો
મોતી ચઉક પૂરાવિ ।
આગલિ તિલક પએવડ ઉરે
પેખવિ હરખ ન માઈ ॥૫॥ પ્રીય૦

નેમિ કડણિ પ્રભુ દાહિણિ હો
અષ્ટાપદ અવતાર ।
વામઇ કલ્યાણકતન હો
નંદીસર જગિ સાર ॥૬॥ પ્રીય૦

સંઘ મરોઈ અણાવિઉ હો
સપત–ધાત જિણુ વીર ।
પરિગર રતન જડાવિઇ હો
તોરણુ ઉંલકઈ બઈ હાર ॥૭॥ પ્રીય૦

લબધિવંત જિનભદ્રસૂરિ ગુરૂજી
સુવચની સવિસાલ ।
દ્રસમ-ભવન સમુધ્ધરઈ હો
સો ધન ધન મા નરપાલ ॥૮॥ પ્રીય૦

ભણુસાલી તે પરિકરઈ હો
જે કીઓ ભરવેસર રાઓ ।
ઉજલિ અષ્ટાકરે તે
નિરખતા અંગિ ઊમાહ ॥૯॥ પ્રીય૦

પહિરિ ધોતિ નિજ નિરમલી હો
અષ્ટાવિધ પૂજ રચેસિ ।
ભાવના ભાવિસુ ઇ જિમલી હો
જીવઅ સફલ કરેસું ॥૧૦॥ પ્રીય૦

ચંદન ભરી કચોલડી હો
આણી માલણિ ફુલડી
ચંપક પાડલ સેવંત્રી જેમ
ગંધ-પરિમલ વહમૂલ ॥૧૧॥ પ્રીય૦

બારણુ વરણુ તીરથ અષ્ટાપદ
પઢમ પુણ્ય પ્રકાર ।
સમતિ શ્રવણુ સબ સંપજઇ હો
કેવલિ કરઈ વખાણુ ॥૧૨॥

ચિહું દિસિ બારહ બારણા હો
આંબલડા આરામ ।
પ્રવર પ્રાસાદ સોહામણા હો
પુણ્ય તણા થિર ઠામ ॥૧૩॥ પ્રીય૦

બલિ કાજસુ તસુ હાથલડા હો
સૂત્ર સધન સૂત્રધારક ।
એક જીભ ગુણુ તેહ તણા
પહિવઈ ન લાભઈ પાર ॥૧૪॥ પ્રીય૦

પારખઉ મ તણુઈ પારખઈ હો
અવર ન પૂજઈ કોઈ ।
સકૃત કૃવાણુા વંજિયા હો
જિણુ લાભઇ અનંત હો ॥૧૫॥ પ્રીય૦

સજ વેષધિ આણુંદિઈ હો
સહુડ સતન સાવિચાર ।
કરણુસંઘ સાર ભણુઈ હો
ચીરંજીવઓ સંપરવાર ॥૧૬॥ પ્રીય૦

**ઈતિ શ્રી ગિરનાર સુખમંડણુ ખરતરવસહી ગીત ॥**



१. जूनागढ, महावीर स्वामीनुं मन्दिर, अम्बिका देवी सं. १०९२, ई. स. १०३४

# જૂનાગઢની અમ્બિકાદેવીની ધાતુપ્રતિમાનો લેખ

સંપા. લક્ષ્મણભાઈ ભોજક

જૂનાગઢમાં ઉપરકોટ તરફ જતાં, જગમાલ ચોકના વણિક મહોલ્લામાં શહેરના સૌથી મોટા પણ પ્રમાણમાં અર્વાચીન એવા મહાવીરસ્વામીના મન્દિરમાં જિન અરિષ્ટનેમિની શાસનદેવી અમ્બિકાની એક ધાતુપ્રતિમા સંરક્ષિત છે. એનો ઉલ્લેખ (તેના પર અંકિત અભિલેખના વર્ષ સાથે) પંડિતપ્રવર અંબાલાલ પ્રેમચંદ શાહ દ્વારા થયેલો છે.[1] અહીં લેખની વાચના મૂળ પ્રતિમાના ચિત્ર સાથે પ્રકાશિત કરું છું. લેખ પ્રતિમાના પાછળના ભાગમાં નીચે મુજબ કંડારાયેલો છે:

[१] सं.१०९२ वर्षे नागेन्द्रसंतानेन इतबारकस्था [-]
[२] ने अंबिकाप्रतिमा समस्तगोष्ठया कारिता ॥

પ્રતિમા નાગેન્દ્રગચ્છના ગોષ્ઠિઓએ ભરાવેલ છે; પણ સ્થાનનું નામ 'ઇતબારક'(?) જણાવ્યું છે, ગિરિનગર કે જીર્ણદુર્ગ (જૂનાગઢ) નહીં; આથી આ પ્રતિમાને જૂનાગઢ સાથે સંબંધ હોય તેમ જણાતું નથી. 'ઇતબારક સ્થાન'નો અલબત્ કંઈ પત્તો લાગતો નથી. (કોતરનારે નામ કંડારવામાં કંઈ ગરબડ કરી હશે?)

પ્રતિમા (જુઓ ચિત્ર) લગભગ ૧૩ ઇંચ ઉંચી અને તળીએ લગભગ ૭½ ઇંચ પહોળી છે. ભદ્રાસનની ઉપર વાહનરૂપે પ્રલમ્બિત સિંહ, અને તેના પર પાથરેલ પદ્મ પર અર્ધપર્યંકાસનમાં ભગવતી અમ્બિકા વિરાજમાન છે. ડાબી બાજુ અંકમાં પુત્ર શુભંકર અને સિંહના મોઢા પાછળ દીપંકર ઉભેલ છે. આસનના ઊર્ધ્વદર્શનમાં ઉપર મનોહર વલ્લિમય છલ્લિકા તોરણ, તેમાં વચ્ચે જિન અરિષ્ટનેમિનું મંગલ-બિમ્બ, અને તોરણ ફરતી આમ્રજાલની શોભા કરી છે. દેવીની (ઘસાયેલી) મુખાકૃતિ પાછળ પદ્મપ્રભા કાઢેલી છે. જિન તથા શુભંકરનાં મુખ પણ, વર્ષોની પૂજાને કારણે, ઘસાઈ ગયાં છે. તેમ છતાં ૧૧મા શતકના પૂર્વાર્ધની, ઈ.સ. ૧૦૩૬ની, કલાત્મક પ્રતિમા હોઈ, તેમજ તેમાં નાગેન્દ્ર (ગચ્છ)નો ઉલ્લેખ હોઈ, એનું મહત્ત્વ અવશ્ય છે.

---

1. જુઓ જૈન તીર્થ સર્વસંગ્રહ ભાગ પહેલો [ખંડ પહેલો] અમદાવાદ સન ૧૯૫૩, પૃ. ૧૧૯-૨૦.

# ઉજ્જયન્તગિરિનો એક ખંડિત અપ્રકાશિત પ્રશસ્તિલેખ

સંપા. લક્ષ્મણભાઈ ભોજક

લગભગ ૩૨ ½ × ૨૩ ઇંચના કદના પીળા પથ્થર પર કોતરેલ લગભગ છત્રીસેક પંક્તિઓમાં, શ્લોક-નિબદ્ધ એક મોટી સંસ્કૃતમય પ્રશસ્તિના ચાર ખૂણાના ચાર ટૂકડાઓ શ્રીમધુસૂદન ઢાંકી તથા સાંપ્રત લેખકના સન ૧૯૭૩ના સર્વેક્ષણ દરમિયાન જોવામાં આવેલા. તે પછી પ્રસ્તુત લેખની વાચના કરવાનો સન ૧૯૭૭માં તથા તાજેતરમાં પુનઃ પ્રયાસ કરેલો. આ લેખના ખંડો ગિરનાર પરના કહેવાતા કુમારપાળના મન્દિરના પ્રાગણમાં ઉત્તરની બાજુએ સાચવેલા શિલ્પખંડો સાથે જોવા મળેલા. પ્રશસ્તિનો મોટો, વચલો ભાગ, નષ્ટ થયા હોઈ ઉપલબ્ધ પદોનાં સન્દર્ભ અને સાતત્ય ખંડિત તેમજ લુપ્ત થઈ જવાથી લેખમાં મૂળ હશે તે કેટલીય મહત્ત્વપૂર્ણ હકીકતોનો વિલય થયો છે. વધુમાં શિલાલેખ હવામાં ઘણા વર્ષોથી ખુલ્લો અને ચત્તો પડયો રહ્યો હશે તે કારણસર ઉપલબ્ધ ભાગો-માંથી કેટલાયે અક્ષરો તદ્દન ઘસાઇ જઈ દુર્વાચ્ય બન્યા છે. ક્યાંક ક્યાંક વળી પથ્થર ટોચાઈ જવાને લીધે અક્ષરો સર્વથા ગાયબ થયા છે. લેખના સંવત–વારાદિ નષ્ટ થયા છે; પણ તિથિ કાર્તિક વદ ૫ ની જણાય છે. અક્ષરો બારમા શતકના લેખોમાં મળે છે તેવા, અને પડીમાત્રા યુક્ત લિપિમાં હોઈ, તેમજ લેખના ઉપલબ્ધ હિસ્સાઓમા રાજા કુમારપાળનુ નામ ત્રણેક સ્થળે વંચાતુ હોઈ, ને વિશેષમાં પ્રશસ્તિકાર બૃહદ્‌ગચ્છના વિજયસિંહસૂરિ હોઈ, આ મહત્ત્વપૂર્ણ પ્રશસ્તિલેખ આગળ અવલોકીશું તેમ ચૌલુક્યાધિપ કુમારપાળ (ઈ.સ. ૧૧૪૫-૧૧૭૫)ના સમયનો જણાય છે.

લેખના પ્રારમ્ભના શ્લોકમાં યદુવંશનંદનમણિ, શિવાદેવીનન્દન, રાજીમતીવલ્લભ જિન નેમિનાથની લલિત–ગંભીર શબ્દોમા સ્તુતિ કરી છે. પછીના વિશેષ ખંડિત શ્લોકમા "કુમારપાળ નૃપતિ"નું નામ આવે છે. પંક્તિ ૧૩મા રૈવતક તથા રૈવતગિરિનો ઉલ્લેખ છે. પં. ૧૭માં "કુમારપાળ–ક્ષિતિપાલ" નો ઉલ્લેખ છે; ને પંક્તિ ૧૯માં "કુમાર–નૃપ"ના કોઈ દંડેશ્વર (દંડનાયક)ના નિર્દેશ છે: (નામ ગયું છે; કદાચ ત્યા ગિરનાર પર સં. ૧૨૨૨-૨૩ (ઈ.સ. ૧૧૬૬-૬૭) પાજા કરાવનાર દંડનાયક આમ્રદેવ કિંવા આંબક હોવાનો સંભવ છે). પંક્તિ ૨૦માં ગજપદ–કુંડના ઝરાનો ઉલ્લેખ છે. પંક્તિ ૨૩માં કોઈ જગત્સિંહ અને પંક્તિ ૨૪માં જાસઈલદેવી (?) નું નામ આવે છે. તે પછી પંક્તિ ૩૨ મા કોઈ સોમસિંહનો ઉલ્લેખ છે. લેખનો મુખ્ય ભાગ અહીં ગયેલો હોઈ આ વ્યક્તિઓનો પાર-સ્પરિક સંબંધ તેમ જ તેમના ગિરનાર પર (કદાચ અન્યત્ર પણ) કરાવેલ સુકૃતો સંબંધમાં કશી ભાળ મળી શકતી નથી. (પં. ૩૩મા "પ્રપા" શબ્દ મળે છે.)

વિજયસિંહસૂરિનું નામ (ખંડિત અવસ્થામાં) પંક્તિ ૩૫માં અને ફરીને પંક્તિ ૩૬મા છે જ્યાં સ્પષ્ટરૂપે બૃહદ્ ગચ્છીય વિજયસિંહસૂરિએ પ્રશસ્તિ રચી તેવો ઉલ્લેખ આવે છે. લેખ કોતરનાર સૂત્રધાર 'મેવાડા' જ્ઞાતિનો હશે તેમ અંતિમ ત્રુટિત ભાગ પરથી સૂચિત થાય છે, જો કે તેનું નામ ઊડી ગયું છે.

પ્રશસ્તિના વધુ નિશ્ચિત સમય વિશે આ પળે વિચાર કરીએ તો બે મુદ્દા તરફ લક્ષ આપવાનું રહે છે. તેમાં પ્રથમ છે વિજયસિંહસૂરિના વિદ્યમાનતાનો કાળ. ઉપલબ્ધ પ્રમાણો અનુસાર વિજય-સિંહસૂરિ જયસિંહદેવ સિદ્ધરાજ તેમજ કુમારપાળના સમકાલીન હતા. તેઓ બૃહદ્‌ગચ્છીય અજિત-દેવસૂરિના શિષ્ય હતા. બીજી બાજુ સુવિશ્રુત જિનધર્મપ્રતિબોધ (કુમારપાલપ્રતિબોધ) સં. ૧૨૪૧ (ઈ.સ. ૧૧૮૫) ના કર્તા સોમપ્રભાચાર્યના તેઓ ગુરુ થાય[1] આથી સોમપ્રભાચાર્યના તેઓ વૃદ્ધ–

સમકાલિક હતા અને તેમનો સ્વર્ગવાસ ઈ.સ. ૧૧૮૫ થી કેટલાંક વર્ષો પૂર્વે થઈ ચૂક્યો હશે તેમ લાગે છે. આબૂક્ષેત્ર સમીપવર્તી કોરંટ (વર્તમાન કોરટા)ના જિનાલયમાં તેમણે વિ.સં. ૧૧૪૩ (ઈ.સ. ૧૧૨૭)માં પ્રતિષ્ઠા કરાવેલ પ્રતિમાના લેખો ઉપલબ્ધ છે,[2] જે સ્પષ્ટતયા સિદ્ધરાજના સમયમાં પડે છે. જ્યારે બીજી બાજુ આરાસણમાં સં. ૧૨૦૪ (ઈ.સ. ૧૧૪૮) માં અને સં.૧૨૦૬ (ઈ.સ. ૧૧૫૦)મા તેમના હસ્તે થયેલ જિન પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કુમારપાળના સમયમાં જાય છે. કોરંટની પ્રતિમાઓ તેમણે જો પ્રૌઢાવસ્થામાં કરી હોય તો આરાસણની પ્રતિમા તેમની વૃદ્ધાવસ્થામાં થઈ હોવાનુ અનુમાન થઈ શકે. ગિરનારવાળી પ્રશસ્તિના કાવ્યની પરિપકવ શૈલી જોતાં તે સૂરીશ્વરની ઉત્તરાવસ્થામાં થઈ હશે તેમ કલ્પી શકાય. બીજો મુદ્દો છે પ્રશસ્તિમાં કુમારપાળના અનુલક્ષે થયો હશે તેવો **मालवमालवश्री** ઉલ્લેખ મહાકવિ શ્રીપાળની રચિત વિ.સં. ૧૨૦૭-૮ (ઈ.સ. ૧૧૫૦-૫૧) ની કુમારપાળની વડનગર-પ્રશસ્તિમાં કુમારપાળના બલ્લાલ પરના માલવવિજયનો ઉલ્લેખ છે, અને પ્રસ્તુત વિજય ઈ.સ. ૧૧૫૦ થી થોડો વહેલો થઈ ચૂક્યો હશે. સામ્પ્રત ગિરનાર પ્રશસ્તિ પણ આથી ઈ.સ. ૧૧૫૦ બાદ જ રચાઈ હોવી જોઈએ.

ત્રીજો મુદ્દો છે દંડનાયકનો. સિદ્ધરાજના સમયમાં સોરઠનો દંડનાયક સજ્જન હોવાનું પ્રબંધો પરથી જ્ઞાત છે. કુમારપાળે ત્યાં શ્રીમાલિ રાણિગના પુત્ર આંબાકને નિયુક્ત કર્યા હોવાનું સમકાલિક લેખક બૃહદ્ગચ્છીય સોમપ્રભાચાર્ય જિનધર્મપ્રતિબોધમાં જણાવે છે. પછીના નાગેન્દ્રગચ્છીય વિજયસેનસૂરિના રેવંતગિરિરાસુ (આ. ઈ.સ. ૧૨૩૨) તેમ જ ચરિત્ર પ્રબંધાદિ સાહિત્યમાં પણ એ વાત ચર્ચાઈ છે. સ્વયં આંબાકના ગિરનાર પર પગથિયા કરાવ્યા સંબંધી સં. ૧૨૨૨ (ઈ.સ. ૧૧૬૬) અને સં. ૧૨૨૩ (ઈ.સ. ૧૧૬૭) ના ટૂંકા લેખો મળી આવ્યા છે.[3] વિશેષમા આંબાકના ભાઈ ધવલે પ્રપા કરાવ્યાનુ ઉપર્યુક્ત રાસમાં વિજયસેનસૂરિ કહે છે; અને અહીં ચર્ચા હેઠળના લેખમાં એક સ્થાને "પ્રપા" શબ્દ આવે છે. એટલે વિજયસિંહસૂરિના લેખમાં દંડનાયકની પદવી પર એ સમયે આમ્રદેવ હોવાનું અભિપ્રેત હોય તો લેખ ઈ. સ. ૧૧૬૬-૧૧૬૭ના અરસાનો હોવાનો સંભવ છે.

લેખની વાચના આ પ્રમાણે છે.

[पं. १] ॐ नमः श्री नेमिनाथाय ॥ देवः श्रीयदुवंशनंदनमणिर्हे (?) मातरक्ष्मापति... व्यहर्पाकंदर्पपाटनपटुर्निर्मताणराजीमती रागाब्धिः शिवतातिरस्तु जगतां स श्रीशिवानंद [पं.२] नः ॥१॥ श्रीमद्गूर्ज्जरमेदिनीपरिवृतः...श. स रजने, जागर्त्तिस्स कुमारपालनृपतिर्भूयालसा...॥२॥... का [पं.३] निर्वाग...वी तेर्वि...कार...म [पं.४] ति मेदिनी...[पं. ५] रक्षि . [पं. ६] पं ॥ २४...[ह] [पं. ७] ह्लीमकैः...[पं. ८]..[पं. ९] जगती...[पं १०] कनी...[पं. ११] जयतः ...[पं. १२] [पं. १३] ..रैवतके ॥८॥ येन विरचय्यरैवतगिर...[पं. १४] घाटित...कालः ..[पं. १५] .. [प. १६ ..२४ इति ..[पं. १७]...पदप्रसादः कुमारपालः क्षितिपाल ..[पं. १८[ ...मालवमालवश्रीः ॥२७॥...[पं. १९] ..भिधाना । श्रीमत्कुमारनृप ..दंडेश्वर.. [पं. २०]...: [गजेन्द्र] पदकुण्डोद्यन्निर्झरे...[पं. २१] रिव मर्त्येजिन्मरत्नेरिव श्रीजि[न]...[पं. २२]... ३४ कलिकाल...प्रसरेसुजनाय...मंडलं . [पं. २३]...वीनि ॥३६॥ तद[न्वये क्षत्री] कुलावतंसः स्ववंशाविभ्रांतयशः पताकः । जज्ञे जगत्सिंह ..दुपा [पं. २४]...सफलोद्गमः ॥३८॥ तस्या जा...या जासइइलदेवीति कलिकुलरीतिः । निक [पं. २५]...वरकांतिकांताः । पञ्चेन्द्रियाणि सुकृतावर-

णैर्जयन्तो ध्यानं व पञ्चपरमे[ ष्ठि]...[पं. २६]...दध्वे सकलकुलधुरमात्रं राज्ञा-...इलक्ष्मीगोत्रैक-मान्यः स ।...[पं. २७]...नासं चकार ॥४२॥ तस्य गुणुर[त्नसु]धीः कालिकल्मषदल...[पं. २८] सहस्र...भिस्तनवः सुजनम ..॥४४॥ तेषां...[पं. २९]...कृपणभृकुटीभंग ..व सुखानि यः ।... [पं. ३०]...प्रशस्तः । श्रीसोमसिंह इति ..कूलभि...कारित ॥४७॥ दानं वलभं...[पं.३१]...तश्च ॥ ४८॥ यस्य विधोरिव रजनी...देवीति श्रय...[पं.३२]...मषंडकुलनंदनश्च...॥५०॥ [पं.३३] प्रपा ॥५२॥ [पं.३४]...प्रभ .. [पं.३५]...सूरेर्विजयसिंहेन ॥५५॥ यावन्नल...रमि राजति राज-हंस...[पं.३६]...[का]र्त्तिक शुदि ५ श्रीबृहद्गच्छीय [विज]यसिंहसूरिभिः प्रशस्तिरिय मेवाड...[4]

---

1. Ed. Muniraja Jinavijaya, Gaekwad's Oriental Series No. XIV, Baroda 1920, P. 477 Prasasti.
2. प्राचीन लेख संग्रह (ભાગ. ૧ લો) સંપા. મુનિરાજ વિદ્યાવિજય, શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાળા, ભાવનગર. ૧૯૨૯, પૃ. ૨.
3. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨ જો, સંઃ. આચાર્ય ગિરજાશંકર વલ્લભજી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થાવલી ૧૫. મુંબઈ ૧૯૩૫, પૃ. ૫૫-૫૬.
4. ત્રુટિત હોવા છતાં પ્રશસ્તિમાં શાર્દૂલવિક્રીડિત, ઉપેન્દ્રવજ્રા, વસંતતિલકા, ઇત્યાદિ છન્દો ઓળખી શકાય છે.

# ઉજ્જયન્તગિરિના કેટલાક અપ્રકટ ઉત્કીર્ણ લેખો

મધુસૂદન ઢાંકી-લક્ષ્મણ ભોજક

મહાતીર્થ ઉજ્જયન્તગિરિના અદ્યાવધિ અપ્રકટ રહેલ પ્રતિમા તથા પટ્ટાદિ લેખો વિશે સાંપ્રત લેખમાં મૂળ વાચના સમેત વિસ્તારથી કહીશું. સન ૧૯૭૩ તથા પુનઃ સન ૧૯૭૭ની વસંત ઋતુમાં પર્વત પરના મંદિરોનાં કરેલાં સર્વેક્ષણો દરમિયાન પ્રાપ્ત થયેલા ચૌદેક જેટલા અદ્યાવધિ અજ્ઞાત અભિલેખો સાંપ્રત લેખમાં સવિવરણ પ્રસ્તુત કરવામાં આવી રહ્યા છે.

પ્રાપ્ત ઐતિહાસિક (સાહિત્યિક, અભિલેખીય) પ્રમાણ અનુસાર ઉજ્જયન્ત પર્વત–ગિરનારગિરિ –ઉત્તર મધ્યકાળ સુધી તો કેવળ જૈન તીર્થ જ રહ્યો હોઈ ત્યાંથી પ્રકાશમાં આવેલા તમામ લેખો જૈન દેવાલયો અનુલક્ષિત જ છે અને નવપ્રાપ્ત લેખોથી પણ એ પરિસ્થિતિમાં કશો ફર્ક પડતો નથી.

ગિરનાર પરના થોડાક લેખોની (વાચના (લીધા વિના) અંગ્રેજ સેનાનાયક જેમ્સ ટૉડ દ્વારા પ્રાથમિક પણ અત્યંત સંદિગ્ધ, ભેળસેળીયા અને ગડબડગોટાળાયુક્ત નોંધ લેવાઈ છે.[1] (ટૉડે જેની સહાયતાથી આ લેખો વાંચ્યા હશે તેનું મધ્યકાલીન લિપિવિષયક જ્ઞાન તેમ જ લેખની અંદરની વસ્તુની લાંબી સમજ હોય તેમ જણાતું નથી. ભારતીય અભિલેખવિદ્યાના અને ઇતિહાસ–લેખનના આરંભકાળે અનભિજ્ઞ લોકો પાસેથી ઝાઝી આશા પણ ભાગ્યે જ રાખી શકાય. તત્કાલીન ભાષા સમજવાની કઠણાઈને કારણે પણ ટૉડે પોતે સમજ્યા હશે તેવું લખ્યું હશે.) આથી ટૉડની નોંધો પર બિલકુલ ઈતબાર રાખી શકાય તેમ નથી. ટૉડ પછી પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ તીર્થનાયક જિન નેમિનાથના મંદિરના (એમના કથન અનુસાર) દક્ષિણ દ્વાર અંદરના સં. ૧૧૭૬/ઈ. સ. ૧૧૨૦ના લેખ પર વાચના દીધા સિવાય થોડી શી ચર્ચા કરી છે,[2] જો કે આવા સમર્થ વિદ્વાન પણ પ્રસ્તુત લેખને ન તો સારી રીતે વાંચી શક્યા છે કે ન તો તેનું હાર્દ સમજી શક્યા છે. (આ સંબંધમાં અમે આ ગ્રન્થમાં જ આના પછી આવતા લેખમાં ચર્ચા કરી છે.)

ઈન્દ્રજી પછી જેમ્સ બર્જેસે ગિરનારના મંદિરો આવરી લેતા સર્વેક્ષણ-અહેવાલમાં વસ્તુપાળના સં. ૧૨૮૯/ઈ.સ. ૧૨૩૧-૩૨ની મિતીના છ પ્રશસ્તિ લેખોમાંનો એક, તે ઉપરાંત શાણરાજની પ્રશસ્તિનો અપૂર્ણ લેખ અને અન્ય નાના મોટા છ એક લેખો પ્રગટ કર્યા છે[3] : પણ બર્જેસ દ્વારા પ્રકાશિત કેટલાક લેખોના પાઠોમાં વાચના દોષો (અને અર્થ સમજવામાં ક્ષતિઓ રહી ગયાં છે; શાણરાજની પ્રશસ્તિનો યથાર્થકાળ જ્ઞાત ન થવાથી તેના અર્થઘટનમાં, તેમ જ ચૂડાસમા વંશ સંબંધિ ઐતિહાસિક તારવણીઓ દોરવામાં, બર્જેસ જબ્બર ભૂલ થાપ ખાઈ ગયેલા. (બર્જેસના આ ભૂલભરેલા લખાણથી થયેલી દિગ્ભ્રાન્તિમાંથી પછીના વિદ્વાનોએ મહદંશે મુક્તિ મેળવી લીધી છે.[4]) તત્ પશ્ચાત્ બર્જેસ અને કઝિન્સે એમનાં મુંબઈ મહાપ્રાન્તના પ્રાચ્યાવશેષોની બૃહદ્સૂચિ ગ્રંથમાં આગળના બર્જેસે આપ્યા છે તે (ક્યાંક ક્યાંક પાઠાન્તર છે), અને તેરેક જેટલા બીજા લેખો પણ સમાવી લીધેલા.[5]

આ પછી દત્તાત્રય ડિસકળકરે કાઠિઆવાડના અભિલેખોની એક લેખમાળા Poona Orientalistમાં શરૂ કરેલી (જે પછીથી પુસ્તકાકારે પ્રગટ થયેલી છે[6]), જેમાં બર્જેસ–કઝિન્સે અગાઉ આપી દીધેલ ચારેક લેખો અતિરિક્ત અન્ય ચારેક નવીન લેખોનાં વાચના એવં ભાવાર્થ આપ્યાં છે.

બર્જેસ અને બર્જેસ-કઝિન્સે આપેલા લેખોમાંથી ચૂંટી કાઢેલા અઢારેક જેટલા લેખો (સ્વ.) મુનિશ્રી જિનવિજયજીએ પોતાના પ્રાચીન જૈન શિલાલેખોના સંકલન ગ્રંથમાં આવરી લીધા છે[૭], અને તેના પર કેટલુંક ટીપ્પણ પણ કર્યું છે.[૮] તત્પશ્ચાત્ એક વર્ષે આચાર્ય વિજયધર્મસૂરિએ એક પિત્તળના પરિકરના કાઉસ્સગીયાના લેખ (સં. ૧૫૨૩)ની વાચના એમની ચર્ચાના સંદર્ભમાં આપેલી.[૯] તે પછી (સ્વ.) ગિરજાશંકર વલ્લભજી આચાર્યે પણ ગુજરાતના શિલાલેખો સંબંધિ તેમના બૃહદ્-સંકલન ગ્રન્થના ભાગ ૨-૩માં બર્જેસ-કઝિન્સે પ્રકાશિત કરેલ, તથા ડિસકળકરે સંપાદિત કરેલ ગિરનાર-પ્રાપ્ત લેખોમાંથી ૧૭ જેટલા લેખોનો સમાવેશ કર્યો છે.[૧૦]

આ પછી ગિરનારના બે વિશેષ લેખોની વાચના (એક અલબત્ અપૂર્ણ) સારાભાઈ મણિલાલ નવાબે પોતાના જૈન તીર્થો અને સ્થાપત્ય વિષયક ગ્રન્થમાં દીધી છે.[૧૧] ત્યાર પછીના તરતનાં વર્ષોમાં તો ગિરનારના અભિલેખો વિશે ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિ થઈ હોવાનું અમને જ્ઞાત નથી; પણ જૈન દેવાલયો ફરતા દેવકોટના સમારકામમાંથી પ્રાપ્ત થયેલ શિલ્પખંડાદિ અવશેષોમાથી ત્રણ પરના અંકિત લેખોની વાચના છો. મ. અત્રિએ આપેલી છે[૧૨], જેમાંથી એક પર-વરહુડિયા કુટુંબની પ્રશસ્તિની વાચનામાં સુધારા સૂચવી પુનઃ અર્થઘટન સહિત-વિસ્તૃત ચર્ચા સાંપ્રત લેખના પ્રથમ લેખક દ્વારા થયેલી છે.[૧૩]

અમારા માનવા મુજબ નીચે આપીએ છીએ તે લેખો અદ્યાપિપર્યન્ત પ્રકાશમાં આવ્યા નથી; છતાં અમારી જાણ બહાર રહેલા કોઈ સ્રોતમાં તેમાંથી કોઈક પ્રગટ થઈ ચૂક્યો હોય તો અમારા ભવિષ્યના પ્રકાશનોમાં તેની ઉચિત નોંધ લેશું. અહીં રજૂ થાય છે તેમાંથી થોડાકની સંયોગાનુસાર પૂરી વાચના થઈ શકી નથી, જેનાં કારણો તેવા કિસ્સાઓના સંદર્ભમાં દર્શાવ્યાં છે.

૧

આ લેખ કહેવાતા સંપ્રતિ રાજાના (વાસ્તવમાં સં. ૧૫૦૯/ઈ.સ. ૧૪૫૩માં વ્યવહારિ શાણરાજ વિનિર્મિત વિમલનાથ-જિનના મંદિરના) ગૂઢમંડપના દક્ષિણ દ્વારની ચોકીમાં વાપરેલ, ને અત્યારના મંદિરથી પુરાણા એવા સાદા સ્તંભમાં નીચે કોરેલ મુનિમૂર્તિની નીચે ખોદાયેલો ચાર પંક્તિનો લેખ જેટલો વાંચી શકાય છે તેટલો આ પ્રમાણે છેઃ **संवत १२३६ चैत्र सुदि १५ श्री सूरि...** ઉજ્જયન્તગિરિ પર જૈન મુનિઓ સલ્લેખનાર્થે આવતા એનાં સાહિત્યિક પ્રમાણો છે.[૧૪] આ સ્તંભ કોઈ સૂરિના સં. ૧૨૩૬/ઈ.સ. ૧૧૮૦મા થયેલ નિર્વાણ બાદનો, તેમની 'નિષેદિકા' રૂપે ઊભો કર્યો જણાય છે. (આવા સાધુમૂર્તિઓ ધરાવતા બીજા પણ બેએક સ્તંભોના ભાગ દેવકોટથી ઉપર અંબાજીની ટ્રક તરફ જતાં માર્ગની બન્ને બાજુએ જડી દીધેલાં જોવાય છે.) સંપ્રતિ લેખ ચૌલુક્યરાજ ભીમદેવ દ્વિતીય (ઈ.સ. ૧૧૮૬-૧૨૪૦) ના શાસનકાળના પ્રારંભના ચોથા વર્ષમાં પડે છે.

(૨)

વસ્તુપાલવિહારની પાછળની ભેખડ પર સ્થિત આ લેખ હાલ ગુમાસ્તાના મંદિર તરીકે ઓળખાતા (મૂળ વસ્તુપાલ મંત્રી કારિત મરુદેવીના) મંદિરના મૂળનાયકની ગાદી પર છે; પણ પુષ્કળ કચરો જામેલ હોઈ **सं. १२७६ वर्षे फागुण सुदि** ૪...એટલું જ સ્પષ્ટ વાંચી શકાયું છે. (ઈ. સ. ૧૨૨૦નો આ તુલ્યકાલીન લેખ વસ્તુપાલ-તેજપાલના નિર્માણોથી પૂર્વનો છે. અહીં મૂળે તે નેમિનાથના મંદિર અંતર્ગત કયાંક હશે.)

(૩)

તીર્થપતિ જિન નેમિનાથની પશ્ચિમ તરફની ભમતીમાં શ્વેત આરસના નંદીશ્વરપટ્ટ (ચિત્ર ૧) પર બે પંક્તિમાં આ લેખ કોતરાયેલો છે; યથા :

[પં. ૧] ९ सं. १२८२ फागुण ब २ शुक्रे प्राग्वाट ठ. राजपालसुत महं. धांधलेन बांधव उदयन वाघा तथा भार्या सिरीसुत सूमा सोभा सीहा आसपाल तथा सुता जाल्ह नासु प्रभृति निजगोत्रमात्रय श्रेयसे नंदीश्वरजिनबिम्बा-

[પં.२] नि कारापितानि ॥ बृहद्गच्छीय श्रीप्रद्युम्नसूरि-शिष्यः श्रीमानदेवसूरिपदप्रतिष्ठित श्री जयानंदसूरिभिः प्रतिष्ठितानि । छ ॥ शुभं भवतु ॥

पुरुषमूर्त्ति. स्त्रीमूर्त्ति.
महं. धांधलमूर्त्तिः ठ. कान्हडसूता महं.
धांधलभार्या महं. सिरीमूर्त्तिः ।

ઈ.સ. ૧૨૩૬ના તુલ્યકાલીન આ લેખમાં ઉલ્લિખિત મહં. ધાંધલ (જેઓ કદાચ મંત્રીમુદ્રા ધારણ કરતા હશે), તેમના વિશે વિશેષ માહિતી હાલ તો ઉપલબ્ધ નથી.

(૪)

રૈવતાચલાધીશ નેમિજિનના મંદિરની ઉત્તર તરફની ભમતીમાં અને ઉત્તર નિર્ગમ-પ્રતોલીની ભમતીમાં પડતી ભિંતને અઢેલીને લગાવેલ 'વીસ વિહરમાન જિન'ના મનાતા પટ્ટની નીચે આ પ્રમાણેનો ત્રણ પંક્તિમાં લેખ કોર્યો છે. (ચિત્ર ૨). આ લેખની અપૂર્ણ વાચના સારાભાઈ નવાબે છપાવેલી છે.[૧૫] અહીં અમે તે લેખનો ઉપલબ્ધ પૂરો પાઠ આપીએ છીએ :

सं. १२९० आषाढ श्रु ८ भोमे प्राग्वाट ठ. राजपाल ठ. देमति सुत महं. धांधलेन स्व-भार्या महं. सिरी [१] तत्पितृतः कान्हड ठ—णू सुत सूमा सोमा सीहा आसपाल सुता जाल्ह रूपिणि महतरा श्रीमुद + [२] [सम्मेतशिखरपट्टः] कारितः । प्रतिष्ठितः श्री [जयानंदसूरि]भिः [३]

આ પટ્ટના કારાપક, આગળ અહીં આઠ વર્ષ અગાઉ નંદીશ્વર દ્વીપ પટ્ટ સ્થાપનાર, મહત્તમ ધાંધલ અને તેમનો પરિવાર છે; આગળ લેખાંક '૪'માં કહેલ કેટલાકનાં નામો અહીં પણ મળે છે. પ્રતિષ્ઠાપક આચાર્ય અગાઉ કહ્યા છે તે જયાનંદસૂરિ હશે તેવું અમારું અનુમાન છે. પટ્ટ જો કે તેમાં કંડારેલ વીસ જિનની સંખ્યાને કારણે વીસ વિહરમાન (સીમંધરાદિ મહાવિદેહ ક્ષેત્રના પ્રવર્તમાન) જિન હોવાનું માની લેવામાં આવ્યું છે; પણ બે કારણસર અમને તે સમ્મેતશિખરનો પટ્ટ હોવાનું લાગે છે. તેમાં પહેલું એ કે અંકિત વીસ જિનોમાં ભરતક્ષેત્રની વર્તમાન ચોવીસીના ૨૩મા તીર્થંકર પાર્શ્વનાથ (નાગફણા-છત્રાંકિત) છે; અને પ્રત્યેક જિનને શિખરયુક્ત પ્રાસાદમાં પ્રતિષ્ઠિત હોય તેમ દર્શાવ્યા છે, જે તેમની મૂર્તિઓની સમ્મેતશિખર પર મુક્તિ પામેલ ૨૦ જિનોના દેવકુલો વિશે સ્થાપનાનો ભાવ રજૂ કરે છે. આ તથ્યો લક્ષમાં લઈ અમે પંક્તિ બેમાં સંદર્ભગત સ્થાને ખૂટતા આઠ અક્ષરો 'સમ્મેતશિખરપટ્ટઃ' હશે તેમ માન્યું છે.[૧૬]

બન્ને લેખોમાં અપાયેલી કારાપક સંબંધી માહિતી એકઠી કરતાં આ પટ્ટો સ્થાપનાર મહત્તમ ધાંધલનું વંશવૃક્ષ નીચે મુજબ આકારિત બને છે :

ઠ. + ક્ષ્રુ = ઠ. કાન્હડદે      ઠ. રાજપાલ = ઠ. દેમતિ

(પુત્રી) મહં. સિરી =      મહં. ધાધલ      ઉદયન      વાધા

(પુત્રો)      (પુત્રીઓ)

સૂમા  સોમ  સીહા  આસપાલ  જાલ્હ  નાસૂ  રૂપિણી  મહત્તરા  શ્રીમુદ +

(૫)

જિન નેમિનાથના મંદિરના દક્ષિણ દિશાના પ્રતોલી–નિર્ગમદ્વારની નજીકના કાળમીંઢ પથ્થરના એક સ્તંભ પર આ ઘણો જ ઘસાઈ ગયેલો સં. ૧૩૩૪/ઈ.સ. ૧૨૭૮નો લેખ મળે છે. તેમાં મહત્ત્વની વાત એ છે કે જીર્ણદુર્ગ (ઉપરકોટ), અસલી જૂનાગઢના ઉપકંઠમાં, દુર્ગની પશ્ચિમે મંત્રી તેજપાળે ઈ.સ. ૧૨૩૨ આસપાસમાં (આજે જૂનાગઢ રૂપે ઓળખાતું) "તેજલપુર" નામક શહેર વસાવ્યાની વાત જે ઇસ્વીસનના ચૌદમા–પંદરમા શતકના જૈન પ્રબંધાત્મક સાહિત્યમાં, તેમ જ એ જ કાળમાં રચાયેલી ચૈત્ય–પરિપાટીઓમાં મળે છે, તેનો અહીં પ્રથમ જ વાર, અને ઉપલબ્ધ સાહિત્યિક પ્રમાણોથી પ્રાચીન એવો અભિલેખીય ઉલ્લેખ મળે છે. લેખ નીચે મુજબ છે :

संवत १३३४ वर्पे वैसाख वदि ८ रवाव (?)...[अ]
येह..........................................
..........................................
..........................................
..........................................
..............................पूजार्थं.........
श्रीतेजलपुरे........
...क्षेत्रपाल.......................
श्रीदेवकीयक्षेत्रे प्राग्वाटज्ञाती ठ. श्री
-माल महं आल्हणदेव्या श्रेयोर्थं
वाजडेन......भार्या ठ..........
..............................
......श्रीदेवकीयमांडा[गारे]
......श्रीतीर्थे श्रीमालज्ञा
तीय.....................
.........................
...................कारिता

(૬)

હવે પછીના લેખો સોલંકી–વાઘેલાયુગની સમાપ્તિ બાદના છે. પીળા પાષાણ પર કંડારેલ સં. ૧૩૬૧/ઈ.સ. ૧૩૦૫નો લેખ નેમિજિનના ગૂઢમંડપમાં વાયવ્ય ખૂણાના ગોખલામાં ચોડેલ છે. લેખ ઉજ્જયન્ત મહાતીર્થ પર ચતુર્વિંશતી પટ્ટની સ્થાપના સંબંધી છે : યથા :



१. स. १२८२नो नन्दीश्वरद्वीप-पट्ट, नेमिनाथ जिनालयनी भमती, गिरनार



२. म० १२९०नो सम्मेतशिखर पट्ट, नेमिनाथ नजिालयनी भमती, गिरनार

संवत १३६१ ज्येष्ट शुदि ९ बुधे श्री श्रीमालज्ञातीय ठ. तिहुणा सुत [पं.१] महं. पदम महं. वीका महं हरिपालप्रभृतिभिः श्री उज्जयंतमहातीर्थे [पं.२] निज पितृपितामह मातामह भ्रातृ स्वसृ श्रेयोर्थं चतुर्विंशतिपट्टः का [पं.३] रितः । प्रतिष्ठितः श्रीनेमिचंद्रसूरि शिष्य श्री जयचंद्रसूरिभिः । शुभं भवतु । समस्त कु...।

પટ્ટના કારાપકો તથા પ્રતિષ્ઠાપક સૂરિ વિશે કોઈ જ માહિતી ઉપલબ્ધ નથી.

(૭)

સં. ૧૪૯૪/ઈ.સ. ૧૪૩૮નો આ લેખ એક પુરુષ અને પાંચ સ્ત્રીઓની આરાધક પ્રતિમા સમૂહ ધરાવતા પીળા ફલક પર નીચેના ભાગમાં કોરેલ છેઃ યથા :

सा सारंग । स्याणी । व्हासू । फा (पी ?) । नाथी । (चान्री ?) ए संवत १४९४ वर्षे श्री श्रीमालन्यातीअ श्रेष्ठि करमण भार्या करमादे सुत सारंग भार्या सहित [१] उलगिसहा [२]

પ૬૨મી શતાબ્દીના એક ચૈત્ય-પરિપાટીકાર હાથીપગલા જવાના માર્ગે "સારંગ જિણવર"ને નમ્યાનો ઉલ્લેખ કરે છે[૧૭] તે જિન આ સાહુ સારંગના કરાવેલા હશે? પ્રસ્તુત જિનનો નિર્માણકાળ આથી ઈ.સ. ૧૪૩૮ના અરસાનો અંદાજી શકાય. આ જ સાલમાં અહીં જિનકીર્તિસૂરિ દ્વારા, સમરસિંહ-માલદે દ્વારા નિર્મિત, 'કલ્યાણત્રય' પ્રાસાદની પ્રતિષ્ઠા થયેલી. પ્રસ્તુત સૂરિ દ્વારા (વર્ષ અજ્ઞાત) અહીં પૂનિગ-વસહીની પણ પ્રતિષ્ઠા થયેલી, જે પણ મોટેભાગે આ ૧૪૩૮ની સાલમાં કે તેની સમીપના વર્ષમાં હોવાનું અનુમાન થઈ શકે. (આ વિષય પર જુઓ અહીં પ્રથમ લેખકનો "ગિરનારસ્થ કુમારવિહારની સમસ્યા" નામક લેખ.)

(૮)

જિન નેમિનાથના ગૂઢમંડપમાં હાલ જોવા મળતા પીળા પાષાણના જિનચતુર્વિંશતિપટ્ટ (૩૮" × ૨૧")ની નીચે આ સં. ૧૪૯૯/ઈ.સ. ૧૪૪૨-૪૩નો ટૂંકો લેખ છેઃ યથા :

[पं.१ ] सं. १४९९ वर्षे फागुण सुदि १२ सोमे ओसवाल ज्ञातीय सा. समरसिंहेन सो. ......देवयुते चतुर्वि. [पं.२] पट्टः कारितः प्रति. श्रीसोमसुन्दरसूरिभिः ।

લેખનું મહત્ત્વ તેમાં આવતા પ્રતિષ્ઠાપક આચાર્ય-રાણકપુરના જગપ્રસિદ્ધ નલિનીગુલ્મ ચતુર્મુખ -મહાવિહાર તેમજ દેવકુલપાટક (મેવાડ-દેલવાડા)માં પ્રતિષ્ઠાઓ કરનાર તપગચ્છાલંકર યુગપ્રધાન આચાર્ય-સોમસુંદરસૂરિને કારણે વધી જાય છે. સોમસુંદરસૂરિ ગિરનારની યાત્રાએ ગયાના સાહિત્યિક ઉલ્લેખો છે.[૧૮] અને સમરસિંહ તે કદાચ 'કલ્યાણત્રય'ના મંદિરને સં. ૧૪૯૪માં નવું કરાવનાર બે ઓસવાળ કારાપકો (સમરસિંહ-માલદે) પૈકીના એક હશે?

(૯)

આ લેખ તથાકથિત સંપ્રતિરાજાના મંદિરના ગૂઢમંડપમાં જળવાયેલી એક શ્વેત આરસની જિનપ્રતિમા પર નીચેના હિસ્સામાં કંડારાયેલો છેઃ યથા :

[पं.१] सं. १५ [०९] वर्षे माघ सु २ शुक्रे सूरयत वासि श्री श्री-
[पं.२] मालज्ञातीय श्रे. भाई आरव्येन भा. रुडी सु. श्रे. झांझण प्रमुख कुटुंब
[पं.३ युतेन श्रीबिमलनाथबिंबं कारितं प्रतिष्ठितं वृद्धतपापक्षे श्रीरत्नसिंहसूरिभिः ॥

આ લેખનો ઉલ્લેખ (સ્વ.) મુનિ શ્રી દર્શન વિજયજીએ કર્યો છે[૧૯]; પણ ત્યાં વાચના આપી નથી. વર્ષના છેલ્લા બે અંક વંચાતા નથી; પણ મુનિશ્રીએ સં. ૧૫૦૯ વર્ષ જણાવ્યું છે, જે લેખમાં આવતા પ્રતિષ્ઠાપક આચાર્યરૂપે શ્રીરત્નસિંહ સૂરિના નામને કારણે લખ્યું હશે; કેમકે પ્રસ્તુત સૂરિવરે આ મંદિરમાં મૂળનાયક જિન વિમલનાથની પ્રતિષ્ઠા સં. ૧૫૦૯માં થયેલી તેવું સમકાલિક સાહિત્યિક પ્રમાણ છે[૨૦]; પરંતુ સાંપ્રત મૂર્તિ જિન વિમલનાથની હોવા છતાં, અને તેની પ્રતિષ્ઠાની મિતિ સં. ૧૫૦૯ હોવાનો સંભવ હોવા છતાં,[૨૧] તત્ પ્રતિમા આ મંદિરના મૂલનાયક વિમલનાથની અસલી પ્રતિમા નથી લાગતી; કેમકે આની પ્રતિષ્ઠા તો "સૂરયત (સૂરત) નિવાસી શ્રીમાળી કુટુંબે કરાવી છે; જ્યારે મંદિર ખંભાતવાસી શ્રેષ્ઠી શાણરાજ અને ભુંભવનુ કરાવેલું હોઈ તેમનાં નામ ત્યાં હોવા ઘટે. વળી મૂળનાયકનું બિંબ પિત્તળનું હતું, છતાં લેખમાં અન્યથા મંદિરના પ્રતિષ્ઠાપક બૃહદ્તપગચ્છનાયક રત્નસિંહસૂરિનું નામ મળતું હોઈ આ લેખ એક મૂલ્યવાન ઐતિહાસિક દસ્તાવેજ બની જાય છે.

## (૧૦)

સગરામ સોનીના કહેવાતા મંદિરની જગતી પરની (અને મૂળ મંદિરની પાછળની) દેવકુલિકામાં એક આદિનાથના ચોવિસી પટ્ટ પર સં. ૧૫(૦?)૯ નું વર્ષ અંકિત છે જેની પ્રતિષ્ઠા આગમગચ્છના કોઈ (દેવેન્દ્ર?) સૂરિની કરેલી હોવાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે : યથા :

स्वस्ति संवत १५(०?)९ वर्षे वैशाष वदि ११ शुक्रे वीसलनगर-वास्तव्य श्री श्रीमालज्ञाती श्रे. लषमण भार्या [लीटी १] लषमादे सु. मेघावामणकमण भा. जागू श्रीआदिनाथबिंबं कारितं आगमगच्छे [लीटी-२] प्रतिष्ठितं श्रीदे—(सूरि?) भिः ॥ [ली. ३]

પ્રતિમા વિસલનગર (વિસનગર) ના શ્રીમાળી શ્રાવકોએ ભરાવેલી છે.

## (૧૧)

આ લેખ રત્નસિંહસૂરિના શિષ્ય ઉદયવલ્લભસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત, મૂળ ગભારામાં વર્તમાન મૂળનાયકની બાજુમાં રહેલ, પીળા પાષાણની પ્રતિમા પર છે. લેખમાં જિનનું નામ આપ્યું નથી, તેમ જ લાંછન સ્પષ્ટ રીતે દેખાતું ન હોઈ ઓળખ શક્ય નથી બની.

[पं.१] सं १५१९ वर्षे वै. व ५ शु<br>
[पं.२] सा. अमरा भा. अहिवदे सुता हीरु का.प्र.<br>
[पं.३] श्री उदयवल्लभसूरिभिः

હાલ મૂળનાયક રૂપે પૂજાતી, પણ જિન નેમિનાથની શ્યામ પ્રતિમા પર પણ સં. ૧૫૧૯ નો (રા'મંડલિકના શાસનનો ઉલ્લેખ કરતો) લેખ છે[૨૨] અને બીજો સં. ૧૫૨૩/ઈ.સ.૧૪૬૭નો મૂળ-નાયક જિન વિમલનાથના ભોંયરામાંથી મળી આવેલ પિત્તળમય પરિકર પર છે. જે રત્નસિંહસૂરિ તેમ જ ઉદયવલ્લભસૂરિના ઉપદેશથી કરાવવામાં આવેલું, અને તેની પ્રતિષ્ઠા ઉદયવલ્લભસૂરિના શિષ્ય જ્ઞાનસાગરે કરેલી.[૨૩] (પરિકર પિત્તળનું હોઈ, અસલી મૂળનાયક વિમલનાથની પ્રતિમા પણ પિત્તળની હોવાનો પૂરો સંભવ છે.)

આ સિવાય થોડાક પંદરમીસનની ૧૮-૧૯મી શતાબ્દીના શ્વેતામ્બર લેખો, તેમ જ કેટલાક દિગમ્બર સમ્પ્રદાયના ૧૫-૧૭મી શતાબ્દીના લેખો જોવામાં આવ્યા છે, જેનો અહીં સમાવેશ કર્યો નથી.

---

પાદટીપો

૧. **Travels in Western India,** reprint, Delhi 1971, Nos. XI (1–3) and XII (1–4), pp. 504–512.

૨. Ed. James M. Campbell, **Gazetter of the Bombay Presidency**, Vol. I, Pt. I, "History of Gujarat," Bombay 1896, P. 177.

૩. **Report on the Antiquities of Kathiawad and Kacch** (1874–75), Archaeological Survey of Western India. reprint, Varanasi 1971; pp. 159–170. આ સિવાય બર્જેસના **Memorandum on the Antiquities at Dabhoi, Ahmedabad, Than, Junagadh, Girnar and Dhank**, London, 1875 માં પ્રારંભિક નોંધો છે.

૪. કે.કા. શાસ્ત્રીના ચૂડાસમા વંશ સમ્બન્ધ લેખોમાં આ સ્પષ્ટતા વરતાય છે.

૫. "Inscpritions of Girnar," **Revised List of the Antiquarian Remains in the Bombay Presidency**, Vol VIII.

૬. "Inscriptions of Kathiawad," **New Indian Antiquary,** Vols. I—III, Poona 1934–1941.

૭. **प्राचीन जैन लेखसंग्रह ( द्वितीय भाग),** પ્રવર્તક શ્રીકાંતિવિજયજી જૈન ઇતિહાસમાળા, પુષ્પ છઠ્ઠું, જૈન આત્માનંદ સભા-ભાવનગર ૧૯૨૧, પૃ. ૪૭–૭૪.

૮. એજન, પૃ. ૬૯–૧૦૦.

૯. પ્રાચીન તીર્થમાળા–સંગ્રહ (ભાગ ૧લો) શ્રી યશોવિજયજી જૈન ગ્રન્થમાલા, ભાવનગર સં.૧૯૭૮ (ઈ.સ. ૧૯૨૨), પૃ. ૫૭.

૧૦. **ગુજરાતના ઐતિહાસિક લેખો (ભાગ ૨જો),** શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થાવલિ ૧૫, મુંબઈ ૧૯૩૫, પૃ. ૫૧, ૫૬, અને ૧૫૪; તથા પ્રસ્તુત ગ્રન્થનો **ભાગ ૩જો,** ફા. ગુ. સ. ગ્ર. ૧૫, મુંબઈ ૧૯૪૨, પૃ. ૧૪, ૧૯, ૨૩, ૯૮, ૩૨, ૩૭, ૪૨; તથા **એજન,** "પુરવણીના લેખો", પૃ. ૧૯૧, ૨૧૦, ૨૫૪, તેમ જ ૨૫૭–૨૫૮.

૧૧. **Jaina Tirthas in India and Their Architecture,** Shri Jaina Kala Sahitya Samsodhaka Series 2, English series Vol II, Ahmedabad 1944, P. 34.

૧૨. "ગિરનારના ત્રણ અપ્રસિદ્ધ લેખો" સ્વાધ્યાય પુ. ૫, અંક ૨ પૃ. ૨૦૪–૨૧૦. તથા "A Collection of Some Jaina Images from Mount Girnar," **Bulletin of the museum and Picture Gallery,** Baroda, Vol **XX,** pp. 34-57, Fig. 3 (pl XLIII)

૧૩. "ગિરનારના એક નવપ્રસિદ્ધ પ્રશસ્તિ-લેખ પર દષ્ટિપાત," **સ્વાધ્યાય**, પુ. ૮, અંક ૪, પૃ. ૪૬૯–૪૮૯.

૧૪. જેમકે પૂર્ણતલ્લગચ્છીય સુપ્રસિદ્ધ હેમચન્દ્રાચાર્યના પ્રગુરુના પ્રગુરુ યશોભદ્ર સૂરિએ (ઇસ્વીસનના દશમા શતકના અન્તભાગે) ગિરનાર પર સંથારો કર્યાનો ઉલ્લેખ પ્રસ્તુત ગચ્છના દેવચન્દ્રસૂરિના શાંતિનાથચરિત્ર (પ્રાકૃતઃ સં. ૧૧૬૦/ઈ.સ. ૧૧૦૪), તથા હેમચન્દ્રાચાર્યના ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર (૧૨મી શતાબ્દી મધ્યભાગ)ની પ્રાન્ત-પ્રશસ્તિ, ઇત્યાદિ સાહિત્યમાં મળે છે; તથા થારાપદ્રગચ્છીય વાદિ વેતાલ શાંતિસૂરિએ ઉજ્જયન્તગિરિ પર સં. ૧૦૯૬/ઈ.સ. ૧૦૪૦માં પ્રાયોપવેશન કર્યાનો પ્રભાવકચરિતમાં નિર્દેશ થયો છે.

૧૫. Nawab, **Jaina Tirthas**., p. 34.

૧૬. નવાબે આ પટ્ટને "વીસવિહરમાન"નો માન્યો છે તે ભૂલ જ છે.

૧૭. સંઘવી શત્રરાજવાળી આ ગ્રન્થમાં સંપાદિત (મધુસૂદન ઢાંકી, વિધાત્રી વોરા) માં આવો ઉલ્લેખછે.

૧૮. સંઘપતિ ગુણરાજ તથા સંઘપતિ શ્રીનાથની સાથે સોમસુંદરસૂરિ ઓછામાં ઓછું બે વાર તો યાત્રાર્થે ગિરનાર ગયેલા: (જુઓ મો. દ. દેશાઈ, **જૈન સાહિત્યનો**., પૃ. ૪૫૬, ૪૫૮, ઇત્યાદિ.

૧૯. **જૈન તીર્થોનો ઇતિહાસ**, શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા: પુષ્પ ૩૮મું, અમદાવાદ ૧૯૪૯, પૃ. ૧૨૭.

૨૦. તપગચ્છીય રત્નસિંહસૂરિ-શિષ્યની પંદરમા શતકના મધ્યના અરસામાં રચાયેલી ગીરનાર-તીર્થમાળામાં નીચે મુજબ ઉલ્લેખ છે:

સામી વિમલનાથ તિંહિ ગાજઈ
નિરૂમલ સોવનમય તનું છાજઈ,
રાજઈ મહિમ નિધાન;
ચિંતામણિ શ્રીપાસ જિણેસર
સુરતરૂ અજિતનાથ તિત્થેસર,
બિહુપરિ સોવન વાન, ૧૫
પીતલમય જિન પ્રતિમા બહુવિધ
સમવસરણિ શ્રીવીર ચતુર્વિધ
પૂજુ પુણ્ય નિધાન;
પનરનવોત્તર ફાગુણ માસિઈં,
વંદુ જાં સસિ ભાણ. ૧૬

(સં. વિજયધર્મસૂરિ, **પ્રાચીન તીર્થમાળા-સંગ્રહ**, ભાવનગર સં. ૧૯૭૮/ઈ.સ. ૧૯૧૨, પૃ. ૩૫.)

આ પ્રમાણને હિસાબે મૂળ પ્રતિમા સોને રસેલ કે ચકચકિત પિત્તળની હશે. એમાં કહેલ પિત્તળના મહાવીરના સમવસરણનો મોટો ખંડિત ભાગ ભોંયરામાંથી પ્રાપ્ત થયો છે. આ વિમલનાથનો પ્રાસાદ ખંભાતના શ્રેષ્ઠી શાણરાજ તથા ભુંભવે કરાવેલો. તેમાં પિત્તળની પ્રતિમા હોવાનું તપાગચ્છ હેમહંસગણિની ગિરનાર ચૈત્ય-પરિપાટીમાં નોંધાયું છે: યથા:

(શા ? શા)ણગર પ્રાસાદિ બિંબ પિત્તલમઈ ઠાવિઅ ૨૮' (જુઓ. પં. બેચરદાસ જીવરાજ દોશી, પુરાતત્ત્વ, ૧-૩ એપ્રિલ ૧૯૨૩, પૃ. ૨૯૬.)

૨૧. શાણરાજ ભુંભવની મૂળ પ્રશસ્તિ ખંડિત રૂપે મળતી હોઈ તેમાં પ્રતિષ્ઠાનું જે નિશ્ચિત રૂપે વર્ષ દીધું હશે તે પ્રમાણ લુપ્ત થયું છે.

૨૨. જુઓ Diskalkar, **Inscriptions.**, p. 120.

૨૩. વિજયધર્મસૂરિ, પૃ. ૫૭, પાદટીપ.

**ઋણસ્વીકાર**

અહીં પ્રકટ કરેલ બન્ને ચિત્રો American Institute of Indian Studies, Varanasi Center, ના ચિત્રકોશમાંથી પ્રાપ્ત થયા છે. પ્રસ્તુત સંસ્થાના સહાય અને સૌજન્યનો અહીં સાનંદ સ્વીકાર કરીએ છીએ. ચિત્રસ્થ બન્ને પટ્ટો અગાઉ સારાભાઈ નવાબના ઉપર સન્દર્ભ સૂચિત ગ્રન્થમાં Plate 33, Figs 73-74 રૂપે પ્રગટ થઈ ચૂક્યાં છે; પણ એ પુસ્તક અલભ્ય હોઈ ચિત્રોને અહીં સંદર્ભ-સુવિધાર્થે પુનઃ પ્રકાશિત કરવાનું યોગ્ય માન્યું છે.

# ઉજ્જયન્તગિરિના પૂર્વપ્રકાશિત અભિલેખો વિષે

મધુસૂદન ઢાંકી-લક્ષ્મણ ભોજક

તીર્થરાજ ઉજ્જયન્તગિરિ પર જુદા જુદા સ્રોતોમાં પ્રકાશિત કેટલાક મહત્ત્વપૂર્ણ અભિલેખોનું થવું ઘટે તેટલું મૂલ્યાંકન થયું નથી. તેનાં કારણોમાં મૂળ લેખોની દોષપૂર્ણ વાચનાઓ, સંપાદકો અને સંકલનકારોમાંથી કેટલાકના જૈન સાહિત્ય અને ઐતિહાસિક પરંપરાઓના જ્ઞાનનો અભાવ, અને ગવેષણા ચલાવવાને બદલે કેવળ એમને જરૂરી લાગ્યું તેટલા પ્રમાણમાં અને ઉપલક દૃષ્ટિએ સમજાયું તે પ્રમાણે, અનુવાદ વા ભાવાર્થ આપી સંતોષ પકડવાની વૃત્તિ હોય તેમ લાગે છે. અહીં આથી નવેક જેટલા વિશેષ મહત્ત્વ ધરાવતાં અભિલેખોની, શકય હતું ત્યાં પુનર્વાચના કરી, વિશેષ અન્વેષણા સહિત વિચારણા કરીશું.

## (૧)

સ્થાપના-મિતિ ધરાવતા આ લેખને શ્રી છો. મ. અત્રિ પ્રકાશમાં લાવ્યા છે.[૧] અત્યંત ટૂંકા એવા આ ત્રણ પંક્તિમાં કોરાયેલ લેખનું વર્ષ સં. ૧૧૯૪/ઈ.સ. ૧૧૩૮નું છે; અને ગિરનારગિરિ પર અદ્યાવધિ પ્રાપ્ત લેખોમાં કદાચ સૌથી પ્રાચીન છે. કાળની દૃષ્ટિએ તે ચૌલુકયાધીપ જયસિંહદેવ સિદ્ધરાજના સૌરાષ્ટ્ર પર સ્થપાઈ ચૂકેલ શાસન અંતર્ગત આવે છે. લેખ આ પ્રમાણે છે:

सं ११९४ वर्षे ठ. थेहामुत ठ. जसयोगस्य ।[૨]

ઠક્કુર જસયોગ (યશઃયોગ) કોણ હતા, શું હતા, અને કયા કારણસર આ લેખ કોતરવો પડયો છે તે જણાવ્યું નથી. લેખ સોલંકીયુગમાં મળે છે તેવા, પ્રાચીન પાળિયા પદ્ધતિના પ્રસ્તર-ફલક પર કોરેલ છે. લેખના ઉપરના ભાગમાં, તકતીમાં, અશ્વારૂઢ પુરુષની આકૃતિ પૂર્ણભાસ્કર્યમાં ઉઠાવેલી છે: (ચિત્ર ૧). નીચે બાજુમાં છત્રધર એમના મસ્તકને છત્રછાયા કરી રહેલો દર્શાવ્યો છે.[૩] લેખમાં જો કે કહ્યું નથી, તો પણ આ ખાંભી સં. ૧૧૯૪માં ઠક્કુર જસયોગના સંભવતયા ગિરિનારગિરિ પર થયેલ આકસ્મિક યા અન્ય કારણસર મરણ (કે સલ્લેખનાથી પ્રાપ્ત કરેલ મરણ?) ઉપલક્ષે જિન નેમીશ્વરના મંદિરની આસપાસમાં કયાંક ખોડી હશે તેવું અનુમાન થઈ શકે.[૪] 'ઠક્કુર' સંજ્ઞા ધરાવતા જસયોગ એ યુગના કોઈ જૈન રાજપુરુષ હશે; પણ તેમના વિષે ઉપલબ્ધ સ્રોતોમાંથી પ્રકાશ લભ્ય બનતો નથી.

## (૨)

આ લેખની વાચના બર્જેસ-કઝિન્સ દ્વારા અપાયેલી છે.[૫] પ્રસ્તુત લેખ નેમિનાથ જિનાલયની જગતીના ઉત્તર પ્રતોલી-દ્વારની આંતરભિત્તિના એક પાષાણ પર અંકિત હતો; પણ સાંપ્રત કાળે સમારકામ દરમિયાન ત્યાં રહેલા લેખો ધરાવતા પથ્થરો અસ્તવ્યસ્ત થયા છે, જેના પરિણામે આજે તો આ મહત્ત્વપૂર્ણ લેખ ગાયબ થયો છે, આથી મૂળ બર્જેસ-કઝિન્સે આપેલી વાચના પર આધાર રાખવો પડયો છે. લેખમાં કેટલેક સ્થળે કયાંક કયાંક ખાલાં છે તેમાં શકય હતું તેટલા સાધાર-સતર્ક (ચોરસ કૌંસમાં) પૂરણી કરી, લેખના તાત્પર્યને સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે: ઉપલબ્ધ પાઠ આ પ્રમાણે છે:



१. सं. ११९४ना स्मृतिलेख युक्त पालियामां
( वर्तमानमां जूनागढ़ म्यूजियम )

२. सं. १२४४नो प्रभानन्द सूरिनो स्मृतिलेख
( वर्तमानमां जूनागढ़ म्यूजियम )





ई. स. १२५६नो नन्दीश्वरद्वीपपट्ट, सगराम सोनीनुं मन्दिर, गिरनार

..... राजदेब प[ति] सिध(द्ध) चक्रपति
श्री जयसिंघदेव [कल्याण] विजय [राज्ये]...
पार करणायतन पितभि (?)...वातेन
[येन]केन उपायेन जादवकुलतिलक . तीर्थकर
श्रीनेमिनाथप्रासाद...ठ. कीका च ठ. वात...
...सूत्र [०] विक्रम मारुति...

લેખનો સાલ બતાવતો ભાગ તે કાળે નષ્ટ થઈ ચૂકયો હશે, યા વાંચી શકાયો નહીં હોય. લેખનો પૂરો અર્થ સમજવો તો અસંભવિત છે; પણ સિદ્ધ ચક્રપતિ (સિદ્ધ ચક્રવર્તી) શ્રી જયસિંહદેવનું શાસન તે વખતે ચાલતું હતું એ તો તદ્દન સ્પષ્ટ છે. બીજો મહત્ત્વનો ઉલ્લેખ 'કરણાયતન' (કર્ણાયતન)નો છે. નાગેન્દ્રગચ્છીય આચાર્ય વિજયસેનસૂરિના રેવંતગિરિરાસુ (આ. ઈ. સ. ૧૨૩૨) અનુસાર ખેંગારને હણ્યા બાદ સિદ્ધરાજે અહીં સજ્જનને સોરઠનો દંડનાયક બનાવેલો, જેણે નેમિનાથના પુરાણા મંદિરનું નવનિર્માણ સં. ૧૧૮૫/ ઈ. સ. ૧૧૨૯માં કરાવેલું.[૬] પ્રભાચંદ્રાચાર્યના પ્રભાવકચરિત્ર (સં. ૧૩૪૪/ ઈ. સં. ૧૨૭૮) અનુસાર નવનિર્માણ પૂર્વે નવ વર્ષથી (એટલે કે ઈ. સ. ૧૧૨૦થી) સોરઠ દેશ સજ્જનના અધિકારમાં હતો. સિદ્ધરાજના સોરઠ વિજયની મિતિ ઇતિહાસજ્ઞોએ ઈ. સ. ૧૧૧૫ની માની છે. ચૌદમા-પંદરમા શતકના પ્રબન્ધોમાં પ્રસ્તુત જિનાલયનું અભિધાન સિદ્ધરાજ પિતૃ કર્ણદેવ પરથી 'કર્ણવિહાર' રાખેલું એવું જે કથન મળે છે તેનું આ સમકાલિક અભિલેખ પૂર્ણતયા સમર્થન કરી રહે છે.

(૩)

નેમિનાથના મંદિરની દેવકુલિકાઓની હારમાળામાં પરોવેલ ઉત્તર તરફની પ્રતોલીની અંદરની ભિંતમાં આ લેખ આજ પણ મોજૂદ છે; એને (સ્વ.) ભગવાનલાલ ઇન્દ્રજીએ (વાચના દીધા સિવાય) ઈ. સ. ૧૧૨૦ (સં. ૧૧૬૬)નો, સજ્જન મંત્રીનું નામ દેતો. લેખ માની લીધેલો અને વિશેષમાં તેને દક્ષિણ દ્વારમાં કંડારેલ હોવાનું બતાવેલું.[૭] પણ આ તમામ ધારણાઓ ભ્રાન્ત છે. તે પછી બર્જેસ દ્વારા[૮] તેમજ બર્જેસ કઝિન્સ દ્વારા[૯] એમ બે વાર તેની વાચના છપાયેલ છે; બન્નેમાં પાઠાન્તર પણ છે, અને પાઠવાચના પણ કયાંક કયાંક દોષપૂર્ણ છે. લેખમાં આવતા મુનિઓને તેઓ ઓળખી શકયા નથી; પણ (સ્વ) પં. લાલચન્દ્ર ગાંધી દ્વારા તેની યથાર્થ સ્પષ્ટતા થયેલી છે.[૧૦] છેલ્લા સમારકામમાં લેખના બેમાંથી એક પથ્થરને કાપવામાં આવ્યો છે અને લેખ ધરાવતા પથ્થરો પણ આડાઅવળા ગોઠવ્યા છે. આથી વાંચવામાં મુશીબત ઊભી થવા અતિરિક્ત લેખની છયે પંક્તિના છેલ્લા ત્રણ ચાર અક્ષરો ઉડી ગયા છે: આથી અમારી અને બર્જેસાદિની વાચના મેળવીને નીચે તેનો સંશુદ્ધ પાઠ આપીએ છીએ:

श्रीमत्सूरिधनेश्वरः समभवत्री शीलभ (द्रा?द्रा) त्मजः
शिष्यस्तत्पदपंकजे मधुकर क्रीडाकरो योऽभवत् ।
शिष्यः शोभितवेत्र नेमिसदने श्रीचन्द्रसूरि...त...
श्रीमद्रैवतके चकार शुभदे कार्य॑ प्रतिष्ठादिकम् ॥१॥
श्री सङ्गतमहामात्य पृष्टार्थविहितोत्तरः मे समुद्भूतवशा
देवचण्डादि जनतान्वितः । सं. १२(७?०)६ ॥

આમાં પહેલી વાત તો એ છે કે સજ્જન મંત્રીનું તેમાં નામ જ નથી. ત્યાં 'સઙ્ગાત-મહામાત્ય" જ વંચાય છે. બીજી વાત એ છે કે ત્યાં લેખનું વર્ષ સં. ૧૧૭૬ નહીં પણ ૧૨૭૬ જેવું વંચાયેલું; પણ શ્રીચન્દ્રસૂરિની સમય-મર્યાદા જોતાં ત્યાં ત્રીજો અંક કાં તો શૂન્ય (૧૨૦૬) કે બહુ બહુ તો એકનો અંક (૧૨૧૬) હોવો ઘટે.[૧૧] "૭" અંક, કોરનાર સલાટે ભ્રમવશ વા પ્રમાદવશ કોર્યો લાગે છે. આમ લેખ ઈ. સ. ૧૧૫૦ અથવા ઈ. સ. ૧૧૬૦નો હોવો ઘટે. શ્રીચન્દ્રસૂરિની ઘણિક સાહિત્યિક રચનાઓ ઉપલબ્ધ છે. આચાર્યપદ પૂર્વે તેમનું નામ 'પાર્શ્વદેવગણિ' હતું. અને તેમની કૃતિઓ સં.૧૧૬૯/ઈ. સ. ૧૧૧૩થી લઈ સં.૧૨૨૮/ઈ. સ. ૧૧૭૦ સુધીના ગાળામાં મળે છે.[૧૨] પ્રસ્તુત કૃતિઓ પરથી સ્પષ્ટ છે કે તેમનો મુનિવંશ પ્રસિદ્ધ ચન્દ્રકુલના આમ્નાયમાં હતો; અને ત્યાં તેમણે પોતાની જે ગુરુ પરમ્પરા આપી છે તે ગિરનારના શિલાલેખ મુજબ મળી રહે છે. તદનુસાર એમની ગુર્વાવલિ આ પ્રમાણે બને છે:

ચન્દ્રકુલ
શીલભદ્રસૂરી
|
ધનેશ્વરસૂરિ
|
શ્રીચન્દ્રસૂરિ

આબૂ–દેલવાડાની વિમલવસહીમાં દેવકુલિકા ક્રમાંક ૧૪ની ભિંત જે લેખો કંડારેલા છે તેમાં સં. ૧૨૦૬/ઈ. સ. ૧૧૫૦નો મંત્રી પૃથ્વીપાલના સમુદ્ધાર સમ્બદ્ધ જે અભિલેખ કોરેલ છે ત્યાં સંઘ સહિત શીલભદ્રસૂરિની (શિષ્ય-પરમ્પરા)માં થયેલ શ્રી ચન્દ્રસૂરિનો श्रीशीलभद्रसूरीणा शिष्यैः श्रीचन्द्रसूरिभिः । એવો પ્રારંભમાં ઉલ્લેખ છે.[૧૩] આ શ્રીચન્દ્રસૂરિ તે ગિરનારના અભિલેખવાળા શીલભદ્રસૂરિ પ્રશિષ્ય શ્રીચન્દ્રસૂરિથી અભિન્ન જણાય છે. આબૂની તીર્થયાત્રા મિતિ—ઈ. સ. ૧૧૫૦—ને લક્ષમાં લઈએ તો એમના દ્વારા ગિરનાર પર થયેલ પ્રતિષ્ઠાદિક કાર્યો અને એમના ગિરનારના લેખની મિતિ ઈ. સ. ૧૧૬૦ હોવાની સંભાવના બલવત્તર બને છે. લેખ કુમારપાળના સમયનો છે તેટલું ચોક્કસ. "સઙ્ગાત મહામાત્ય" કોણ હતા તેમના વિષે ઉપલબ્ધ સ્રોતોમાંથી કંઈ જ માહિતી મળી શકતી નથી.

(૪)

નેમિનાથ મંદિરથી પાછળ કથિત ઉત્તર તરફના પ્રતોલી દ્વારમાં એક અન્ય પ્રાચીન લેખ પણ કંડારેલ છે,[૧૪] જેની અપભ્રષ્ટ ભાષાને કારણે તેમજ તેમાં નિર્દેશિત સ્થળ તેમજ વાસ્તુ પરિભાષા ન સમજી શકવાને લીધે તેનું અર્થઘટન ઠીક રીતે કરવામાં આવ્યું નથી. એ લેખની તપાસ કરતાં એની પણ ત્યાંના બીજા લેખોની માફક જ દુર્દશા થયેલી જોવા મળી. આથી બર્જેસે કરેલી વાચના સાથે વર્તમાને ખૂબ જ ખંડિત થયેલ લેખની અમારી વાચના મેળવી નિમ્નાનુસાર પાઠ રજૂ કરીએ છીએ:

संवत १२१६ वर्षे चैत्र शुदि ८ रवावद्येह श्रीमदुज्जयन्ततीर्थे जगती समस्त देवकुलिका-सत्क छजाकुवालिसंविरण संघवि ठ. सालवाहण प्रतिपत्या सू. जसहड (ठ. पु. ?) सावदेवेन परि· पूर्णाकृता ॥ तथा ठ. भरतसुत ठ. पंडि[त] सालवाहणेन नामजरिसिया (?नागमोरिझरिया) परितः कारित [भ]ोग चत्वारि विंबीकृत कुंड कर्मांतरतदधिष्ठात्री श्रीअंबिकादेवी प्रतिमा देवकुलिका च निष्पादिता ॥

ભાષા વિભ્રષ્ટ હોવા છતાં અર્થ તો સમજાય છે જ: "સંવત ૧૨૧૫ (ઈ. સ. ૧૧૫૯)ના ચૈત્ર શુદિ આઠમને રવિવાર(ના દિને) (અદ્યેહ) ઉજ્જયન્તતીર્થ (નેમિનાથના મન્દિર)ની જગતી (પર) બધી જ દેવકુલિકાઓ(નું બાંધકામ) છાદ્ય ('છાજા', છજ્જા), કપોતાલિ ('કુવાલિ', કેવાળ) અને સંવરણા ('સંવિરણ', સામરણ) સમેત સંઘવિ (સંઘપતિ) ઠકકુર શાલિવાહન ('સાલવાહણ')ની નિગાહમાં સૂત્રધાર યશઃભટ (જસહડ')ના (પુત્ર) શર્વદેવે ('સાવદેવે') પૂરું કર્યું". (તથા) ઠકકુર ભરત ('ભરથ')ના પુત્ર (ઉપર્યુક્ત) ઠકકુર પંડિત શાલિવાહને ('સાલવાહણે') નાગમોરઝરાને ફરતી ચાર મૂર્તિઓ સહિત કરેલ કુંડના છેડે તેની અધિષ્ઠાત્રી અંબિકાદેવીની પ્રતિમા દેવકુલિકા સહિત નીપજાવી ('નિષ્પાદિતા', કરાવી)." મૂળ સંપાદક બર્જેસ-કઝિન્સે તો વાસ્તુના પારિભાષિક શબ્દો અનુવાદમાં છોડી જ દીધા છે, અને અનુવાદ પણ બહુધા ભ્રાન્તિમૂલક છે.[૧૫] (સ્વ.) મુનિ જિનવિજયજીએ તેમાં જરાતરા સુધારો કર્યો છે; પણ તેઓ પણ 'કુવાલિ' અને 'સંવિરણ' ઇત્યાદિનો અર્થ સમજી શકયા નથી.[૧૬] જ્યારે અન્ય સંકલનકાર (સ્વ.) ગિરજાશંકર આચાર્યે બર્જેસાદિનાં જૂની ભ્રાન્તિઓને યથાતથા જાળવી રાખી છે.[૧૭] લેખમાં આવતા 'નાગઝરા'નો ઉલ્લેખ ગિરનાર અનુલક્ષે ઈસ્વીસનના પંદરમા શતકમાં યાત્રી મુનિઓ દ્વારા લખાયેલ અનેક ચૈત્ય પરિપાટીમાં આવે છે,[૧૮] અને ત્યાં તેનું સ્થાન 'ગજેન્દ્ર-પદ-કુંડ' (હાથી પગલાના કુંડ) સમીપ હતું.

## (૫)

પ્રસ્તુત લેખનો પથ્થર નેમિનાથના મંદિરનાં પૂરણીમાંથી નીકળેલો. આ નિષેદિકા પરના લેખની વાચના શ્રી. છો. મ. અત્રિએ સાર્થ-સટિપ્પણ પ્રગટ કરી છે[૧૯] પણ શ્રી અત્રિના, અને અમે કરેલ વાચના તેમજ અર્થઘટનમાં સારું એવું અન્તર છે. સાત પંક્તિમાં કોરેલો લેખ નીચે (ચિત્ર '૨') મુજબ છે:

सं[०] १२४४ वैशाख सुदि ३ वादींद्र श्रीआनंदसूरिशिष्य श्रीप्रभानंदसूरय· सपादलक्षात् सहोदरसंघः सेनापति श्रीदूदेन सह यात्रायामागच्छतः सुरधारायां सुरसदनं ययुः। तन(म ? मू ?) +ः यो ।[२०]

"સેનાપતિ દૂદ સાથે સપાદલક્ષ(ચાહમાનોના શાકંભરી દેશ)ના સંઘ સહિત (ઉજ્જયન્તગિરિની) યાત્રાર્થે આવેલ, વાદીન્દ્ર આનન્દસૂરિના શિષ્ય પ્રભાનંદસૂરિ સુરધારા પર સં. ૧૨૪૪ (ઈ. સ. ૧૧૮૮) વૈશાખ સુદિ ત્રીજના દિને કાળધર્મ પામ્યા (सुरसदनं ययुः), તેમનું (આ મૃત્યુ-સ્મારક છે?)"

લેખમાં કહેલ પ્રભાનન્દસૂરિ કોણ હતા તે વિશે પ્રાપ્ત સ્રોતામાંથી કોઈ સૂચન મળતું નથી. લેખમાં તેમના ગચ્છ વિશે કહેવામાં આવ્યું નથી; પણ ગુરુ આનન્દસૂરિ માટે "વાદીન્દ્ર" વિશેષણ લગાવ્યું છે તે જોતાં તો તેઓ નાગેન્દ્ર ગચ્છમાં થયેલા પ્રસિદ્ધ "વાદી આનન્દસૂરિ" હોવા ઘટે. આનન્દસૂરિને (અને તેમના સતીર્થ્ય અમરચન્દ્રસૂરિને) તેમની નાની ઉંમરમાં પણ જબરી નૈયાયિક વિદ્વત્તા અને વાદશક્તિને કારણે 'વ્યાઘ્ર શિશુક" (અમરસૂરિને "સિંહશિશુક")નું બિરુદ જયસિંહદેવ સિદ્ધરાજે આપેલું. પ્રભાનન્દસૂરિના ગુરુ વાદીન્દ્ર આનન્દસૂરિનો સંભવ્ય સમય, અને નાગેન્દ્રગચ્છીય વાદી આનન્દસૂરિની સમયસ્થિતિ જોતાં એ બંને આચાર્યો અભિન્ન જણાય છે. પ્રભાનન્દસૂરિની મરણ-તિથિ (ઈ. સ. ૧૧૮૮)-ચૌલુક્ય ભીમદેવ દ્વિતીય-ના શાસનકાળ અંતર્ગત આવે છે. જો "સુર-ધારા" સ્થાન પર પ્રભાનન્દસૂરિ (કદાચ વૃદ્ધાવસ્થા, ગિરનારનો આકરો ચઢાવ, અને એથી થાકને

કારણે, કે પછી સંથારો કરીને) દેવલોક પામેલા તે સંભવતઃ હાલનું ગૌમુખી ગંગાવાળું સ્થાન, કે પછી કદાચ હાથી પગલાં પાસે કુંડમાં પડતી જલધારાનું સ્થળ હશે.

(૬)

હાલ સંગ્રામ સોનીના કહેવાતા મંદિરના મંડપમાં મૂકાયેલ (પણ મૂળે નેમિનાથની ભમતીમાં હશે તે) નંદીશ્વર-દ્વીપના પદ (ચિત્ર '૩') પરના લેખની વાચના તો ઠીક છે પણ એનો અર્થ કોઈ જ સમજ્યુ હોય એમ લાગતું નથી! મૂળ લેખ દત્તાત્રય બાલકૃષ્ણ ડિસ્કળકરે સંપાદિત કરેલો.[૨૧] ને તે પછી (સ્વ.) આચાર્યના સંકલનમાં તે સ્થાન પામ્યો.[૨૨] શ્રી અત્રિએ પણ તેનો ઉલ્લેખ કર્યો છે.[૨૩] લેખ પટ્ટના ઉપરના ભાગમાં બે ખૂણામાં કોતરાયલ છે. ડાબી બાજુનો ખૂણો ખંડિત થતાં ચારેક પંક્તિઓના પ્રારંભના અક્ષરો નષ્ટ થયા છે. છતાં એકંદરે લેખની મુખ્ય વાતો સમજવામાં કઠણાઈ નડતી નથી. કારણ વિનાની કઠણાઈ તો લેખનો અર્થ ખોટી રીતે ઘટાવવાને કારણે ઊભી થઇ છે; એટલું જ નહીં, લેખ પર વિશ્વાસ ન રાખી શકાય તેવો પણ અભિપ્રાય વ્યક્ત થયો છે, જેનું નિરસન અહીં આગળનાં ચર્ચામાં થશે. લેખ આ પ્રમાણે છે:

[स्वस्तिः संवत ] १२५६ वर्षे ज्येष्ठ सुदि १३ शुक्रे ॥
विभू[तं] [श्रीआम्र] देवः श्रीमालान्वयगं वर ।
कुमुदाक[र]+++सजज्ञे चंद्रमा इव ॥१॥
कुमारपालदेवस्य चौलुक्यान्वयभास्वतः ।
प्रताप इव धौरे(ये ?य) सच्चक्रावहनोद्यमः ॥२॥
स दंडनायकोत्तंसस्तत्पुत्रोऽभयदा(ह्व.) ।
जिनप्रणितसद्धर्मपारावारनिशाकरः ॥३॥
जनाशाभूतराजीनां वसंतस्तत्सुतोऽर्जान ।
ख्यातो वसतपाला[ख्यो] राजलक्ष्मी विभूषितः ॥४॥
नंदीश्वर वरद्वीप जैन बिंबान्यलंकरत् ।
जनकश्रेयसे सोयं जगद्देव प्रबोधतः ॥५॥
श्रीचन्द्रसूरिसच्छिष्य श्रीजिनेश्वरसद्गुरोः ।
वेंद्रसूरिभिः शिष्यैः द्वीप एषदं प्रतिष्ठितः ॥६॥
द्वीपोयं नंदतां तावदुज्जयंताह्वे गिरौ ।
जगत्यामुदित्तौ यावत्सूर्यचंद्रमसाविमौ ॥७॥

લેખારંભે પટ્ટસ્થાપનાની મિતિ [સ.] ૧૨૫૬ (ઇ. સ. ૧૨૦૦) જેઠ સુદી ૧૩ને શુક્રવારની આપી છે. પછી ૭ શ્લોકમાં કારાપકની વંશાવલિ તથા પ્રતિષ્ઠાપક આચાર્યની ગુર્વાવલિ આપી છે: યથાઃ "શ્રીમાલિ અન્વયમાં (શ્રીમાળી જ્ઞાતિમાં) (સરોવરને વિશે?) પ્રકાશમાન ચન્દ્રમા સમો, અને ચૌલુક્ય વંશના આદિત્ય સમાન 'કુમારપાળદેવના' (શાસન)ચક્રને ધારણ કરી વહન કરવામાં તત્પર એવો '[આમ્ર]દેવ' નામનો દંડનાયક થયો. તેને જિન પ્રણિત સધ્ધર્મ રૂપી ચન્દ્ર સમાન 'અભયદ' નામક પુત્ર થયો. તેને રાજલક્ષ્મીથી વિભૂષિત (જનાશાભૂતરાજીનાં?) વસન્ત સમો 'વસંતપાલ'

નામનો પુત્ર થયો. તેણે 'જગદ્દેવ'ના અનુરોધથી પિતા (વસન્તપાલ)ના શ્રેય માટે (બાવન) જિનબિંબ યુક્ત મોટો 'નંદીશ્વર દ્વીપ(નો પટ્ટ)' કરાવ્યો. 'શ્રીચન્દ્રસૂરિ'ના શિષ્ય 'જિનેશ્વર(સૂરિ)' જેના સદ્‌ગુરુ છે તે 'દેવેન્દ્રસૂરિ'એ આ આનંદકારી વા માંગલિક (નંદીશ્વર) દ્વીપ(પટ્ટ)ની પ્રતિષ્ઠા 'ઉજ્જયન્ત' નામના 'પર્વત' પર કરી, જે સૂર્ય-ચન્દ્ર પ્રકાશે ત્યાં સુધી જગતીને ઉદ્દિપ્ત કરતો રહે."

પટ્ટનો કારાપક કુમારપાલના કોઈ દેવાન્ત નામક શ્રીમાલકુલના દંડનાયકનો પૌત્ર વસન્તપાલ છે. કુમારપાલના જૈન દંડનાયકોમાં દેવાન્ત નામધારી બે શ્રીમાળી દંડનાયકો હતા: એક તો ઉદયન મંત્રીનો પુત્ર આમ્રભટ કિંવા આમ્રદેવ, જેણે ભૃગુકચ્છમાં સુવિશ્રુત મુનિસુવ્રત જિનના મંદિરનો પુનરુદ્ધાર કરી નવું બંધાવ્યું; બીજો તે મહત્તમ રાણિગ સુત આંબાક, જેણે કુમારપાળની આજ્ઞાથી ગિરનાર પર ચડવાની પાજ કરાવી. આ આંબાક ઉર્ફે આમ્રદેવનો, અને તેના દ્વારા કરાવેલ "પદ્યા"-નો, ઉલ્લેખ સિદ્ધરાજ તેમ જ કુમારપાળની સભાના મહાકવિ શ્રીપાલના પુત્ર કવિવર સિધ્ધપાલે રચેલી કોઈ પ્રશસ્તિમાંથી સોમપ્રભાચાર્યના જિનધર્મપ્રતિબોધ (સં. ૧૨૪૧/ઈ. સ. ૧૧૮૫)માં તેમના ગિરનાર પાજ-સંબંધીના વિવરણમાં ટાંકયા છે. સોમપ્રભાચાર્યના કથન અનુસાર કુમારપાળે રાણિગપુત્ર (આમ્ર)ને 'સુરાષ્ટ્રાધિપતિ' (સોરઠનો દંડનાયક) બનાવી પ્રસ્તુત કાર્યાર્થે મોકલ્યો. વિજયસેનસૂરિના રેવંતગિરિ રાસમાં પણ કુમારપાળે આંબાકને સોરઠનો દંડનાયક બનાવીને મોકલેલો અને તેણે ત્યાં પાજ કરાવી એવું કથન છે. પછીના લેખક તપાગચ્છીય જિનમંડનના 'કુમારપાલ ચરિત્ર' (સં. ૧૪૯૨/ઈ. સ. ૧૪૩૬)માં પણ એ જ પ્રમાણે નોંધાયેલું છે;[૨૪] અને સ્વયં આંબાકના પણ સં. ૧૨૨૨ અને સં. ૧૨૨૩ (ઈ. સ. ૧૧૬૬-૬૭)ના તત્સમ્બન્ધ લઘુ અભિલેખો ગિરનાર પર જ છે.[૨૫] અમને તો લાગે છે કે ગિરનાર તીર્થમાં નન્દીશ્વર દ્વીપ-પટ્ટ કરાવનાર વસન્તપાલનો પિતામહ "દંડનાયક — દેવ" અન્ય કોઈ નહીં પણ રાણિગ સુત મહત્તમ આંબાક અપરનામ દંડનાયક આમ્રદેવ જ હોવો ઘટે. ગિરનાર સાથે સંબંધ એને હતો, લાટના દંડનાયક અને ઉદયન મંત્રીના પુત્ર આમ્રદેવને નહીં.

પટ્ટ-કારાપક વસન્તપાલનું વંશવૃક્ષ આ પ્રમાણે નિપજી શકે છે:

**શ્રીમાલવંશ**

[મહત્તમ રાણિગ]
|
દંડનાયક [આમ્ર]દેવ (મહત્તમ આંબાક)
|
અભયદ
|
વસન્તપાલ

પ્રતિષ્ઠાપક આચાર્ય દેવેન્દ્રસૂરિને (જો તેમણે પોતે આ લેખનો છંદોબદ્ધ મુસદ્દો તૈયાર કર્યો હોય તો) સારી સંસ્કૃત કાવ્ય-રચના કરતાં આવડતી હતી તેવી પ્રતીતિ થતી નથી! લેખમાં એમણે પોતાના ગચ્છ વિશે કશું કહ્યું નથી; પણ ગુર્વાવલિ નીચે મુજબ આપી છે, જેના પરથી એમના ગચ્છની ઓળખ કરવા પ્રયત્ન કરીશું.

શ્રીચન્દ્રસૂરિ
|
જિનેશ્વરસૂરિ
|
દેવેન્દ્રસૂરિ (સં. ૧૨૫૬/ઈ. સ. ૧૨૦૦)

"શ્રીચન્દ્ર" નામ ધરાવતા અનેક સૂરિવરો થઈ ગયા છે; અને "જિનેશ્વર" નામધારી પણ ત્રણ-ચાર આચાર્ય જાણમાં છે; જ્યારે દેવેન્દ્ર અભિધાનક રાજગચ્છીય તેમ જ તપાગચ્છીય ઇત્યાદિ મુનિઓ પણ એટલા જ સુવિશ્રુત છે, પણ 'શ્રીચન્દ્ર' સાથે જેના શિષ્યનું નામ "જિનેશ્વર" હોય તેવી એક જ ક્રમાવલિ જાણમાં છે; તે રાજગચ્છીય પ્રભાચન્દ્રસૂરિના પ્રભાવકચરિત્ર (સં. ૧૩૩૪/ઈ. સ. ૧૨૭૮)ની પ્રાન્ત પ્રશસ્તિમાં મળે છે. પ્રશસ્તિની ગુર્વાવલિ તો લાંબી છે; તેમાં પ્રભાચન્દ્રાચાર્યના ત્રીજા પૂર્વે જ જિનેશ્વર અને ચોથા શ્રીચન્દ્રસૂરિ કહ્યા છે. (ત્યાં જિનેશ્વર પછી કેટલાક સમય માટે તેમના ગુરુબંધુઓ પદ્મદેવ અને જિનદત્ત પણ આચાર્ય પદે રહ્યા હશે તેવો ભાસ થાય છે.) એક અન્ય સહાયકર્તા મુદ્દો એ છે કે શ્રીચન્દ્રસૂરિના ગુરુબન્ધુ વાદીન્દ્ર ધર્મસૂરિનો સમય લગભગ ઈ.સ. ૧૧૨૦–૧૧૮૦ના અરસાનો છે. આમ નંદીશ્વર-પટ્ટના પ્રતિષ્ઠાપક દેવેન્દ્રસૂરિની સમય સ્થિતિ જોતાં તેમનું સ્થાન પ્રસ્તુત રાજગચ્છમાં હોવું ઘટે અને તે નીચે મુજબ હોઈ શકે:

રાજગચ્છ
શ્રીચન્દ્રસૂરિ
|
પદ્મદેવ — જિનદત્ત — જિનેશ્વરસૂરિ
|
પૂર્ણભદ્રસૂરિ — દેવેન્દ્રસૂરિ (સં. ૧૨૫૬/ઈ.સ. ૧૨૦૦, નન્દીશ્વરદ્વીપ-પટ્ટ)
|
ચન્દ્રપ્રભસૂરિ
|
પ્રભાચન્દ્રાચાર્ય (સં. ૧૩૩૪/ઈ.સ. ૧૨૭૮)

નન્દીશ્વર પટ્ટના કારાપકના મંત્રી વંશ તેમજ પ્રતિષ્ઠાપક આચાર્યના ગચ્છ સંબંધી નિર્ણય થઈ જતાં લેખ સંબંધ મુખ્ય ગવેષણા તો પૂરી થાય છે: પણ પૂર્વના લેખકોના આ અભિલેખ પરના મંતવ્યો વિષે અહીં જોઇ જવું જરૂરી છે. (સ્વ.) ગિરજાશંકર આચાર્યનુ કથન (કંઈક અંશે ડિસકળકરના અંગ્રેજીનો તરજૂમો યથાર્થ રૂપણ ન કરવાને કારણે) અનેક દૃષ્ટિએ કઢંગુ બન્યું છે: જેમકે "પ્રસિદ્ધ ગિરનારની ટેકરી ઉપર સંગ્રામ સોનીના મંદિરથી વાયવ્યમાં નન્દીશ્વરની મૂર્તિના ગોખલાની બન્ને બાજુએ આ લેખ કોતરેલ છે."[૨૬] ગિરનારને "ટેકરી" ભાગ્યે જ કહી શકાય; અને ત્યાં "નન્દીશ્વરની મૂર્તિ" (શિવના નન્દીનું પુરુષાકાર સ્વરૂપ) નહીં પણ "નન્દીશ્વર-દ્વીપ"નો પટ્ટ અભિપ્રેત છે! અને લેખ ગોખલાની બન્ને બાજુએ નહીં પણ પટ્ટના ઉપરના બન્ને ખૂણે કંડારેલો છે. અને પટ્ટ ગૂઢ-મંડપમાં છે! ડિસકળકરે કે આચાર્યે લેખનાં અંદરની વસ્તુનું યન્ત્રવત્ આલેખન કરવા સિવાય કોઈ જ વિચારણા ચલાવી નથી. બીજી બાજુ શ્રી અત્રિનું કહેવું છે કે "It refers to Kumarapala in 1200 A.D. when Bhimadeva II wis ruling over Gujarat. Shri G. V. Ach-

arya has correctly drawn the attention of readers to this inconsistency. This inscription too cannot be relied upon."[૨૭] આમાં ધ્યાનમાં રાખવા જેવું પહેલું તથ્ય એ છે કે લેખની મિતિ ૧૨૦૦ છે તેની ના નહીં, પણ લેખમાં કુમારપાલનું નામ આપ્યું છે તે પટ્ટ-કારાપક વસન્તપાલના પિતામહ દંડનાયક [આમ્ર]દેવના સન્દર્ભમાં છે, લેખના સમયના સન્દર્ભમાં, કે કારાપક વસન્તપાલના સન્દર્ભમાં નહીં. બીજી વાત એ છે કે શ્રી અત્રિ કહે છે તેવી તો કોઈ "અપ્રસ્તુતતા" તરફ આચાર્યે નિર્દેશ નથી કર્યો. એમણે તો એટલું જ કહ્યું છે કે "લેખ વિ. સં. ૧૨૫૬નો એટલે ભીમ રાજાના સમયનો છે પણ તેનું નામ લેખમાં આપ્યું નથી."[૨૮] એવા તો ભારતમાં અને ગુજરાતમાં અનેક લેખો – સેંકડો – છે જેમાં પ્રવર્તમાન શાસનકર્તાનું નામ દીધું ન હોય. તે મુદ્દાનું ચકાસણીમાં કોઈ જ મહત્ત્વ નથી.[૨૯] ગુજરાતના એક મંત્રી વંશ સંબંધ આ લેખ નવું અજવાળું પાથરતો હોઈ મૂલ્યવાન છે.

(૭)

શ્રી અત્રિએ ગિરનારથી પ્રાપ્ત થયેલા નવીન લેખોમાં એક વાઘેલા સમયનો – સં. ૧૨૯૯ (ઈ. સ. ૧૨૪૩)નો–તેજપાળ મંત્રીના કાળનો એક અભિલેખ પ્રકટ કરેલો.[૩૦] મૂળ અભિલેખ જોવાનો અવકાશ પ્રાપ્ત ન થયો હોવા છતાં પ્રસ્તુત લેખની વાચના કેટલાક સુધારા સાથે, અને તેની વિગતોના ખરા અર્થ સાથે સંપ્રતિ લેખના પ્રથમ લેખકે એક વિસ્તૃત ચર્ચાત્મક લેખ લખ્યો હતો.[૩૧] ત્યાર બાદ સન ૧૯૭૭માં આ લેખના બન્ને લેખકોએ એ લેખની પ્રત્યક્ષ વાચના કરી, તેમાં શ્રી અત્રિની વાચનાઓમાં જે જે સુધારાઓ અગાઉ સૂચવેલા તે સૌ સાચા ઠરવા ઉપરાંત કેટલાંક ખાલાંઓ અને અન્ય ખામીઓ પણ દૂર કરી શકાઈ. લેખની સાચી અને શક્ય હતી તેટલી વાચના હવે અહીં રજૂ કરીએ છીએ :

[पं.१) संवत १२९९ फागु सुदि ३ श्री उज्जयंतमहातीर्थे
[पं.२] महामात्य श्रीवस्तुपालविहारे महं श्रीतेजपाल आदे-
[पं.३] शेन साः पेढा लाहडेन श्रीनेमिनाथबिंबं षतकं च कारितं
[पं.४] प्रतिष्ठितं श्रीविजयसेणसूरिभि· ॥ श्रीशत्रुंजयमहा-
[पं.५] [तीर्थे] श्रीआदिनाथबिंबं देवकुलिका डंडकलशादि सहिता
[पं.६]...वती—महं श्रीवस्तुपालकारित श्रीसाचउरदेवकुले
[पं.७]...श्रीमहावीरबिंबं षातकं च श्रीअर्बुदाचले महामा-
[पं.८] त्य श्रीतेजपालकारित श्रीनेमिनाथ चैत्यजगत्यां देवकुलि-
[पं.९] का.२ बिंब ६ सपरिगरा श्रीजावालिपुरे श्रीपारस्वनाथदेव चै-
[पं.१०] त्यजगत्यां देवकुलिका श्रीरिषभनाथबिंबं वीजापुरे श्री ने-
[पं.११] [मिनाथ] बिंबं देवकुलिका डंडकलसादिसहिता
[पं.१२] श्रीपल्हादनपुर [वास्तव्य वर] हुडिया साहु. ने
[पं.१३] [मड]..........साहु. पेढा सा.
[पं.१४]............डघणेस्वर लघु
[पं.१५]............भवत्

અભિલેખ વસ્તુપાળ–તેજપાળના સમકાલિક વરહુડિયા કુટુંબે ગિરનાર પર (અને અન્યત્ર કરેલ) સુકૃતોની (કંઈક અંશે અપભ્રષ્ટ ભાષામાં) નોંધ લે છે. સંપ્રતિ લેખના પ્રથમ લેખકના મૂળ લેખમાં તેની પૂરેપૂરી અને સાધાર ચર્ચા થઈ ચૂકી હોઈ, તેને પૂર્ણતયા બહાલ રાખવાની નોંધ સિવાય અહીં વિશેષ કહેવું અનાવશ્યક છે.

(૮)

ઉદયન મંત્રીના દ્વિતીય પુત્ર ઠકકુર ચાહડના પુત્ર પદ્મસિંહના (ચાર પૈકીના) બે પુત્રો, મહત્તમ સામંતસિંહ તથા મહામાત્ય સલક્ષણસિંહે, ઉજ્જયન્તગિરિ પર સં.૧૩૦૫ (ઈ.સ. ૧૨૪૯)માં પિતૃ-શ્રેયાર્થે પાર્શ્વનાથનું બિંબ ભરાવ્યાનો લેખ ધરાવતું પબાસણ વર્તમાને વસ્તુપાલવિહારમાં ગર્ભ-ગૃહમાં મૂલનાયક મલ્લિનાથની પ્રતિમાની ગાદી રૂપે બહુ પાછળના સમયે સ્થાપી દેવામાં આવ્યું છે. કાંટેલાના પ્રસ્તુત મહત્તમ સામંતસિંહના સં.૧૩૨૦/ઈ.સ. ૧૨૬૪ના લેખ અનુસાર તેમણે રૈવતાચલ (ગિરનાર) પર નેમિનાથના પ્રાસાદના ઉપરના ભાગે પાર્શ્વનાથના બિંબવાળો પ્રાસાદ કરાવ્યાનો જે ઉલ્લેખ છે[૩૨] તે જોતાં પ્રસ્તુત સં.૧૩૦૫નો ચર્ચા હેઠળનો, ગિરનારનો લેખ તે પાર્શ્વનાથ–પ્રાસાદના મૂળનાયકની પ્રતિમાનો જ અસલી લેખ માનવાનો રહે છે. આ મૂળ લેખ[૩૩] આ પ્રમાણે છે:

१ ॥ळ.॥ संवत १३०५ वर्षे वैषाख शुदि ३ शनौ<br>
श्रीपत्तनवास्तव्य श्रीमालज्ञातीय ठ. चाहड<br>
सुत मह[०]पद्मसिंहपुत्र ठ॰ पृथिवीदेवी अंगज<br>
[महणा] नुज मह॰ श्री सामंतसिंह

२ ॥तथा महामात्यश्रीसलखणसिंहाभ्यां श्री<br>
पार्श्वनाथबिंबं पित्रोः श्रेयसेऽत्र कारितं [।]<br>
ततो बृहद्गच्छे श्रीप्रद्युम्नसूरिपटोध्धरणश्री–<br>
मानदेवसूरिशिष्यश्रीजयानंद [सूरिभिः]<br>
प्रतिष्ठितं [।] शुभं भवतु ॥

આ સિવાય કદાચ આ જ મન્દિરનો મૂળ હશે તેવો, પિપ્પલગચ્છના ધનેશ્વરસૂરિના શિષ્ય વિજયસિંહસૂરિ વિરચિત પ્રશસ્તિ ધરાવતો, લગભગ ૨૭ પદ્યોવાળા પણ અતિ ખંડિત લેખમાં પણ આ પરિવાર સંબંધી, અને એમના સુકૃતોની નોંધ લેતી કેટલીક વાતો અસ્પષ્ટ રૂપે જળવાઈ રહી છે. તેમ જ કારાપકનું ટૂંકાવેલું વંશવૃક્ષ ઉપરના લેખને, અને અહીંની એ ખંડિત મોટી પ્રશસ્તિ અને કાંટેલાના કુંડનાં લેખના આધારે નીચે મુજબ બને છે:

શ્રીમાલકુલ<br>
[ઉદયન મંત્રી]<br>
|<br>
ચાહડ<br>
|<br>
પદ્મસિંહ = પૃથિવીદેવી<br>
|

(માહણસિંહ) | મહત્તમસામન્તસિંહ (સં.૧૩૨૦/ઈ.સ.૧૨૬૪) | મહામાત્યસલક્ષણસિંહ (સં.૧૩૦૫/ઈ.સ. ૧૨૪૯)

(સ્વ.) મુનિ જિનવિજયજીએ[૩૪] તથા સ્વ. રામલાલ મોદીએ[૩૫] (અને કંઈક અંશે મોહનલાલ દલિચંદ દેશાઈએ[૩૬]) ઉદયન મંત્રીના વંશ વિષે વિસ્તારપૂર્વક અને ઉપયોગી ચર્ચા કરેલી હોઈ અહીં તે વિષે પુનરુક્તિ અનાવશ્યક છે. પણ પ્રતિષ્ઠાપક આચાર્ય વિષે એ ત્રણે વિદ્વાનો જ નહીં મૂળ સંપાદક બર્જેસે, તેમ જ ડિસકળકરે પણ, મૌન સેવ્યું છે; તેથી અહીં તેમને વિષે કંઈક કહેવા ધાર્યું છે. મહત્તમ ધાંધલે કરાવેલ અને પ્રસ્તુત જયાનન્દસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ, નેમિનાથ મન્દિરની ભ્રમતીના નન્દીશ્વરપટ્ટના સં.૧૨૮૨/ઈ.સ.૧૨૨૬ના લેખમાં એ જ ગુર્વાવલિ આપેલી છે.[૩૭] જયાનન્દસૂરિના ગુરુના ગુરુ પ્રદ્યુમ્નસૂરિ તે જ છે કે જેમણે વાદસ્થલ નામક ગ્રન્થમાં આશાપલ્લીના ઉદયનવિહારની પ્રતિમાઓ યતિ દ્વારા પ્રતિષ્ઠિત થયેલી હોઈ અપૂજ્ય હોવાના ખરતરગચ્છીય અભિપ્રાય સામે બચાવ કરેલો. પ્રદ્યુમ્નસૂરિ બૃહદ્ગચ્છીય સુવિશ્રુત વાદીન્દ્રદેવસૂરિના શિષ્ય મહેન્દ્રસૂરિના શિષ્ય હતા. અને આશાપલ્લીના ઉદયનવિહાર સાથે સંકળાયેલા હોય તેમ લાગે છે. કદાચ તે જ કારણસર ઉદયન મન્ત્રીના પ્રપૌત્રોને પણ પ્રદ્યુમ્નસૂરિની શિષ્યશાખા પ્રતિ પરમ્પરાગત ભક્તિભાવ અને અનુરાગ રહ્યાં હોય, જેને કારણે પ્રસ્તુત શાખાના જયાનન્દસૂરિએ ગિરનાર પરની સામન્તસિંહ–સલક્ષણસિંહ દ્વારા કારિત પાર્શ્વનાથના મન્દિરની પ્રતિષ્ઠાવિધિ સમ્પન્ન કરી હોય. ગિરનારના આ પરિવારના ખંડિત પ્રશસ્તિ લેખમાં વળી પ્રતિષ્ઠા કરાવનાર આચાર્ય રૂપે જયાનન્દસૂરિના પટ્ટધર દેવસૂરિનું નામ છે. કદાચ આ પ્રશસ્તિલેખ પાર્શ્વનાથ જિનાલયને બદલે ગિરનાર પર ઉદયન મંત્રી પરિવારે કરાવેલ કોઈ બીજા મંદિરના ઉપલક્ષમાં હોય. સાહિત્યિક તેમજ અભિલેખીય પ્રમાણોના આધારે ગિરનાર પરના સંબંધ કર્તા બૃહદ્ગચ્છીય પ્રતિષ્ઠાપક આચાર્યોની ગુર્વાવલિ નીચે મુજબ બને છે :

બૃહદ્ગચ્છ
(વાદીન્દ્ર દેવસૂરિ)
|
(મહેન્દ્રસૂરિ)
|
પ્રદ્યુમ્નસૂરિ
|
માનદેવસૂરિ
|
જયાનન્દસૂરિ (સં.૧૨૮૨/ઈ.સ.૧૨૨૬; સં.૧૩૦૫/ઈ.સ.૧૨૪૯)
|
(દ્વિતીય) દેવસૂરિ (લેખની મિતિ નષ્ટ)

## (૯)

તીર્થાધિપતિ નેમીશ્વરના મંદિર–સમુદાયના દક્ષિણ દ્વાર સમીપની પશ્ચિમ તરફની દેહરીની ભિંતમાં લગાવેલ આ ખંડિત લેખની પ્રથમ વાચના બર્જેસ કઝિન્સ,[૩૮] અને ફરીને ડિસકળકર[૩૯] દ્વારા થયેલી છે. લેખ ચૂડાસમા સમયનો, રાજા મહીપાલદેવના સમયનો છે; જો પ્રસ્તુત રાજા મહિ-

પાલદેવ પ્રથમ હોય તો તો ઇસ્વીસનની ચૌદમી શતાબ્દીના બીજા ત્રીજા દશકના અરસાનો હશે,[૪૦] પણ દ્વિતીય મહિપાલદેવના સમયનો હોય તો તે પંદરમા શતકના ત્રીજા ચરણના અરસાનો હશે. લેખના ખંડિત થયેલા અંશને અહીં અમે શક્ય બન્યો તેટલો પૂરો કરવાની કોશિશ કરી છે: અને તેમાં આવતા "કારાપક"ના વિષયમાં થોડી ચર્ચા કરી છે.

१ ॥९०॥ स्वस्ति श्रीनृति + + + + +
२ ॥नमः॥ श्रीनेमिनाथाय ज + + [सं॰१४९४ ?]
३ ॥वर्षे फाल्गुन शुदि ५ गुरौ । श्री [यादवकुल]
४ ॥तिलक महाराज श्रीमहीपाल [देव राज्ये सा.]
५ ॥वयरसीह भार्या फांउ सुत सा [॰सालिग]
६ ॥सुत सा॰ साईआं । सा. मेला मेला [देवी ? अंग]
७ ॥ज सुत रूडी गांगी प्रभृति [श्रीधर्म]
८ ॥नाथ प्रासाद [:] कारित (:) । प्रति[ष्ठित' श्री च']
९ ॥द्र सूरि तत्पट्टे श्रीमुनिसिंह [सूरि भिः]
१० ॥............कल्याणत्रय.........

પંદરમી શતાબ્દીના મધ્યભાગના અરસામાં રચાયેલી બે પૃથક્ પૃથક્ ગિરનાર ચૈત્ય પરિપાટીઓમાં આવતા ઉલ્લેખો પરથી અમે ચર્ચા હેઠળનાં લેખના ખાલાં પૂર્યાં છે, જેમકે સં.૧૫૦૯/ઈ.સ.૧૪૪૯ પછી તુરતમાં રચાયેલી, બૃહદ્દતપાગચ્છીય રત્નસિંહસૂરિ–શિષ્યની ચૈત્યપરિપાટીમાં આ પ્રમાણે ઉલ્લેખ છે[૪૧] :

ઉસવાલ સાલિગ મેલાગરિ ધરમનાથ થાપીય વર જિણહરિ, પણમિસુ સુભ પરિણામ;૨૦

અને બીજો ઉલ્લેખ છે સંપ્રતિ ગ્રન્થમાં આગળ છપાયેલી ચૈત્યપરિપાટીમાં : યથા[૪૨] :

મેલાસાહ તણી દેહરીઈ ધર્મનાથનાઈ નમતાં જઈઈ
મૂલદુવારિ થાકણુએ સાહમી સવાલાખી ચુકીધર; ૧૭'

શિલાલેખમાં પણ કારાપકોમાં "સા. મેલા"નું નામ છે; જો કે તેના બાપનું નામ ઉડી ગયું છે; અને તીર્થંકરના નામમાં "—નાથ" ભાગ રહ્યો છે, આગલો ભાગ નીકળી ગયો છે. ઉપર ટાંકેલ બન્ને સન્દર્ભોના આધારે, તેમ જ પ્રસ્તુત દેહરી મૂલદ્વાર (પ્રતોલી) નજીક, અને 'સવાલખી ચોકી' પાસે, યાને નેમિનાથના પૂર્વ તરફના સ્તમ્ભયુક્ત પ્રદ્વાર પાસે ક્યાંક હતી તે ધ્યાનમાં રાખતાં, અને લેખ પણ નેમિનાથના મંદિરના બહારના દક્ષિણાદા પરિસરમાં નોંધાયો છે, એમ બધી વાત વિચારતાં એમ લાગે છે કે સન્દર્ભગત લેખ ઓસવાળ વંશના 'સાધુ સાલિગ' અને તેના પુત્ર 'સાધુમેલા'એ (મેલાગરે) બંધાવેલ જિન ધર્મનાથની કુલિકા સંબંધનો છે. ચૈત્યપરિપાટીઓના સમયને લક્ષમાં લેતાં પ્રસ્તુત દેહરી પંદરમા શતકના મધ્યભાગ પૂર્વે બંધાઈ ચૂકી હોવી જોઈએ. લેખમાં પ્રતિષ્ઠાપક આચાર્ય મુનિસિંહસૂરિનો ગચ્છ બતાવ્યો નથી; પણ પાટણના કનાસાના પાડાના મોટા દેરાસરમાં મૂળનાયક શાંતિનાથના ગભારાની સં. ૧૪૯૪/ઈ.સ.૧૪૩૮ના લેખવાળી શ્રેયાંસનાથની ધાતુ મૂર્તિમાં પ્રતિષ્ઠાપક રૂપે સિદ્ધાન્તિક–ગચ્છના મુનિસિંહસૂરિનું નામ છે. અમને લાગે છે ગિરનારવાળી ઉપર ચર્ચિત લેખના મુનિસિંહસૂરિ આ જ હોવા જોઈએ. ગિરનાર પર સં.૧૪૯૪/ઈ.સ.૧૪૩૮ના અરસામાં ત્રણેક મોટાં

જિનમંદિરો—ખરતરવસહી, કલ્યાણત્રય, અને પૂર્ણસિંહ વસતી—બંધાયેલાં. તે જોતાં, અને મહિપાલદેવ (દ્વિતીય)નો પણ એ જ સમય હોઈ પ્રસ્તુત લેખ સં.૧૪૯૪ના અરસાનો હશે.

સંભવ છે કે મુનિસિંહ સૂરિના ગુરુનું નામ શ્રીચન્દ્રસૂરિ હોય. (લેખમાં—દ્ર સૂરિ ભાગ અવશિષ્ટ છે.) કારાપકોનું વંશવૃક્ષ લેખ અનુસાર આ પ્રમાણે સમજાય છે :

[સા.] વયરસિંહ = ફાંઉ
|
સા. [સાલિગ]
|
સા. સાઈઆ — સા. મેલા (=મેલા દેવી ?) *
|
ફડી — ગાંગી

ગિરનાર પર કેટલાક અન્ય પણ ચર્ચાસ્પદ અભિલેખો છે; પણ અહીં લંબાણ ભયે તે છોડી દીધા છે.

## સંભ્રાન્તિ નિવારણ

લેખ પૂર્ણ થઈ ગયા બાદ ગિરનાર પરના કેટલાક અભિલેખોની હસ્તિ સંબંધી અર્વાચીન જૈન લેખકો દ્વારા અજ્ઞાનપણે ફેલાવાતા સંભ્રમ બાબતમાં અહીં ધ્યાન દોરવું આવશ્યક સમજી, થોડીક વિશેષ ચર્ચા, જૈન પરિભાષામાં કહીએ તો "ચૂલિકા" રૂપે (પરિશિષ્ટ રૂપે) કરવા ધાર્યું છે. આવાં ભ્રાન્ત લેખનો, ખાસ કરીને તો તીર્થનાયક નેમિનાથના મંદિરના ઉપલક્ષમાં રહેલ અભિલેખો સંબંધમાં જોવા મળે છે.

(૧) મુનિ નિત્યાનંદવિજયજીએ શ્રીરૈવતગિરિ-સ્પર્શના, શ્રી આત્મ કમલ-દાન-પ્રેમ-જંબૂસૂરિ જૈન ગ્રંથમાળા મણકો ૪૭, સુરેન્દ્રનગર વિ.સ. ૨૦૨૦/ઈ.સ. ૧૯૬૪, પૃ. ૧૨૬ તથા પુનઃ પૃ. ૧૭૧ પર નોંધ કરી છે, તદન્વયે નેમિનાથ ભગવાનના રંગમંડપના ત્રણ થાંભલાઓ પર અનુક્રમે સં. ૧૧૧૩ વર્ષનો નેમિનાથ મંદિર બનાવ્યાનો, સં. ૧૧૩૫નો પ્રતિષ્ઠા સંબંધ, અને ઈ.સ. ૧૨૧૮માં દેવાલયનો સમરાવ્યાનો ઉલ્લેખ છે.

(૨) મુનિ નિત્યાનંદવિજયથી ૧૧ વર્ષ પૂર્વે પં. અંબાલાલ પ્રેમચંદ શાહ પણ (**જૈન તીર્થ સર્વ સંગ્રહ** ભાગ ૧, અમદાવાદ ૧૯૫૩, પૃ. ૧૨૧ પર) આવી જ વાત નોંધે છે; તે માટે તેઓ દોલતચંદ પુ. બરોડિયાના **ગિરનાર માહાત્મ્ય**ના "ઉપોદ્‌ઘાત" પૃ. ૨૧નો (કઈ ભાષામાં [હિન્દી ?], ક્યાંથી, અને કયા વર્ષમાં પુસ્તક છપાયું તેની નોંધ કર્યા સિવાય) હવાલો દે છે.

(૩) પં. અંબાલાલ શાહથી ચાર વર્ષ પૂર્વે મુનિ ન્યાયવિજયજી (**જૈન તીર્થોનો ઇતિહાસ**, શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાલા : પુષ્પ ૩૮ મહેસાણા ૧૯૪૯ પૃ. ૧૧૯)માં લખે છે કે : "રંગમંડપમાં એક થાંભલા પર સં. ૧૧૧૩ના જેઠ ૧૪ દિને નેમીશ્વર જિનાલય કરાવ્યાનો, બીજા થાંભલા પર સં. ૧૧૩૫માં પ્રતિષ્ઠા કરાવ્યાનો, ત્રીજામાં ૧૧૩૪માં દેવાલય સમરાવ્યાનો લેખ છે. (જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ)." તથા એમના પૃ. ૧૨૦ પર) "રંગમંડપના પૂર્વ તરફના થાંભલામાં નીચે પ્રમાણે લેખ છે. **संवत् ११९३ वर्षे जेठ मासे १४ दिने श्रीमत्नेमीश्वर जिनालयः कारितः ।** વળી, બીજા

સ્થંભમાં આ પ્રમાણે કોરેલું છે કે संवत् ११३५ वर्षे प्रतिष्ठा कारिता: । ત્રીજા સ્થંભમાં લખે છે કે "સં. ૧૩૩૫માં મંદિરજીનો જીર્ણોધ્ધાર કરાવ્યો."

(૪) મોહનલાલ દલીચંદ દેસાઈ (જૈન સાહિત્યનો૦ મુંબઈ ૧૯૩૨, પરિચય. પૃ. ૧૪૫) નેમિનાથ મંદિરના ઉપલક્ષમાં નોંધે છે કે "એક થાંભલા પર સં. ૧૧૧૩ના જેઠ ૧૪ દિને નેમીશ્વર જિનાલય કરાવ્યું ને બીજા થાંભલાપર સં. ૧૧૩૫માં પ્રતિષ્ઠા કરાવી, ને ત્રીજામાં સં. ૧૩૩૪માં દેવાલય સમરાવ્યું એમ લખે છે."

(૫) આ બધી ગેરસમજણનું મૂળ બર્જેસની મૂળ નોંધ પૂરી ન સમજવાને કારણે ઉપસ્થિત થઈ છે. (થોડોક ગોટો તો ખુદ બર્જેસે પણ વાળ્યો છે!)

(જુઓ **Report on Antiquities.**, p. 166; cf. also his **Visit to Somnath, Girnar in May 1869**, Reprint Varanasi 1976, p. 38.) બર્જેસ ત્યાં લખે છે: "The largest temple is that of Neminatha... ..and bears an inscripton on one of the pillers of the mandapa, stating, that it was repaired in A.D. 1278." The temple is of very conisderable age,......" (Infra) "It bears on two of the pillars of the mandap inscriptions dated 1275, 1281, and 1278, relating to donations of wealthy Sravakas for the daily worsip of the Jina."

બર્જેસ અને કઝિન્સે નેમિનાથ જિનાલયના ઉપર કથિત સાલોવાળા ત્રણે લેખોની વાચના સદ્ભાગ્યે પ્રકાશિત કરી છે. (**Revised List.**, pp. 352-353). તદનુસાર લેખોની મિતિઓ નીચે મુજબ છે:

(अ) સં. ૧૩૩૩ વર્ષે જ્યેષ્ઠ વદિ ૧૪.
(ब) સં. ૧૩૩૫ વર્ષે વૈશાખ શુદિ ૮.
(क) સં. ૧૩૩૯ વર્ષે જ્યેષ્ઠ સુદિ ૮.
આ સિવાય પટ્ટશાલાના સ્તમ્ભ પર પણ એક લેખ છે.
(ड) સં. ૧૩૩૪ વૈશાષ વદિ ૮.

આધુનિક જૈન લેખકો જેને સં. ૧૧૧૩ વર્ષનો જેઠ માસ ૧૪નો લેખ માની બેઠા છે તે ઉપર્યુક્ત સં. ૧૩૩૩નો જ્યેષ્ઠ વદિ ૧૪નો જ લેખ છે! તેમાં નેમીશ્વર જિનાલય કરાવ્યાની વાત હોવાને બદલે ખરતરગચ્છીય જિનપ્રબોધસૂરિના ઉપદેશથી ઉચ્ચાપુરીના શ્રાવકોએ નેમિનાથની પૂજાદિ અર્થે કરેલાં ધન-દાનનો ઉલ્લેખ છે! વળી જે લેખને તેઓ સં. ૧૧૩૫નો ઘટાવે છે તે વસ્તુતયા સં. ૧૩૩૫નો છે, અને તે પણ પ્રતિષ્ઠાને બદલે ધવલક્કક (ધોળકા)ના શ્રાવક બિલ્હણે નેમિનાથની પૂજાર્થે કંઈ દાન આપ્યું હશે તેની નોંધ લેતો (ખંડિત) લેખ છે. જેને સં. ૧૧૩૪માં મંદિર સમારાવ્યાનો લેખ માન્યો છે તે સં. ૧૩૩૪નો, દક્ષિણ તરફની હારની દેવકુલિકાની પટ્ટશાલાના દક્ષિણ પ્રવેશ પાસેના સ્તંભ પર છે, અને એ અતિ ખંડિત લેખમાં દાનોની જ હકીકત અભિપ્રેત છે, પુનરોધ્ધાર નહીં. અસલમાં જ્યાં મંદિર જ સજ્જન મંત્રી દ્વારા સં. ૧૧૮૫/ઈ.સ. ૧૧૨૯માં નવેસરથી બન્યું છે ત્યાં સં. ૧૧૧૩, સં. ૧૧૩૪ અને સં. ૧૧૩૫ના લેખો હોવાની વાતને સ્થાન જ ક્યાં છે? એ જ પ્રમાણે ઈ.સ. ૧૨૧૮માં જીર્ણોધ્ધાર થયાની ગલત વાતનો આધાર તો બર્જેસે સંભ્રમથી ઈ.સ. ૧૨૭૮માં જીર્ણોધ્ધારની જે વાત લખી છે તેનો વિશેષ વિભ્રમ, અને ત્યાં ત્રીજા અંકનો વિપર્યાસ માત્ર છે! ઈ.સ. ૧૨૭૮/સં. ૧૩૩૪)ના લેખમાં ઉપર કહી ગયા તેમ જીર્ણોધ્ધારની વાત જ નથી!

કર્નલ ટૉડથી ચાલતી આવતી એક બીજી મહાન ભ્રમણા તે સં. ૧૨૧૫ ચૈત્ર શુદિ ૮નાં રોજ પંડિત દેવસેન–સંઘના આદેશથી જૂના મંદિરો કાઢી નાખી તેને સ્થાને નવાં કરાવ્યાની વાત, જેનો પહેલો ભોગ બર્જેસ બન્યા,[૪૩] અને બર્જેસ પછીના કેટલાયે લેખકો ગતાનુગત અનુસર્યા ! સં. ૧૨૧૫ ચૈત્રવદિ ૮નો (નેમિનાથની ઉત્તર–પ્રતોલીમાં) લેખ છે ખરો; પણ તેમાં જૂના મંદિરો કાઢી નાખી નવા કર્યાની વાત નથી; ત્યાં નેમિનાથને ફરતી દેવકુલિકાઓનાં બાધકામ પૂરાં થયાની હકીકત નોંધાયેલી છે. એ કાળે ત્યાં બાજુમાં રહેલ સં. ૧૨(૭? ૦?)ના શ્રીચન્દ્રસૂરિવાળા લેખમાં "રૈવતક" "દેવચંડ" (દેવચંદ, દેવચન્દ્ર, દેવસેન નહીં) અને પ્રતિષ્ઠાદિક કાર્યોની વાતો કહી છે. એ જોતાં અમને લાગે છે કે કર્નલ ટૉડ જે જૈન યતિને સાથે લઈ ગયેલા તેને કાં તો જૂની લિપિ પૂરી વાંચતા આવડતી નહીં હોય, યા તો એણે જે વાતચીતમાં કંઈ કહ્યું હશે તે ટૉડ પૂરું સમજ્યા પણ નહીં હોય; અને એમ ખોટી રીતે સમજી બેઠેલ, બે પડખોપડખ રહેલ શિલાલેખની વિગતોને તેમણે વિચિત્ર રીતે ભેળવી મારી છે. "સં. ૧૨૧૫ ચૈત્ર વદિ ૮" અને "પંડિત" શબ્દો (પંડિત સાલવાહણ પરથી) એક લેખમાંથી લીધા; ને બીજા શિલાલેખના દેવચંદને દેવસેન બનાવી "સઙ્ગાત મહામાત્ય"ના "સઙ્ગાત"ને બદલે "સંઘ" વાંચી બધું એકમેકમાં જેમ ઘટ્યું તેમ જોડી દીધું ! ને દેવકુલિકા બનાવ્યાની સાદી વાત જૂનાંને કાઢી નવાં મંદિરો બનાવ્યાંની વાત બની ગઈ !

ટૉડના આવા બીજા સંભ્રમને, સં. ૧૩૩૯/ઈ.સ. ૧૨૮૩ જ્યેષ્ઠ શુદિ ૧૦ના રોજ રૈવતાચલના જૂનાં મંદિરો કાઢી નવાં થયાની વાતને, બર્જેસ સાચી માનીને ચાલે છે;[૪૪] પણ સં. ૧૩૩૯નો લેખ જ્યેષ્ઠ સુદિ ૮નો છે, ૧૦નો નહીં; અને તે દાન પ્રસંગનો છે તે વિષે અહીં ઉપર ચર્ચા થઈ ચૂકી છે. નેમિનાથના પરિસરમાં પુનરુધ્ધાર કે જીર્ણોધ્ધાર સમ્બદ્ધ એક પણ લેખ વાસ્તવિક રીતે નોંધાયો નથી, અને છે પણ નહીં.

ગિરનાર પરના અભિલેખોમાં સોલંકી–વાઘેલા કાળની સમાપ્તિ સુધીના વસ્તુતઃ કેટલા, કઈ સાલના છે તે અહીં તાલિકામાં સંક્ષિપ્ત રૂપે રજૂ કરીએ છીએ; તેના સન્દર્ભથી લાંબા ચાલેલ સંભ્રમોનું નિવારણ થઈ શકશે.

## સિદ્ધરાજયુગ

| વર્ષ | વિગત | વર્તમાન સ્થાન | સંપાદક/સંકલનકાર |
|---|---|---|---|
| સં. ૧૧૯૪ | ઠ. જસયોગની ખાંભી | જૂનાગઢ મ્યુઝીયમ | છો.મ. અત્રિ; ફરીને મધુસૂદન ઢાંકી અને લક્ષ્મણ ભોજક. |
| (વર્ષ નષ્ટ) | સિદ્ધચક્રવતી જયસિંહ દેવના શાસન કાળનો | એક કાળે નેમિનાથ જિનાલયની ઉત્તર પ્રતોલીમાં (હાલ ગાયબ) | બર્જેસ અને કઝિન્સ; સંકલન જિનવિજય, આચાર્ય; પુનર્વાચના ઢાંકી અને ભોજક. |

## કુમારપાલયુગ

| | | | |
|---|---|---|---|
| સં. ૧૨૧૫ | ઠક્કુર (પં.) સાલવાહણનો નેમિનાથની દેવકુલિકાઓનું કામ પૂર્ણ થયા બાબતનો લેખ | નેમિનાથની ઉત્તર પ્રતોલીમાં (હાલ અસ્તવ્યસ્ત અને નુકશાન પામેલ હાલતમાં) | બર્જેસ, તથા બર્જેસ અને કઝિન્સ; સંકલન જિનવિજય, આચાર્ય; પુનર્વાચના ઢાંકી અને ભોજક. |

| | | | |
|---|---|---|---|
| સં. ૧૨ (૭?૦?૧?)૬ (વર્ષ નષ્ટ) | શ્રીચન્દ્રસૂરિનો બૃહદ્‌ગચ્છીય વિજયસિંહ સૂરિ વિરચિત ખંડિત પ્રશસ્તિ; કુમારપાળનું નામ ત્રણ સ્થાને આવે છે. | ” ગિરનાર પર | ” લક્ષ્મણ ભોજક. |
| સં. ૧૨૨૨ | મહત્તમ આંબાકનો | ખબુતરીખાણુનો | બર્જેસ અને કઝિન્સ. |
| સં. ૧૨૨૩ | ,, ” | ” ” | ” ” |

## ભીમદેવ (દ્વિતીય)નો સમય

| | | | |
|---|---|---|---|
| સં. ૧૨૩૬ | શ્રી શ્વેતામ્બર જૈનમુનિનો સ્મરણ-સ્તંભઃ અતિ ખંડિત | કહેવાતા સંપ્રતિરાજાના ગૂઢમંડપની દક્ષિણ ચોકીનો સ્તમ્ભ | મધુસૂદન ઢાંકી અને લક્ષ્મણ ભોજક |
| સં. ૧૨૪૪ | પ્રભાનંદસૂરિની નિદેષિકા | જૂનાગઢ મ્યુઝિયમ | અત્રિ; પુનર્વાચના ઢાંકી અને ભોજક |
| સં. ૧૨૫૬ | દંડનાયક (આમ્ર)દેવના પૌત્ર વસન્તપાલ કારિત નંદીશ્વરદ્વીપ–પટ્ટનો લેખ | હાલ સગરામ સોનીના કહેવાતા મંદિરના મંડપમાં. | ડીસકળકર; સંકલન આચાર્ય; પુનર્વાચના ઢાંકી અને ભોજક |
| સં. ૧૨૭૫ | કુંજરાપદ્રીય ગચ્છના શાંતિસૂરિનો લેખ | નેમિનાથ જિનાલયના ગૂઢમંડપમાં | મો.દ. દેસાઈ દ્વારા ઉલ્લિખિત પણ અદ્યાવધિ અપ્રકાશિત |
| સં. ૧૨૭૬ | — | ગુમાસ્તાના મંદિરમાં, અતિ ઘસાયેલ | ઢાંકી અને ભોજક |

## વાઘેલા યુગ

| | | | |
|---|---|---|---|
| સં. ૧૨૮૭ | મહત્તમ ધાંધલ કારિત નન્દીશ્વરદ્વીપ-પટ્ટ પરનો લેખ | નેમિનાથ મંદિરની પશ્ચિમ તરફની ભમતી. | સારાભાઈ નવાબ (અપૂર્ણ વાચના); પુનર્વાચના ઢાંકી અને ભોજક |
| સં. ૧૨૮૮ | વસ્તુપાલ પ્રશસ્તિ | વસ્તુપાલ વિહાર | બર્જેસ, બર્જેસ અને કઝિન્સ; સંકલન જિનવિજય, આચાર્ય, મુનિ પુણ્યવિજયજી[૪૫] |
| ” | ” | ” | ” |
| ” | ” | ” | ” |
| ” | ” | ” | ” |
| ” | ” | ” | ” |
| ” | ” | ” | ” |

| | | | |
|---|---|---|---|
| મિતિ વિહિન | વસ્તુપાલ અને લલિતાદેવીની મૂળે આરાધક મૂર્તિના ગોખલા પર | વસ્તુપાલ વિહાર | બર્જેસ; સંકલન જિનવિજય |
| ,, | વસ્તુપાલ અને સોખુદેવીની આરાધક મૂર્તિના ગોખલા પર | ,, | બર્જેસ; સંકલન જિનવિજય |
| ,, | વસ્તુપાલ અને લલિતાદેવીની મૂર્તિ બાબતનો ભારપટ્ટ પર લેખ | ,, | બર્જેસ |
| ,, | વસ્તુપાલ અને સોખુદેવીની મૂર્તિના ભારપટ્ટ પરનો લેખ | ,, | બર્જેસ |
| સં. ૧૨૮૯ | ટૂંકી વસ્તુપાલ પ્રશસ્તિ | રાજલ વેજલ ગુફાની પૂર્વ તરફ | બર્જેસ; બર્જેસ અને કઝીન્સ; સંકલન જિનવિજય, આચાર્ય, મુનિ પુણ્યવિજયજી |
| ,, | ,, (અતિ ખંડિત | ખણુતરી ખાણુ | બર્જેસ અને કઝીન્સ; સંકલન જિનવિજય |
| સં. ૧૨૯૦ | મહત્તમ ધાંધલનો (સમ્મેત શિખર પટ્ટ)નો | નેમિનાથથી ઉત્તર તરફની ભમતી | ઢાંકી અને ભોજક |
| સં. ૧૨૯૯ | વરહુડિયા કુટુંબનો પ્રશસ્તિ લેખ | જૂનાગઢ મ્યુઝીયમ (મૂળ વસ્તુપાલ–વિહારમાં) | અત્રિ; પુનર્વાચના ઢાંકી; પુનર્વાચના ઢાંકી તથા ભોજક |
| સં. ૧૩૦૫ | ઉદયન મંત્રી વંશજ સામંતસિંહ અને મહામાત્ય સલક્ષણસિંહનો મૂલનાયક પાર્શ્વનાથના પબાસણનો લેખ | વસ્તુપાલ વિહાર ગર્ભગૃહમાં હાલ મલ્લિનાથ–મૂલનાયક નીચેની ગાદી રૂપે | બર્જેસ અને કઝિન્સ; ડિસકળકર; સંકલન જિનવિજય, આચાર્ય; વિશેષ ચર્ચા ઢાંકી અને ભોજક |
| [સંભવતઃ સં. ૧૩૦૫] | ઉપર્યુક્ત પરિવારની મોટી (પણ અતિખંડિત પ્રશસ્તિ) | ગિરનાર (મૂળ પાર્શ્વનાથના મંદિરમાં ?) | બર્જેસ અને કઝિન્સ; સંકલન તથા ચર્ચા જિનવિજય; પુનર્વાચના ડિસકળકર. |
| સં. ૧૩૧૯ | અપૂર્ણ અને ખંડિત | ગિરનાર | ડિસકળકર |
| સં. ૧૩૩૦ | અર્જુનદેવ વાઘેલાના સમયનો સૂત્રધાર હરિપાલને પ્રદત્ત અધિકાર સબંધી | નેમિનાથ જિનાલય ગૂઢમંડપ | ડિસકળકર; સંકલન આચાર્ય |

| | | | |
|---|---|---|---|
| સં. ૧૩૩૩ | દાન સબંધી | ,, | બર્જેસ કઝિન્સ; સંકલન જિનવિજય |
| સં. ૧૩૩૪ | ,, | નેમિનાથ મંદિરના પટ્ટશાલા સ્તમ્ભ પર | ઢાંકી અને ભોજક |
| સં. ૧૩૩૫ | ,, | નેમિનાથ જિનાલય | બર્જેસ કઝિન્સ; સંકલન જિનવિજય |
| સં. ૧૩૩૯ | ,, | નેમિનાથ જિનાલય | ,, |

આ તાલિકામાં જાણમાં છે તે તમામ લેખોને કાલક્રમાનુસાર ગણત્રીમાં લઈ લીધા છે. તે હિસાબે સિદ્ધરાજ – કુમારપાળ સમય પૂર્વેનો એક પણ લેખ અદ્યાવધિ પ્રાપ્ત નથી થયો. (સાહિત્યના તેમ પ્રતિમાઓના અલબત્ત પ્રાચીનતર એવા ઘણાં પ્રમાણો છે). અને વાઘેલાયુગની સમાપ્તિ બાદના ઘણાખરા લેખ ચૂડાસમા યુગના, છેલ્લા રાજા રા'માંડલિક સુધીના કાળના છે; તે પછી કોઈ કોઈ મુઘલ, અને ત્યારબાદ બ્રિટિશ (યા નવાબી) યુગના છે. દિગમ્બર સમ્પ્રદાયના થોડાક લેખો જોવા મળ્યા છે, પણ તે સૌ ૧૫મી તેમજ ૧૭મી શતાબ્દી અને બાદના છે. જ્યારે એક પણ બ્રાહ્મણીય સમ્પ્રદાયને અનુલક્ષતો અભિલેખ અદ્યાપિપર્યન્ત મળ્યો નથી, કે પર્વત પર બ્રાહ્મણીય મંદિરો હોવાનાં સાહિત્યિક કે પુરાતત્ત્વનાં પ્રમાણો ઉપસ્થિત નથી, પ્રાપ્ત થયાં નથી. (ગિરનાર પરના તમામ સાહિત્યિક ઉલ્લેખો — આગમિક, જૈન-પૌરાણિક, તીર્થનીરૂપણાત્મક – સાહિત્ય (કલ્પો, તીર્થમાળાઓ, ચૈત્યપરિપાટીઓ, રાસો, વિવાહલાઓ, ઇત્યાદિના) અને સ્તોત્રો, સ્તવનો ઇત્યાદિ—ના તેમ જ ઉપલબ્ધ અભિલેખો, દેવાલય નિર્માણો, યાત્રા-વિષયક અને સલ્લેખના આદિના ઉલ્લેખોના પરિપ્રેક્ષ્યમાં, અને મૂળ સ્રોતોને સાંગોપાંગ ઉટ્ટંકિત કરવા સાથેની શિલ્પ – સ્થાપત્યની વિસ્તૃત ચર્ચા પ્રથમ લેખકના સચિત્ર "મહાતીર્થ ઉજ્જયન્તગિરિ"માં આવનાર હોઈ અહીં આથી વિશેષ કહેવાનો આયાસ કર્યો નથી.

### પાદટીપો અને સન્દર્ભો

૧. જુઓ "ગિરનારના ત્રણ અપ્રસિદ્ધ શિલાલેખો" **સ્વાધ્યાય,** પુ. ૫, અંક ૨, પૃ. ૨૦૪–૨૧૦.

૨. શ્રી અત્રિ લેખ આ પ્રમાણે વાંચે છે :

(१) सं १११५ (६१) वर्षे.
(२) ठ. चेहा (ला?) सुत
(३) ठ. जसणा प्र (ण?)त्य ॥

3. Cf.C.M. Atri "A collection of Some Jain Stone Emages from Mount Girnar", **Bulletin of the Museum and Picture Gallery,** Baroda, Vol. XX1, Baroda 1968, Pl. XLIII, Fig. 3.

૪. અત્રિ પ્રસ્તુત રાજપુરુષની સ્મારક પ્રતિમાને "ગુજરાતી દાનેશ્વરી"ની "દાતામૂર્તિ" ઘટાવે છે (પૃ. ૨૦૪). પણ દાતામૂર્તિ (એટલે કે આરાધક મૂર્તિ)ને મધ્યકાલિન પશ્ચિમ ભારતમાં પ્રાયઃ અંજલિહસ્તમાં વા માલાધર રૂપે રજૂ કરવાની પ્રથા હતી.

૫. **Revised List of the Antiquarian Remains in Bombay Presidency,** Vol. VIII, P. 356, No, 17.

આ લેખ પ્રાચીન જૈન લેખ સંગ્રહ (ભાગ બીજો) (સંગ્રા.-સંપા. જિનવિજય), પ્રવર્તક શ્રી કાંતિવિજય જૈન ઇતિહાસમાળા પુષ્પ છઠ્ઠું, જૈન આત્માનન્દ સભા–ભાવનગર, ભાવનગર ૧૯૨૧, અંતર્ગત પૃ. ૭૩ પર લેખાંક ૬૨ રૂપે સંકલિત કર્યો છે; પણ ઉપર્યુક્ત બન્ને ગ્રંથ આજે દુષ્પ્રાપ્ય બન્યા હોઈ અહીં તેનું કેટલાક છૂટતા શબ્દો સાથેનું પુનર્મુદ્રણ ઉપયોગી નીવડશે.

૬. इक्कारसयसहीउ पंचासीय वच्छरि ।
नेमिभुवणु उध्धरिउ साजणि नरसेहरि ॥९॥

(જુઓ C.D. Dalal, **Pracina-Gurjara Kavyasamgraha Part I**, Gaekwad's Oriental Series, No. 13, First ed., Baroda 1920; Reprint 1978, p. 4; તથા મુ. પુણ્યવિજય સૂરિ, **सुकृतकीर्तिकल्लोलिन्यालिन्यादि वस्तुपालप्रशस्ति संग्रह**, સિંઘી જૈન ગ્રન્થમાલા [ગ્રન્થાંક ૫], મુંબઈ ૧૯૬૧, પૃ. ૧૦૧.

૭. Ed. James M. Campbell, **Gazetteer of the Bombay Presidency**, Vol. 1, Pt. 1, "History of Gujarat," Bombay 1896, P. 177.

૮. **Report on the Antiquities of Kathiawad and Kacch** (1874-75), Archaeological Survey of Western India, Reprint, Varanasi 1971, p. 167.

૯. **Revised List.**, Ins. No. 14, p. 355.

૧૦. "સિદ્ધરાજ અને જૈનો," ઐતિહાસિક લેખ-સંગ્રહ, શ્રી સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૩૩૫, વડોદરા, ૧૯૬૩, પૃ. ૧૧૯-૧૨૦.

૧૧. એજન.

૧૨. એજન: તથા મોહનલાલ દલિચંદ દેશાઈ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મુંબઈ ૧૯૩૨, પૃ. ૨૪૩-૨૪૪.

૧૩. જુઓ મુનિ જયન્તવિજય, શ્રી અર્બુદ-પ્રાચીન-જૈન-લેખસંદોહ (આબૂ-ભાગ-બીજો), શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, પૃ.૪૦, ઉજ્જૈન વિ.સં. ૧૯૯૪ (ઈ. સં. ૧૯૩૮), લેખાંક ૭૨, પૃ. ૩૯; તથા પં૦ કલ્યાણવિજયજી ગણિ.

૧૪. Cf Burgess, **Report on Antiquities.**, p. 167. And Burgess & Cousens, **Revised List.** p. 356.

૧૫. એજન.

૧૬. प्राचीन., "અવલોકન" પૃ. ૮૦

૧૭. ગુજરાતના ઐતિહાસિક લેખો, (ભાગ ૨જો), શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થાવલિ ૧૫, મુંબઈ ૧૯૩૫, પૃ. ૫૧.

૧૮. બૃહત્તપાપચ્છીય રત્નાકરસૂરિની પરંપરાના જયતિલકસૂરિની સંપ્રતિ ગ્રંથમાં આગળ પ્રકાશિત, ઈસ્વીસનના ચૌદમા શતકના પ્રારંભની "ગિરનાર ચૈત્ય પ્રવાડી" (સં. સ્વ. અગરચંદ નાહટા અને મધુસૂદન ઢાંકી)માં ૨૪મી કડીમાં નીચે મુજબ ઉલ્લેખ છે:

નાગમોરી ઝિરિ આગલિ કુંડ જ
ગયંદમઈ પક્ષાલઉ પિંડ જ
ઈંદ્રમંડપ સો અંગો—૨૪

આ ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ છે કે બર્જેસે જેની "નાગજરિ સિરિયા" એવી વાચના કરી છે તે

અસલમાં 'નાગમોરિ ઝિરિયા" હોવું જોઈએ. (અમે તે સુધારો લેખ અંતર્ગત સૂચવ્યો છે.)

પંદરમા શતકના મધ્યભાગની તપાગચ્છીય રત્નસિંહ સૂરિ–શિષ્યની ગિરનારતીર્થમાલા અંતર્ગત પણ આ પ્રમાણે ઉલ્લેખ છે:

ઇંદ્રમંડપ ગજપદ વસિષ્ઠરિષિ નાગમોરઝિરિ કુંડ
જિહાં જિન તિહાં કરૂં સેવ સુણી સખિ. ૧૯

(સં. વિજયધર્મસૂરિ, પ્રાચીન તીર્થમાળા-સંગ્રહ ભાગ ૧ લો, ભાવનગર સં. ૧૯૭૮ (ઈ.સ. ૧૯૨૨), પૃ. ૩૬.)

તથા તપાગચ્છીય મુનિસુંદર સૂરિ–શિષ્ય હેમહંસ ગણિની ગિરનારચૈત્યપરિપાટી (આ. સં. ૧૫૧૫/આ. ઈ સ. ૧૪૫૯)માં નીચે મુજબ ઉલ્લેખ છે:

નાગમોર ઝિરિ ઇંદ્રમંડપ પેખિએ આણું દો ।
જોઈએ કુંડ ગઈંદમુ એ છત્રસિલા તસુ હેઠિ ।૨૮'।

(સં. પંડિત બેચરદાસ જીવરાજ દોશી, પુરાતત્ત્વ, ૧–૩, એપ્રિલ ૧૯૨૩, પૃ. ૨૯૬).

૧૯. "ગિરનારના૦" પૃ. ૨૦૪–૨૦૫.

૨૦. શ્રી અત્રિએ ઠક્કુર જસયોગવાળા લેખનું ચિત્ર તો પ્રગટ કર્યું છે (**Cf** "A collectiono, pl. XLIII, Fig. 3), પણ આ સ્મરણ–સ્તમ્ભનું ચિત્ર પ્રકાશિત નથી કર્યું.

૨૧. **Poona Orientalist,** Vol I, No. 4, p.45.

૨૨. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૩જો, "પુરવણીના લેખો" (૧૫૭ ઈ), મુંબઈ ૧૯૪૨, પૃ. ૧૯૧–૧૯૨.

૨૩. "A collection.," p.57.

૨૪. મુનિ શ્રી જિનવિજયજી આ બધા સ્રોતોમાંથી મૂળ સન્દર્ભો ટાંકયા છે: જુઓ। प्राचीन०, "અવલોકન" પૃ.૮૧–૮૩.

૨૫. **Revised list.**, Ins. 27 and 30, p. 359; અને प्राचीन., લેખાંક ૫૦–૫૧, પૃ. ૭૦; તથા "અવલોકન" પૃ. ૮૧–૮૩.

૨૬. ગુજરાતના૦, ભાગ ૩જો, પૃ. ૧૯૧.

૨૭. "A collection," p. 57.

૨૮. આચાર્ય પૃ. ૧૯૧.

૨૯. લેખમાં અલબત્ તિથિ વાર અને ખ્રિસ્ત્યાબ્દ માસ–તારિખમાં ફર્ક છે તે તરફ અલબત્ ડિસ-કળકરે અને એમને અનુસરીને આચાર્યજીએ ધ્યાન દોર્યું છે પણ લેખ બનાવટી નથી.

૩૦. "ગિરનારના.". પૃ. ૨૦૫, અને તે પરનું વિવેચન પૃ. ૨૦૬–૨૦૮.

૩૧. "ગિરનારના એક નવપ્રસિદ્ધ પ્રશસ્તિ–લેખ પર દષ્ટિપાત," સ્વાધ્યાય પુ. ૮, અંક ૪, પૃ. ૪૬૯–૪૮૯.

૩૨. જુઓ "અર્જુનદેવનો કાંટેલાનો શિલાલેખ," ગુજરાતના., ભાગ ૩જો, પૃ. ૨૦૪–૨૦૭ સન્દર્ભ. કર્તા શ્લોક આ પ્રમાણે છે: તથા प्राचीन० "અવલોકન" પૃ. ૮૬

रैवताजलचूले च श्रीनेमिनिलयाग्रतः
प्रांशुप्रासाद प्रस्थापि बिंब पार्श्वजिनेशतुः ॥१०॥

૩૩. **Revised list.**, No. 23, p. 358; प्राचीन०, લેખાંક ૫૩, પૃ.૭૧ તથા "અવલોકન" પૃ.

૮૪-૯૬; D.B. Diskalkar, Inscriptions of Kathiawad; (Reprinted from new Indian Antiquary, No. I-II (1938-41) Bombay, p. 691; ગુજરાતના૦ ભાગ ૩જો, લેખાંક નં. ૨૧૦, પૃ. ૪૨;

૩૪. પ્રાચીન૦ પૃ. ૮૪-૯૬.

૩૫. "મંત્રી ઉદયન અને તેનો વંશ" સ્વ. રામલાલ ચુનીલાલ મોદી લેખસંગ્રહ ભાગ-૨, અમદાવાદ ૧૯૬૫, પૃ. ૧૦૦-૧૧૯.

૩૬. જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મુંબઈ ૧૯૩૨, પૃ ૨૬૮-૨૭૧ તથા પૃ. ૪૦૨-૪૦૩.

૩૭. જુઓ ગ્રંથમાં આગળનો અમારો લેખ "ઉજ્જયન્તગિરિના કેટલાક અપ્રકટ ઉત્કીર્ણ લેખો," લેખાંક ૨.

૩૮. Revised List., Ins., No. 11, pp. 353-354.

૩૯. Diskalkar, Inscriptions., No. 30, p. 736.

૪૦. આ બાબતમાં ડિસકળકરનું આમ માનવું છે: I think the King Mahipata in this inscription is probably the first of the three." (Ibid.) He dates the first to V.S. 1364-87 (A.D. 1308-31), the second to V.S. 1452-56 (A.D. 1396-1400), and the third to V.S. 1506-27 (A.D. 1450-71).

પણ વિમલનાથ જિનાલયની પ્રતિષ્ઠા સમયે (ઈ. સ. ૧૪૫૩માં) રા મંડલિક (દ્વિતીય)નું શાસન ચાલતું હતું; અને આ મંડિલકનો પિતા મહિપાલદેવ (દ્વિતીય) હતો તેમ પ્રસ્તુત જિનાલયના કારાપકોની પ્રશસ્તિને આધારે સિદ્ધ છે, તેનું શું?

૪૧. સં. વિજયધર્મસૂરિ, પ્રાચીન તીર્થમાળા સંગ્રહ, ભાગ ૧લો, ભાવનગર સં. ૧૯૭૮ (ઈ.સ. ૧૯૨૨), પૃ. ૩૬.

૪૨. આ ગ્રન્થમાં પ્રકાશિત સંઘવી શવરાજવાળી ચૈત્ય-પરિપાટી. (સં. મધુસૂદન ઢાંકી, વિધાત્રી વોરા). * લેખમાં सा. मेला પછી પુનઃ मेला શબ્દ છે. એ નામ એની ભાર્યાનુ "મેલાદેવી" રૂપ હોઈ શકે. અહીં આવી કલ્પના કરવા માટે એ યુગના બે સમાન્તર દાખલાઓ ટાંકીશું. વિ. સં. ૧૪૫૫ (ઈ.સ. ૧૩૯૯)માં શ્રીમાળી "મેલિગ" શ્રાવકે પાર્શ્વનાથચરિતની પ્રતિલિપી કરી છે, તેની પ્રશસ્તિમાં તેની પત્નીનું નામ "મેલાદેવી" આપ્યું છે. (જુઓ, મુનિ જિનવિજય, जैनपुस्तकप्रशस्तिसंग्रह, સિંઘી જૈન ગ્રન્થમાલા, મુંબઈ ૧૯૪૩, પ્રશસ્ત્યાંક ૪૪, પૃ. ૪૫.) બીજો દાખલો પણ પ્રસ્તુત સંકલનમાં પૃ. ૧૪૮ પર ક્રમાંક ૩૯૪માં નોંધાયો છે. સં ૧૪૯૨ (ઈ.સ. ૧૪૩૬)માં આવશ્યકચૂર્ણ્યદ્વૃત્તિની નકલ કરાવનાર રાજમંત્રી સજ્જનપાલની માતાનું નામ "મેલાદે" આપ્યું છે.

૪૩. Report on Antiquities., p. 169.

૪૪. Ibid.

૪૫. मुक्तकीर्तिकल्लोलिन्यादि वस्तुपालप्रशस्तिसंग्रह, સિંઘી જૈન ગ્રન્થમાલા, [ગ્રન્થાંક ૫], મુંબઈ ૧૯૬૧. આ ગ્રન્થમાં વસ્તુપાલ અને પરિવાર સમ્બદ્ધ એકાદ બે નાના અપવાદ છોડતાં તમામ લેખો સમાવી લેવામાં આવ્યા છે.

### ઋણ સ્વીકાર

American Institute of Indian Studies, Varanasi Centerની સહાય તેમ જ સૌજન્યથી અહીં સન્દર્ભગત ત્રણે ચિત્રો પ્રકટ કરવામાં આવે છે.

# ઉજ્જયન્તગિરિની ખરતર–વસહી

મધુસૂદન ઢાંકી

ઉજ્જયન્તગિરિના અધિષ્ઠાતૃદેવ, જિન અરિષ્ટનેમિના પ્રાસાદની જગતીના ઉત્તર દ્વારેથી ઉતરતાં હેઠાણુ ભાગે ડાબી બાજુએ જે પહેલું મોટું મંદિર આવે છે તે વર્તમાને 'મેલકવસહી' વા 'મેરકવસહી' કે 'મેરકવશી' નામે ઓળખાય છે: પરંતુ આ અભિધાન ભ્રમમૂલક છે; કેમકે જે બે'એક ચૈત્યપરિપાટીકારો 'મેલાગર' (મેલા સાહ) ના મંદિરનો ઉલ્લેખ કરે છે તે મંદિર તો તેમના કથન અનુસાર 'ધરમનાથ' (જિન ધર્મનાથ)નુ હતું, કેવળ નાની દેહરી રૂપે જ હતું, અને તેનું સ્થાન નેમિનાથની જગતીના પૂર્વદ્વારની પાસે ક્યાંક હતું. જ્યારે આ કહેવાતી 'મેલક વસહી' તો ઉત્તરદ્વારથી હેઠાણુમાં રચાયેલ મોટું બાવન જિનાલય છે અને તે અષ્ટાપદ અને સમ્મેતશિખરના ભદ્રપ્રાસાદો, ગૂઢમંડપ, અને રંગમંડપની રચનાઓ ઉપરાન્ત 'પંચાગવાર' અને 'નાગબન્ધ' ઇત્યાદિ ચમત્કૃતિભરી આકૃતિઓની કોરણીવાળી, તેમ જ અન્ય વાસ્તુશાસ્ત્રોક્ત પ્રકારોવાળી સરસ છતાથી શોભાયમાન મંદિર છે. પંદરમા શતકના ઉત્તરાર્ધના ચૈત્યપરિપાટીકારો આ મંદિરનું ખૂબ હોશપૂર્વક અને વિગતે વર્ણન કરે છે, જે સર્વ રીતે વર્તમાન મંદિરની રચના સાથે મળી રહે છે, જે વિષય અહીં અગાઉ ઉપર જોઈશુ. ચૈત્યપરિપાટીકારોએ આ મંદિરને સ્પષ્ટતયા "ખરતર–વસહી" કહ્યું છે અને તેના નિર્માતા તરીકે ભણુસાલિ નરપાલ સંઘવીનું નામ આપ્યું છે.

પ્રસ્તુત ખરતર–વસહીની નિર્માણમિતિ ખરતરગચ્છીય ઉપાધ્યાય જયસોમ સ્વરચિત "જયસાગરોપાધ્યાય–પ્રશસ્તિ"માં સં. ૧૫૧૧/ઈ.સ. ૧૪૫૫ બતાવે છે; પરન્તુ રાણકપુરના ધરણવિહારમાં સ્થિત, સં. ૧૫૦૭/ઈ.સ. ૧૪૫૧માં બનેલા 'શત્રુંજય–ગિરનાર શિલાપટ્ટ'મા પણ ગિરનાર પરની આ ખરતર–વસહીનું અંકન કરેલું હોઈ પ્રસ્તુત વસહી તે પૂર્વે બંધાઈ ચૂકી હોવી જોઈએ[1]

આ મંદિર વિષે બીજી એક ખોટી કિંવદન્તી,—જે સામ્પ્રતકાલિન શ્વેતામ્બર જૈન લેખકો અન્વેષણ કર્યા વગર લખ્યે જ રાખે છે,—તે એ છે કે સજ્જન મંત્રીએ ટીપ કરીને તૈયાર રાખેલું નેમિનાથ મંદિરના નિર્માણ–ખર્ચ જેટલું દ્રવ્ય જયસિંહદેવ સિદ્ધરાજે ગ્રહણ ન કરતાં તેનો ઉપયોગ આ મંદિરને બંધાવવામાં થયો હતો[2]; પણ આ મંદિર સમ્બદ્ધ કોઈ જ સમકાલિક કે ઉત્તરકાલિક ઉલ્લેખ આ માન્યતાનું સમર્થન કરતો હોવાનું જ્ઞાત નથી. મંદિરની શૈલી તો સ્પષ્ટતઃ ૧૫ મા સૈકાની છે.

મંદિરના મૂલગભારામાં વર્તમાને સં. ૧૮૫૯/ઈ.સ. ૧૮૦૩માં વિજયજિનેન્દ્રસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત સહસ્રફણા–પાર્શ્વનાથ મૂલનાયક રૂપે વિરાજમાન છે; પણ પંદરમા શતકમાં તો તેમાં સત્તાવીસ પિત્તળની, સોનાથી રસેલ, 'સોવનમય વીર"ની પ્રતિમા અધિનાયક રૂપે પ્રતિષ્ઠિત હતી; અને તેની અડખેપડખે શાન્તિનાથ અને પાર્શ્વનાથની પિત્તળની કાર્યોત્સર્ગ પ્રતિમાઓ હતી તેવો ચૈત્યપરિપાટીકારોના કથન પરથી નિર્ણય થાય છે. મૂલનાયકની પ્રતિમા "સંપ્રતિકારિત" હોવાનુ તપાગચ્છીય હેમહંસગણિ, શત્રુંરાજ સંઘવીની યાત્રાનું વર્ણન કરનાર ચૈત્યપરિપાટીકાર, ખરતગચ્છીય રંગસાર, તેમજ કરણસિંહ પ્રાગ્વાટ પણ કહે છે.[3] આ ઉપરથી આ મંદિર તે કાળે સંપ્રતિ રાજાનું મંદિર કહેવાતું હશે. પણ હાલમાં તો આ મંદિરની સામેની ધાર પર આવેલ, ખંભાતના શ્રેષ્ઠીવરો શાણરાજ અને ભુંભવે ઈ.સ. ૧૪૫૯માં બંધાવેલ, અસલમાં જિન વિમલનાથના, મંદિરને સંપ્રતિ રાજાનું મંદિર હોવાનું કહે છે.

પ્રસ્તુત ખરતરવસહીના બનાવનારાઓએ ઉપલબ્ધ જગ્યાનો બની શકે તેટલો ઉપયોગ કરી, તેમાં બાવન જિનાલયનો તળચ્છંદ લાઘવપૂર્વક સમાવી લીધો છે. ઘાટવાળા, પણ અલ્પાલંકૃત સ્તંભો અને દ્વારવાળી મુખચોકી વટાવી અંદર પ્રવેશતાં સૌ પહેલાં મુખમંડપ કિંવા અગ્રમંડપ આવે છે. તેમાં 'પંચાગ્રદ્વાર'[૪] (ચિત્ર ૧) અને 'વાસુદેવ-ગોપ-લીલા' (ચિત્ર ૨)નાં આલેખનો કંડારેલાં છે. (આમાં કલેવરોની મહમૂદ બિધરાના આક્રમણ સમયે ખંડિત થયેલ મુખાકૃતિઓને સં. ૧૯૩૨/ઈ.સ. ૧૮૭૬ના કેશવજી નાયકના જીર્ણોધ્ધાર સમયે ફરીને ઘડી વણસાવી મારી છે.) અહીં કેટલીક બીજી પણ સારી (અને વાસ્તુશાસ્ત્રોક્ત) છતો છે, જેમાંથી 'નાભિમંદારક' વર્ગની એક અહીં ચિત્ર ૩માં રજૂ કરી છે.

મુખમંડપ વટાવતાં તેના અનુસંધાને કરેલ રંગમંડપમાં જોવા લાયક વસ્તુ છે તેનો 'સભા-પદ્મ-મંદારક' જાતિનો મહાવિતાન (ચિત્ર ૪). અહીં રૂપકંઠમાં કલ્યાણકોના, અને જિનદર્શને જતા લોક સમુદાયના, દેખાવો કંડાર્યા છે (ચિત્ર ૫-૬). તે પછી આવતા ત્રણ 'ગજતાળુ', અને ત્યાર બાદ બહુ જ ઘાટીલા 'કોલ'ના પણ ત્રણ થરો લીધા છે, જેનાં પડખલાંઓમાં સુરેખ રત્નોની ઝીણી કંડાર-શોભા કાઢી છે (ચિત્ર ૪); અને 'વજ્રશૃંગો'માં કમળપુષ્પો ભર્યાં છે (ચિત્ર ૪). આ થરો પછી ૧૬ 'લૂમા' (લાંબસા)નો પટ્ટ આવે છે. ત પછી (હોવી ઘટે ત) અસલી 'પદ્મશિલા'ને સ્થાને આધુનિક જીર્ણો-ધ્ધારમાં રોમક શૈલીનું 'લગ્બન' ખોસી, સોનાની થાળીમાં લોઢાની મેખ મારી છે! આ મુખ્ય વલયાકાર મહાન વિતાનના બહારના પ્રત્યેક વિકર્ણવિતાનો (તરખુણીયાઓ)માં મોટું અને માતબર ગ્રાસમુખ કોરેલું છે (ચિત્ર ૭).

રંગમંડપ પછી 'છચોકી' કરેલી છે; પણ તેનું તળ ઊંચું લેવાને બદલે રંગમંડપના તળ બરોબર રાખવાથી વાસ્તુનો વિન્યાસ અને એથ. આંતરદર્શનના લય નબળો પડી જાય છે, રસરેખાનો છન્દ પણ વિલાઈ જાય છે. અહીં કેટલીક ઘુમટીઓ કરી છે: તેમાની એકના 'નાભિચ્છન્દ' જાતિનો વિતાનના ઉપાડ બહુ જ જીવાળ અને સુશ્લિષ્ટ હંસોની પંક્તિથી કર્યો છે (ચિત્ર ૮). રંગમંડપ તેમજ છચોકીનાં સ્તમ્ભોમાં થોડીક જ કોરણી કરેલી હોઈ, વિતાનોને મુકાબલે (અને વિરોધાભાસથી) તે સૌ શુષ્ક લાગે છે.

છ ચોકીમાં 'ગૂઢમંડપ'નું મુખ્ય કોરણીયુક્ત સપ્તશાખાદ્વાર પડે છે (ચિત્ર ૧૦), જેના ઉંબરનું આરસનું માણું અલબત આધુનિક છે. દ્વારની બન્ને બાજુએ, મથાળે 'ઇલ્લિકાવલણ'ના મોડ યુક્ત, લક્ષ્મી (ચિત્ર ૯) અને સરસ્વતીની મધ્યમૂર્તિવાળા મઝાના 'ખત્તક' (ગોખલા) કાઢ્યા છે.

ગૂઢમંડપની બહારની ભિંત તત્કાલીન શિલ્પ-પરંપરાને અનુકૂળ અને વાસ્તુશાસ્ત્રોમાં વર્ણવી હશે તેવી, ઘાટ અને રૂપાદિ અલંકારયુક્ત રચના બતાવે છે (ચિત્ર ૧૧). આમાં 'કુમ્ભા' પર યક્ષ-યક્ષીઓ-વિદ્યાદેવીઓ, અને 'જંઘા'માં દિક્‌પાલો, અપ્સરાઓ અને ખડ્‌ગાસન જિનમૂર્તિઓ કંડારલી છે, જેમાંની ઘણીખરી ખંડિત છે. પંદરમા શતકના અન્યત્ર છે તને મુકાબલે અહીંના કેટલીક મૂર્તિઓ —ખાસ કરીને દિક્‌પાલાદિના મૂર્તિઓ-ના કામમાં લચકીલપણું જરૂર દેખાય છે; મૂર્તિઓ ખંડિત હોવા છતાં.

ગૂઢમંડપની અંદરના ભાગમાં દિવાલોમાં ગોખલાઓ કર્યા છે, તે પ્રાચીન છે (જો કે તેમાં અસલી મૂર્તિઓ રહી નથી); પણ મોટી ક્ષતિ તો મૂળ અલંકૃત વિતાનને હટાવી તે સ્થળે જીર્ણોદ્ધારમાં

આધુનિક ઘુમ્મટ કરી નાખ્યો છે, તે છે. ગૂઢમંડપનાં પડખાનાં (ઉત્તર–દક્ષિણ) દ્વારો જો કે મૂળ દ્વારને મુકાબલે ઓછી શાખાવાળાં હોવા છતાં તેમાં વેલનું કંડાર-કામ સુઘડ અને સુચારુ છે (ચિત્ર ૧૧).

મંદિરના મૂળ પ્રાસાદને સોળમા શતકના અન્તે કે સત્તરમા સૈકાના પ્રારંભે આમૂલચૂલ દૂર કરી તેને સ્થાને નવો બનાવેલો છે; અને તેમાં રૂપકામને બદલે પટ્ટબન્ધો કર્યા છે (ચિત્ર ૧૨), જેમાં વચ્ચેટ પુષ્પબન્ધમાં મુઘલાઈ કારિગરીનો પરામર્શ વરતાય છે. અહીં જે નરપાલ શાહ કારિત પ્રાસાદ હતો તેનું (વાસ્તુશાસ્ત્રોક્ત) અભિધાન રત્નસિંહસૂરિશિષ્ય "શ્રીતીલક" જણાવે છે; ઉપાધ્યાય જયસોમ તેને "લક્ષ્મી તીલક" નામક 'વરવિહાર' કહે છે. (વસ્તુતયા બન્ને અભિધાનો એકાર્થવાચી છે.[૫]) પણ પાછળ જોઈ ગયા તેમ આ પ્રાસાદના મંદિરની બહિરંગની મૂર્તિઓ ખંડિત થવાથી તેને પૂર્ણતયા કાઢી નાખી, શહેનશાહ અકબરના જમાનામાં નવો પ્રાસાદ કર્યો, જો કે ગૂઢમંડપને ખંડિત મૂર્તિઓ સાથે મૂળ અવસ્થામાં યથાતથા રહેવા દીધેલો. બિકાનેરના રાજાના મંત્રી, અકબર–માન્ય કર્મચન્દ્ર બચ્છાવતે, ખરતરગચ્છીય જિનચન્દ્રસૂરિ (ચતુર્થ)ના ઉપદેશથી, શત્રુંજય–ગિરનારતીર્થમાં પુનરુદ્ધારાર્થે દ્રવ્ય મોકલેલું તેની નોંધ મળે છે.[૬] કરમચંદ બચ્છાવત ખરતરગચ્છની આમ્નાયના શ્રાવક હોઈ, સ્વાભાવિક રીતે જ, તેમનું દ્રવ્ય ગિરનાર પર તો "ખરતરવસહી"ના ઉદ્ધારમાં વપરાયું હશે; અને પ્રસ્તુત ઉદ્ધારમાં ખાસ તો મૂલપ્રાસાદ નવો થયો તે જ ઘટના બની હશે તેમ જણાય છે.

મંદિર ફરતી બાવન કુલિકાઓ છે. તેમાં ધ્યાન ખેંચે તેવી તો ત્રણ જ, અને મોટી, દેહરીઓ છે. તેમાં પણ ગૂઢમંડપના દ્વારસૂત્રે દક્ષિણ, 'અષ્ટાપદ'ની રચના ધરાવતા, ભણુસાલી જોગે કરાવેલ, 'ભદ્રપ્રાસાદ' અને એ રીતે ઉત્તર બાજુએ સમ્મેતશૈલ (વા નન્દીશ્વર)ની રચનાઓને આરસથી મઢીને તેના મૂળ સ્વરૂપને નષ્ટ કર્યું છે. દક્ષિણ તરફના અષ્ટાપદવાળા ભદ્રપ્રાસાદની તો દિવાલો પણ નવી થઈ ગઈ છે; છતાં અહીં ધ્યાન ખેંચે તેવી, અને બહુમૂલ્ય કહી શકાય તેવી, એક અસલી સંરચના રહી ગઈ છે: તે છે તેનો 'સભા–મંદારક' જાતનો વિતાન કિંવા કરોટક: (ચિત્ર ૧૪). અહીં રૂપકંઠમાં બહુ જ સરસ, સચેત ભાસતા ચક્રવાકોની આવલિ કાઢી છે, અને આંતરે આંતરે ૧૬ વિદ્યાદેવીઓને ઊભવાના ૧૬ ઘાટીલા, વિદ્યાધરો સાથે સંલગ્ન એવા મદલ(ઘોડા) કર્યા છે (ચિત્ર ૧૫). મહાવિદ્યાઓની મૂર્તિઓ અલબત્ ખંડન બાદ દૂર કરવામાં આવી જણાય છે.) આ પછી ગજતાલુના ત્રણ સુઘટિત સ્તરો, અને તે પછી બે નવખંડા–ગાળે ગાળે પદ્મવાળા—કોલ(કાચલા)ના થર છે, જેના દર્શન ભાગની કોરણી રંગમંડપના કોલ સદૃશ છે. અને તે પછી, કરોટકના મથાળા ભાગથી શરૂ થતી, પાંચ આણુ-ચળો અને સાદા પાંદડાંથી કોચેલ અને ઝીણી કિનારીવાળા મઢેલ કોલના ક્રમશઃ સંકોચાતા જાળીદાર પાંચ થરવાળી, ખૂણે ખૂણે, ને છૂટાં છૂટાં વેરેલ, પાંખડીના પુષ્પ સોહતાં અને કેન્દ્રભાગે લટકતા પદ્મ-કેસરયુક્ત મનોહર પદ્મશિલા કરી છે (ચિત્ર ૧૪).

સામે ઉત્તર બાજુએ પ્રતિવિન્યાસે કરેલા સમ્મેતશૈલ (વા નન્દીશ્વર) ભદ્રપ્રાસાદની મૂળ ભીંતો કાયમ છે (ચિત્ર ૧૩). તેમાં વેદિબન્ધના કુમ્ભ–કલશને મણિબન્ધ અને રત્નાલંકારથી ખૂબ શોભિત કર્યા છે: અને જંઘામાં પણ દેવરૂપાદિ કર્યાં છે: પણ તેમાંની ખંડિત થયેલ તે મુખાકૃતિઓ ઇત્યાદિ પુનરુદ્ધારમાં ટોચીને બગાડી માર્યાં છે. અંદરના ભાગમાં જોઈએ તો અહીં પણ દર્શનીય વસ્તુ છે, પ્રાસાદનો સભા–પદ્મ–મંદારક કરોટક (ચિત્ર ૧૭.) આ મહાવિતાનમાં ગજતાળુ અને કોલના થરો આમ તો રંગમંડપના થરો સદૃશ છે. પણ થરોના તળભાગ વિશેષ અલંકૃત છે. રૂપકંઠમાં પંચ કલ્યાણક અને વિદ્યાધરોને બદલે તાડિકાની ટેકણવાળા ૧૬ પ્રલમ્બ મદલો કર્યા છે

(ચિત્ર ૧૮). રૂપકંઠની નીચે, સામેના ભદ્રપ્રાસાદના વિતાનમાં, મણિપટ્ટિકા છે [ચિત્ર ૧૫]; જ્યારે અહીં વેલ કાઢી છે [ચિત્ર ૧૮]. મહાવિદ્યાઓનાં બિંબ અહીં પણ અદૃષ્ટ થયાં છે; અને નીચેના બે ગજતાલુના થરોની પટ્ટીઓના તળિયાંના ભાગે પુષ્પાવલિ અને ત્રીજા થરે ઝાણી ઝીણી ઘંટિકાઓની શ્રેણી કરેલી છે (ચિત્ર ૧૮). રંગમંડપમાં છે તેમ અહીં પણ કરોટકના મધ્યભાગમાં ૧૬ લૂમાઓના વલયાકર ઊંડો પટ્ટ, અને તે પછી શરૂ થતી પદ્મશિલા દક્ષિણ ભદ્રપ્રાસાદના વિતાનની પદ્મશિલાને મળતી જ છે; ફેર એટલો કે અહીં પોયણાને સ્થાને ચંપક અને અર્ક(આંકડા)ના પુષ્પનો છંટકાવ છે, અને કેન્દ્રભાગે પદ્મકેસરને બદલે કમળનો પુટ દીધો છે (ચિત્ર ૧૭).

અષ્ટાપદ અને સમ્મેતશિખરકે નન્દીશ્વર-દ્વીપના ભદ્રપ્રાસાદોના કરોટકો જોતાં લાગે છે કે રંગમંડપની મૂળ પદ્મશિલા પણ જો સાબૂત હોત તો તે પણ કેવી અદ્ભૂત લાગત. વસ્તુતયા પંદરમી શતાબ્દીમાં ગિરનાર પરની ખરતરવસહીની અને ત્યાં અન્યત્ર છતોમાં જે કામની સફાઈ, ઝીણવટ, નાજુકતા, અને નમનીયતા છે તેનો મુકાબલો નથી. એની સામે રાજસ્થાનમાં રાણકપુર, વરકાણા, હમ્મીરપુર, દેવકુલપાટક (મેવાડ-દેલવાડા), કેલવાડા, અને ચિત્તોડગઢમાં જોવા મળતું સમાન્તર એવું સમાકાલીન કામ ધીંગુ, છીછરું, અને કલ્પનાવિહીન જણાય છે.

દક્ષિણ તરફના ભદ્રપ્રાસાદમાં પટ્ટશાલાના સ્તમ્ભાન્તરમાં સુંદર કોરણીયુક્ત ખંડવાળી "અંધ" (અછિદ્ર) જાળી ભરાવેલી છે (ચિત્ર ૧૬). જ્યારે મૂલપ્રાસાદના ગર્ભસૂત્રે રહેલ પશ્ચિમ તરફના ભદ્રપ્રાસાદનું મોવાળ ખુલ્લું છે. ચૈત્યપરિપાટીકાર હેમહંસ ગણિ તેને 'શત્રુંજયાવતાર'નો પ્રાસાદ કહે છે. તેના નિર્માતા વિષે જાણવા મળતું નથી. પર્વતની મેખલા(ધાર)ને સાવ અડીને કરેલો આ ભદ્રપ્રાસાદ સાદો હોઈ શિલ્પની દૃષ્ટિએ તેમાં ખાસ ધ્યાન ખેંચે તેવું કશું નથી (આ ત્રણે ભદ્રપ્રાસાદો અહીંની અન્ય દેહરીઓને મુકાબલે ઘણા મોટા છે.) દેવકુલિકાઓ (દેહરીઓ)માં ખાસ ધ્યાન ખેંચે તેવું કશું નથી; (કેટલીક તો વચ્ચે ભીંતો કર્યા સિવાયની સળંગ છે.) આ સિવાય પશ્ચિમ તેમજ ઉત્તર બાજુની દેહરીઓના ગભારાનાં, અને તેને લગતી પટ્ટશાલાઓનાં વિતાનો, તેમાંયે ભ્રમતીના વાયવ્ય ભાગની પટ્ટશાલાનાં વિતાનો, તો પંદરમા શતકની વિતાન-સર્જનકલાનો પરાકાષ્ઠા દાખવી રહે છે. આમાંથી દશેક જેટલા ચૂનંદા નમૂનાઓ અહીં મૂળ ચિત્રો સાથે અવલોકીશું. ચિત્ર ૧૯માં દર્શાવેલ સમતલ વિતાનમાં વચ્ચે કમલપુષ્પ કરી, ફરતી બે પટ્ટીઓમાં સદાસોહાગણ જેવા ભાસના છ પાંખડીવાળાં ફૂલોની હાર કાઢી છે, (જેવા પછીથી અમદાવાદ પાસેની ઈ.સ. ૧૫૦૦-૧૫૦૧માં બંધાયેલી સુપ્રસિદ્ધ અડાલજની વાવના શોભનાંકનોમાં મળે છે.) વચ્ચેના ભાગની ચોરસાઈને રક્ષવા, અને એનીલ બચોરસાઈ તોડવા, બે બાજુએ કુંજરાક્ષની પટ્ટીઓ કરી છે. તે પછી ઉપસતા ક્રમમાં સદાસોહાગણની ફરીને પટ્ટીઓ કરી છે. છેવટે ભારપટ્ટોને તળિયે ચારે બાજુ મોટાં પદ્મોની કોરણી કરી છે. ચિત્ર ૨૦માં ચોકોર પહોળી પટ્ટામાં સામંજસ્યના વિન્યાસપદે ચોખંડા બાર કોલ કર્યા છે, અને વચ્ચે ગજતાલુનો થર આપી ઊંડાણમાં એવું જ, પણ જરા મોટું, મણિપટ્ટિકાથી બાંધેલ ચોરસ ક્ષેત્રમાં, ચોખંડુ કોલ કર્યું છે. આવા છન્દની એક પરિવર્તનાયુક્ત, મૂળે ફરતાં મોટાં આઠ ચોખંડા કોલ અને વચ્ચોવચ્ચ ક્ષિપ્ત-પ્રક્રિયાથી કરેલ (નવખંડમાં ચોખંડ કોલ ઉતારેલ હશે તેવા) વિતાનનો વચલો ટુકડો માત્ર જ બચી ગયો છે (ચિત્ર ૨૧).

ઉપર કથિત બે પ્રકારોનું વિશેષ વિકસિત દૃષ્ટાન્ત હવે જોઈએ. ચિત્ર ૨૩માં સમતલ પટ્ટમાં સામંજસ્ય-ન્યાસમાં ૨૫ પૂર્ણભદ્ર કોલના સંધાન ભાગે પદ્મ-પુષ્પોનો ઉઠાવ કરેલો છે; જ્યારે ચિત્ર

૨૨માં આવા કોલની સંખ્યા વધારીને પાંચ અને ચારનો ગુરુ લઘુ ક્રમ પ્રયોજ્યો છે અને તેમાં છેલ્લે ફરતાં અર્ધકોલની હાર કરી છે. કોલના સંધાન ભાગે ૭ પાંખડીવાળા બહુ જ સરસ સદાસોહાગણનાં, સજીવ ભાસતાં, મોટાં ફૂલો છાંટેલાં છે, જેમાંનાં ઘણાખરાં દુર્ભાગ્યે ખંડિત થયાં છે. આ પ્રકારના છન્દવિન્યાસનું આગળ વધેલું દૃષ્ટાન્ત તે કોલને સ્થાને, ૧૧×૯=૯૯ કુંજરક્ષો સમતલમાં ઉતારીને, તેના સંધાનભાગ ચાર પાંખડીઓનાં પુષ્પોથી ભરી લીધા છે. (ચિત્ર ૨૪). એ જ હેતવ (motif) અને ન્યાસનું ઝીણવટ ભર્યું, પરિવર્તિત રૂપ ચિત્ર ૨૫માં બતાવેલ સમતલ વિતાનમાં જોવા મળે છે. ત્યાં છેવટે ફરતી મણિપટ્ટી કાઢી છે.

ચિત્ર ૨૬માં ફરીને ચોખંડા કોલના ૫×૪ના વિન્યાસે કરેલ સમતલ વિતાનમાં ગાળે ગાળે વર્તુલથી સીમિત કરેલ મોટાં પદ્મપુષ્પો ઢાંસ્યાં છે.

ભમતીના બિલકુલ નૈઋત્ય ખૂણામાં રહેલા (ચિત્ર ૨૭) કોલના ઘટતા ક્રમમાં ઊંડા ઉતરતા જતા ચાર થરોથી સર્જાતી ચાર ઉત્ક્ષિપ્ત લૂમાઓના સંયોજનથી રચાતા આ પદ્મક–નાભિચ્છન્દ જાતિનો વિતાન તો સોલંકીયુગના કારિગરોને પણ સ્તબ્ધ કરી દે તેવો છે. પ્રત્યેક લૂમાની નાભિમાંથી નીકળતા અણિદાર પાંખડીનાં પદ્મફૂલ, અને ફળના વચલા, ઊંચકાર્ડ આત્રના બિંદુમાં કરેલ કોમળ પાંખડીઓથી સર્જતાં કમળફૂલ, તેમ જ કર્ણભાગે ગ્રાસનાં મુખો અને ભદ્રભાગે ચંપાના પાનથી સોહતો આ વિતાન પંદરમા શતકના સર્જનોમાં તો બેજોડ કહી શકાય તેવો છે.

કોલના થરોના ઊંડા ઉતરતા જતા વિન્યાસથી સર્જાતા એક ક્ષિપ્ત-નાભિચ્છન્દ જાતિના વિરલ વિતાનનું દૃષ્ટાન્ત ચિત્ર ૨૮માં જોવા મળશે. બહુભંગી કોલના એક પછી એક, ક્ષયક્રમથી, અંદર ઊતરતા જતા કુલ અગિયાર જેટલા થરોથી સર્જાતા આ વિતાનની તો સોલંકી કાળમાંયે જોડી જડતી નથી! મન્ત્રીશ્વર ઉદયનના પુત્ર આમ્રભટ્ટ દ્વારા નવનિર્મિત શકુનિકાવિહાર (ઈ.સ. ૧૧૬૬)મા આવા સિદ્ધાન્ત પર રચાયેલા અને ઘણા મોટા વિતાનો હતા; (હાલ તે ભરૂચની જુમા મસ્જિદમાં છે); પણ તેમાં પણ આટલા બધા પડો યુક્ત અને આવડી સંખ્યામાં થરા લેવાનું સાહસ શિલ્પીઓએ કર્યું હોવાના દાખલા જાણમાં નથી. ઘડીમાં વાદળાંના પટલોને પેલે પાર રહેલ લોકાલોકનો પાર પામવા મથતો લાગે, તો ઘડીમાં પાતાળ–પાણીમાં બાઝેલ શેવાળના એક પછી એક થરો વીંધીને તળિયાને આંબવા યત્ન કરતો હોય એવા વિતાનનુ સમગ્ર ભારતમાં આજે તો આ માત્ર દૃષ્ટાન્ત છે!

વસ્તુપાળ–તેજપાળના સમયના, ભાગિગળ અને અતિરિક્ત સૂક્ષ્માતિસૂક્ષ્મ કોરણી કરનાર શિલ્પીઓ પણ જેના વખાણ કરે તેવો એક પદ્મનાભ જાતિનો ચેતાહર વિતાન ચિત્ર ૨૯માં રજૂ કર્યો છે. આની રચનામાં સૌ પહેલાં તો બારોટથી ઊંડા ઊતરીને સદા સોહાગણના ચેતનથી ધબકતાં, ફૂલોની કિનારી કરી, અંદર ચતુર છન્દમાં ગજતાલુના થરવાળી, પછી વિશેષ ઊંડા ઉતારેલ ચોરસી ન્યાસમાં કોલનો થર લઈ, અંદર અનંત ભાંગાયુક્ત ક્ષેત્રમાં ચાર દળવાળી, બહુભંગી, ચાર ઉત્ક્ષિપ્ત લૂમાઓના સંયોજન, અને વચ્ચે ડૂબકી દેતી ક્ષિપ્ત લૂમાના આવિર્ભાવથી પ્રગટતા આ મનોરમ વિતાનનાં મૂળ તો સોલંકીકાળમાં છે; પણ દળદાર ચોટદાર કલ્પનામાં તો આની સામે આબૂ-દેલવાડાની જગવિખ્યાત વિમલવસહીના સૂત્રધારો પણ એક કોર ઊભા રહી જાય; અને તાકાતનો ભોગ આપ્યા સિવાય નિપજાવેલી સમગ્ર ઘાટની મુલાયમ સફાઈ, લૂમાઓના ઉપસતા કેન્દ્રના કમળોમાં અણિદાર પાંખડીઓમાં સિફતથી ઉતારવામાં આવેલ કુમાશ, અને સાહજિક સજીવનાની સામે તો આરાસણના આરસને મીણની જેમ પ્રયોજી જાણનાર, દેલવાડાની લૂણવસહીના

શિલ્પીઓ પણ અચંબો પામી ઊભા રહી જાય! ગિરિરાજ ગિરનાર પર આવું બેનમૂન કામ કરી ગયેલ શિલ્પીઓનો મુકાબલો એમના જમાનામાં અન્ય કોઈ સ્થળોના ગજધરો નહીં કરી શક્યા હોય. પંદરમા શતકમાં આવા સર્વાંગસુન્દર વિતાનોની રચના થઈ શકે તે માનવું મુશ્કેલ બને છે!

પંદરમી શતાબ્દીના સમકાલિન અને સમીપકાલિન જૈન યાત્રી કવિઓ–લેખકોએ આ ખરતર-વસહી વિષે જે નોંધો લીધી છે તે હવે જોઈએ. એમણે વર્ણવેલ મંદિર ગિરનારપરના વર્તમાને અસ્તિત્વમાં નાનાં મોટાં વીસેક જિનાલયોમાં કેવળ આ કહેવાતી "મેલક વસહી" ને જ લાગુ પડે છે. મૂલ કવિઓનાં કવિત વા શબ્દોમાં જ તે હવે જોઈએ:

(૧) તપાગચ્છીય હેમહંસ ગણિની પંદરમા શતકના મધ્યમાં રચાયેલી, ગિરનારચૈત્યપરિપાટીમાં યાત્રી ઓસવાલ સમરસિંહ માલદે દ્વારા સં. ૧૪૯૪/ઈ.સ. ૧૪૩૮માં સમુદ્ધારેલ 'કલ્યાણત્રય'ને (હાલમાં સગરામ સોનીના કહેવાતા મંદિરમાં) વાંદ્યા પછી, અને હાથી પગલાં તરફ વળતાં પહેલાં, નીચે મુજબ નોંધ કરે છે:[૮]

> હવ જઈઇ નરપાલસાહ કારિઅ પ્રાસાદ ।
> સંપ્રતિ નિવ કરાવિઅ વીર પિત્તલમય વાંદિ ।
> નંદીસર અઠ્ઠાવહ સેતુંજય અવતાર ।
> ત્રિહું દિસિ થજી (થકી ?) જિણુ નમઉં
> નિરમાલડિએ ચંદ્રગુફા મઝઆરિ ॥૨૭॥

અહીં મંદિર નરપાલ સાહે કરાવ્યાનો, તેમાં સંપ્રતિ રાજાએ કરાવેલ પિત્તળની (મૂલનાયક) મહાવીરની મૂર્તિનો, તેમ જ ત્રણ દિશામાં (ભદ્રપ્રાસાદોમાં રહેલ) નંદીશ્વર, અષ્ટાપદ, અને શત્રુંજયા-વતારનો ઉલ્લેખ છે, મંદિરનું જે સ્થાન બતાવ્યું છે તે જોતાં, અને ભદ્રપ્રાસાદોની વિગત જોતાં તે વર્તમાને કહેવાતી 'મેરકવશી' જ છે.

(૨) ઉજ્જયન્તશિખર પર (ગિરનાર પર) "લક્ષ્મીતિલક" નામનો મોટો વિહાર (જિનાલય) નરપાલ સંઘવીએ (ખરતરગચ્છીય) જિનરાજસૂરિના પટ્ટાલંકાર જિનભદ્રસૂરિના ઉપદેશથી સં.૧૫૧૧ કરાવ્યાનો ઉલ્લેખ ઇસ્વીસનના ૧૬માં શતકના અન્તભાગે રચાયેલ પંડિત જયસોમની જયસાગરો-પાધ્યાય પ્રશસ્તિમાં આ રીતે મળે છે.[૯]

**संवत् १५११ वर्षे श्री जिनराजसूरि पट्टालंकारे श्रीजिनभद्रसूरि पट्टालंकार राज्ये श्रीउज्जयन्तशिखरे लक्ष्मीतिलकाभिधो वरविहारः । नरपालसंघपतिना यदादि कारयितुमा रेभे ॥**

(૩) બૃહત્તપાગચ્છીય રત્નસિંહસૂરિ-શિષ્ય (કદાચ ઉદયવલ્લભસૂરિ કે પછી જ્ઞાનસાગર સૂરિ) સ્વરચિત ગિરનારતીર્થમાળામાં (ઈ.સ. ૧૪૫૩ બાદ)માં કલ્યાણત્રયના દર્શન પછી જે પ્રાસાદમાં જાય છે તે આ "મેરકવશી" જ છે; ત્યાં તેને નરપાલ સાહે સ્થાપેલ "શ્રીતિલકપ્રાસાદ" કહ્યો છે, અને તેમાં (મૂલનાયક) સોવનમય વીર હોવાની વાત કરી છે; અને તેમાં ડાબી જમણી બાજુએ અષ્ટાપદ અને સમ્મેતશિખરની રચના હોવાની વાત કહી છે: યથા:

થાપી શ્રીતિલકપ્રાસાદિ હિં સાહ નરપાલિં પુણ્ય પ્રસાદિહિં,
સોવનમય શ્રી વીરો;
અષ્ટાપદ સંમેતસિહરસ્યૂં ડાવઇ જિમણિઇ બહુ જિણહરસ્યૂં,
રચના અતિ ગંભિરો. ૧૮

કવિએ પ્રાસાદની રચનાને 'અતિગંભિર' કહી છે તે યથાર્થ જ છે.

(૪) પંદરમા શતકમાં શવરાજ સંઘવીના સંઘ સાથે ગયેલા કોઈ અજ્ઞાત યાત્રી-મુનિએ કરેલ ગિરનાર ચૈત્યપરિપાટીમાં તો આ જિનાલયના અંતરંગની ઘણી વિગતો આપવા સાથે એ જે કંઈ કહે છે તેનાથી તો "મેલકવસહી" તે જ "ખરતરવસહી" હોવાના તથ્યને આખરી મહોર મારી દે છે. સમરસિંહ-માલદેના મંદિર બાદ યાત્રી જે મંદિરમાં આવે છે તેને સ્પષ્ટરૂપે તેઓ "ખરતર-વસહી" કહે છે. તે નરપાલ સાહ દ્વારા નિર્મિત થયેલી અને તેમાં (ગર્ભગૃહમાં) મહાવીરની સતોરણ પિત્તળની મૂલનાયક મૂર્તિની આજુબાજુ એ જ ધાતુની શાંતિનાથ અને પાર્શ્વનાથની કાયોત્સર્ગ મૂર્તિઓ હોવાનું પણ કહ્યું છે. તદુપરાન્ત રંગમંડપનું વર્ણન કરતાં ત્યાં 'નાગબન્ધ' અને 'પંચાંગવીર'ની છતો, પુતળીઓ (આજે વિનષ્ટ), જમણી બાજુ ભણસાળી જોગે કરાવેલ 'અષ્ટાપદ' અને ડાબી બાજુએ ધરણા સાહે કરાવેલ 'સમ્મેતશિખર' (ના ભદ્રપ્રાસાદોની) નોંધ લે છે:[૧૦] યથા:

હવઈ ખરતરવસહી ભણી આવિઉ
નરપાલસાહની થાપના એ સતોરણઉ પીતલમઈ વીર
શાંતિ-પાસ છઈ સાચઉ શરીર કાસગીઆ પીત્તલ તણાએ. ૨૮
રંગમંડપિ નાગબંધ નિહાલઉ
પૂતલિએ મંડપિ મન વાલઉ
પંચાંગવીર વસેખીઈએ માલાખાડઈ મંડપ જાણુ
જિમણઈ અષ્ટાપ[દ] વખાણુ ભણસાલી જોગઈ કીઉંએ. ૨૯
ડાવઈ સમેતસિહર પ્રસીધુ
તે પણિ ધરણઈસાહિ કીધઉ. ૩૦

(૫) પંદરમા-સોળમા શતકના ઉત્તરાર્ધમાં થયેલા, ભાવહર્ષ-શિષ્ય રંગસારની ગિરનાર ચૈત્યપરિપાટીમાં[૧૧] મુનિ-યાત્રી તીર્થનાયક નેમિનાથના મંદિરને (દેવકુલિકામાં પરોવેલ) ઉત્તર દ્વારેથી નીચે ઉતરીને જે પહેલા મંદિર-હાલની મેરક વસહી-માં આવે છે તેને "ખરતરવસહી" કહેવા ઉપરાંત તેમાં સંપ્રતિરાજાના કરાવેલ પિત્તળમય મનોહર વીર જિનેશ્વર, આજુબાજુની બાવન દેહરીઓ અને મંદિર ભીતરની અવનવી કોરણીનો ઉલ્લેખ કરે છે:

ઇણ ગિરઈએ નેમવિહાર આવીયા ખરતરવસહી વાર ॥૧૨॥

ઢાલ

સંપતિરાય કરાવિ સુણહર પીતલમઈ શ્રીવીર જિણેસર
ખરતર[વ]સહી માહે પાખતીયાં બા[વ]ન જિણાલ
નવલ નવલ કોરણીય નિહાલ ટાલઈ કુમતિ કસાય ॥૧૩॥

રંગસાર પછી અને કાલક્રમમાં છેલ્લી નોંધ સોળમા-સત્તરમા શતકમાં થયેલા (પ્રાગ્વાટ) કર્ણસિંહ કૃત ગિરનારસ્થ ખરતરવસહી-ગીત અંતર્ગત મળે છે. એમના કથનમાં મંદિરને "ખરતરવસહી" કહેવા ઉપરાન્ત તેમાં મંડપની પૂતળીઓ, ડાબી બાજુ (નેમિનાથના મંદિર તરફ) 'અષ્ટાપદ' અને જમણી બાજુ (કલ્યાણત્રયના મંદિરની દિશાએ) 'નન્દીશ્વર', ગભારામાં સંપ્રતિએ આણેલ સપ્તધાતુની તોરણ તેમ જ રત્નખચિત 'જિનવીર'ની મૂર્તિ અને રત્ન જડિત પરિકર તેમ જ આ મંદિર (અગાઉના) દુઃષમ ભવનને સ્થાને ભણસાલી નરપાલે જિનભદ્રસૂરિના વચનથી ઉદ્ધાર રૂપે કરાવ્યાનું નોંધ્યું છે :

પ્રીય ખરતરવસહી જોઈએ
જાણે કરતલ વખાણ ।૨।
મંડપિ મોહણ પૂતલી હો
જાણે કરિકીઓ ઇંદ્રલોક ॥૩॥
નેમિ કડણિ પ્રભુ દાહિણિ હો
અષ્ટાપદ અવતાર ।
વામઈ કલ્યાણકત(ન ? ય) હો
નંદીસર જગસાર ॥૬॥
(સંઘ મરોઈ ? સંપતિરાઈ) અણાવિઉ હો
સપત ધાત જિણવીર ।
પરિગર રતન જડાવિઈ હો
તોરણ ઉલકઈ બઈ હાર ॥૭॥
લબધિવંત જિનભદ્રસૂરિ ગુરુજી
સુવચની સવિસાલ ।
દૂસમ ભવન સમુદ્ધરઈ હો
સો ધનધન મા નરપાલ ॥૮॥
ભણસાલી તે પરિ કરઈ હો
જે કીઓ ભરવેસર રાસો ।
ઉજલિ અષ્ટાઉરે તે
નિરખત અંગિ ઉમાદ ॥૯॥

આમ ખરતરગચ્છનાં જ નહીં, તપાગચ્છનાં પણ સાક્ષ્યો વર્તમાન "મેલકવસહી" તે અસલમાં "ખરતરવસહી' હતી તેમ નિર્વિવાદ જણાવી રહે છે.

ચૈત્યપરિપાટીઓનાં વિધાનોમાં આમ તો એકવાક્યતા છે, પણ એક બાબતમાં મતભેદ છે. જ્યાં હેમહંસગણિ અને કર્ણસિંહ "નંદીશ્વર" કહે છે ત્યાં રત્નસિંહસૂરિશિષ્ય તથા શવરાજ સંઘવી-

વાળા યાત્રી-મુનિ 'સમ્મેતશિખર' કહે છે. ઉત્તર ભદ્રપ્રાસાદ-સ્થિત આ રચના આરસ નીચે દબાઈ ગઈ હોય અસલી વાત શું હશે તેનો નિર્ણય થઈ શકે તેમ નથી.

મંદિર જોકે ખરતરગચ્છીય ભણુસાળી નરપાળ સંઘવીએ કરાવ્યું છે, પણ કર્ણસિંહના કથન અનુસાર ત્યાં કોઈ મંદિર અગાઉ હતું અને આ નવું મંદિર એથી જૂનાના સમુદ્ધાર રૂપે કર્યાનું માનવું રહ્યું. વળી અંદરની પિત્તળ મૂલનાયકવીરની પ્રતિમા એ કાળે સંપ્રતિ રાજાની હોવાની માન્યતા હતી. એટલે મૂર્તિ નરપાલ સાહના સમયથી જૂની તો ખરી જ હું માનું છું કે આ મંદિરને સ્થાને અસલમાં મન્ત્રીશ્વર વસ્તુપાલ કારિત "મહાવીર"નું મંદિર હતું; (વસ્તુપાલે ગિરનાર પર આદિનાથ [વસ્તુપાલ-વિહાર] ઉપરાત (સ્તમ્ભપુરાવતાર) પાર્શ્વનાથ તથા (સત્યપુરાવતાર) મહાવીરનાં મંદિરો કરાવેલાં;) જેની નોંધ સમકાલિન લેખક હર્ષપુરીયગચ્છના નરેન્દ્રપ્રભસૂરિએ લીધી છે.[૧૨] કર્ણસિંહના કથન અનુસાર ત્યાં આગળની (માલા-ખાડ નામની) ખાડ પૂરીને (બિલકુલ ઘોર રહેલા) દુ:ષમ ભવનનો "ઉદ્ધાર" કરાવેલો સંપ્રતિ રાજાની કરાવેલ કે લાવેલ મૂર્તિ હોવાની વાત પંદરમા શતકમાં વહેતી થઈ હશે. ઈસ્વીસનની ૧૪મી શતાબ્દીના પૂર્વાર્ધમાં ખરતરગચ્છીય જિનપ્રભસુરિની ગિરનાર સમ્બદ્ધ જુદી જુદી ચાર રચનાઓમાં, એમનાથી પહેલાં તપગચ્છીય ધર્મકીર્તિગણિ (પછીથી ધર્મઘોષસૂરિ)ના ગિરનારકલ્પ (આ. ઈ.સ. ૧૨૬૪) અંતર્ગત, કે નાગેન્દ્રગચ્છીય વિજયસેન સૂરિના રેવંતગિરિરાસ, (ઈ.સ. ૧૨૩૨ બાદ)માં આને સ્પર્શતો કોઈ જ ઉલ્લેખ નથી.

ગુજરાત-રાજસ્થાનના ઉત્તર મધ્યકાલિન જૈન મંદિરોના સર્વેક્ષણ દરમિયાન જોવા મળે છે કે ખરતરગચ્છમાં મંદિરોના રચના વિન્યાસ તરફ, અને તેને સુરુચિપૂર્વક આભૂષિત કરવા પરત્વે ખૂબ કાળજી લેવાઈ છે. શત્રુંજય પરની ખરતરવસહી (આ. ઈ.સ. ૧૩૨૦-૨૪), મેવાડમા દેલવાડા (દેવકુલપાટક)ની ખરતરવસહી (૧૫મા શતકનો પ્રારંભ), રાણકપુરની ખરતરવસહી (પાર્શ્વનાથ જિનાલય-૧૫મા સૈકાનો મધ્યભાગ), અને આ ગિરનાર પરની ખરતરવસહી તેનાં જ્વલંત ઉદાહરણો છે.

## પાદટીપો

૧. આ પટ્ટ પદ વિસ્તૃત વિવેચન હું અન્યત્ર કરી રહ્યો છુ.

૨. (સ્વ.) મુનિ દર્શનવિજયજી લખે છે: "આ ટૂંક શ્રી સિદ્ધરાજના મંત્રી સજ્જને બંધાવેલ છે. ગૂર્જરાધીશ સિદ્ધરાજે સજ્જનને સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો હતો. તેમણે સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની ઉપજમાથી ગિરનાર પર સુંદર જીર્ણોદ્ધાર કરાવ્યો. ત્રણ વર્ષના ઉપજ સિદ્ધરાજને ન મળવાથી તે ગુસ્સે થઈ જૂનાગઢ આવ્યો. સજ્જને જૂનાગઢ અને વંથલીના શ્રાવકો પાસેથી ધન મેળવી સિદ્ધરાજને ચરણે ધર્યું અને કહ્યું કે જોઈએ તો જીર્ણોદ્ધારનું પુણ્ય હાંસલ કરો અને જોઈએ તો ધન લ્યો. રાજા સત્ય હકીકત જાણી અત્યંત ખુશી થયો. બાદ આવેલા ધનથી શ્રાવકોના કહેવાથી સજ્જને આ મેરકવશી ટૂંક બનાવી." (જૈન તીર્થોનો ઇતિહાસ, શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા : પુષ્પ ૩૮મું, અમદાવાદ ૧૯૪૯, પૃ. ૧૨૨.) સ્વ. મુનિશ્રીની પહેલી વાતને તો પ્રબન્ધોનો આધાર છે, પણ સજ્જને પ્રસ્તુત દ્રવ્યથી આ મેરકવશીનું મંદિર બંધાવ્યાનોય ક્યાંય જ ઉલ્લેખ નથી.

પં. અંબાલાલ પ્રેમચંદ શાહે "મેલક વસહી"ની ચર્ચા કરતાં આ જ સજ્જન મંત્રી વાળી વાત (સાચી અને પરિષ્કૃત ગુજરાતીમાં) જણાવી છે; પણ તેઓની પાસે એને લગતું કોઈ પ્રમાણ નહોતું; આથી સાવચેતી ખાતર એમણે લખ્યા બાદ ઉમેર્યું કે "...એવી લોક માન્યતા છે. કોઈ

આને મેલકશાહે બંધાવ્યાનું કહે છે." (જૈન તીર્થ સર્વ સંગ્રહ, ભાગ પહેલો, ખંડ પહેલો, અમદાવાદ ૧૯૫૩, પૃ. ૧૨૩)

મુનિ નિત્યાનંદવિજયજીએ (પં. શાહ જેવી સાવધાની રાખ્યા સિવાય) એની એ જ કિંવદન્તી તથ્ય રૂપે માની રજૂ કરી છે. (શ્રી રૈવતગિરિ સ્પર્શના, વડોદરા વિ.સં. ૨૦૨૦ (ઈ. સ. ૧૯૬૪), પૃ. ૧૨૯–૧૩૦.)

૩. અહીં આગળ ઉપર મૂળ કૃતિઓમાંથી પ્રસ્તુત ભાગો ટાંકી ચર્ચા કરી છે.

૪. Cf. M.A. Dhaky "The 'Nagabandha' and the Pancangavira' ceiling," **Sambodhi**, vol. 4, No. 3-4, pp. 78–82, and plates.

૫. આગળની ચર્ચામાં તેના મૂળ સન્દર્ભો ટાંક્યા છે.

૬ કર્મચન્દ્રના જીવનની રૂપરેખા ખરતરગચ્છીય સાધનોથી સ્વ. મોહનલાલ દલિચંદ દેશાઈએ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મુંબઈ ૧૯૩૨, પૃ. ૮૩૬–૮૪૫ પર ચર્ચી છે, ત્યાં જુઓ.

૭ સં.પં. બેચરદાસ જીવરાજ દોશી, પુરાતત્ત્વ, ૧–૩. એપ્રિલ ૧૯૨૩, પૃ. ૨૯૬.

૮. આ મહત્ત્વપૂર્ણ ચૈત્યપરિપાટીનું પુનર્મુદ્રણ થવાની જરૂર છે.

૯. આ ઉદ્ધરણ મેં પં. અંબાલાલ પ્રેમચંદ શાહ જૈન તીર્થ૦, પૃ. ૧૧૮ પરથી લીધું છે; અને એમણે તે "ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ" (પૃ. ૪૦૦) પરથી લીધું હોવાની નોંધ કરી છે. (આના સંપાદક કોણ છે, ક્યાંથી કયા વર્ષમાં, કઈ ગ્રન્થમાળામાં પ્રસ્તુત સંગ્રહ છપાયો છે, તેની ત્યાં નોંધ નથી લેવાઈ.)

૧૦. આ ગ્રંથમાં આ ચૈત્યપરિપાટીનું સંપ્રતિ લેખક તથા વિધાત્રી વોરા દ્વારા સંપાદન થયું છે.

૧૧. સંપ્રતિ ગ્રન્થમાં (સ્વ.) અગરચંદ નહાટા તથા પં. બાબુલાલ સવચંદ શાહ દ્વારા સંપાદિત થયેલ છે.

૧૨. विशेषके रैवतकस्य भूभृतः श्रीनेमिचैत्ये जिनवेश्मसुत्रिषु ।
श्रीवस्तुपालः प्रथमं जिनेश्वरं पार्श्वं च वीरं च मुदान्वीविशत् ॥८॥
—वस्तुपालप्रशस्तिः

(જુઓ મુનિ પુણ્યવિજયજી. सुकृतकीर्ति कल्लोलिन्यादि वस्तुपालप्रशस्तिसंग्रह, સિંઘી જૈન ગ્રંથમાલા, [ગ્રન્થાંક ૫] મુંબઈ ૧૯૬૧, પૃ. ૨૮.)

## ચિત્રસૂચિ

૧. ગિરનાર, ખતરવસહી (વર્તમાન "મેલકવસહી") મુખમંડપ, મુખાલિન્દ, સમતલવિતાનમાં 'પંચાગવીર'.
૨. ખરતવસહી, મુખમંડપ, સમતલ-વિતાન, 'વાસુદેવ–ગોપલીલા.'
૩. મુખમંડપ, નાભિમંદારક જાતિનો વિતાન.
૪. રંગમંડપ, સભા–પદ્મ–મંદારક જાતિનો કરોટક (મહાવિતાન).
૫. રંગમંડપ, મહાવિતાન, રૂપકંઠમાં જિનદર્શને જતા લોક સમુદાયનું દૃશ્ય.
૬. —ditto
૭. રંગમંડપ, ખુણાના ચાર પૈકીના એક વિકર્ણ-વિતાનમાં ગ્રાસમુખ.

૮. ૭ ચોકી, એક નાભિચ્છન્દ-વિતાનમાં હંસાવલિ.
૯. ગૂઢમંડપની પૂર્વભિત્તિ પરના એક ખત્તક પરના ઇલ્લિકાવલણના મધ્યભાગે દેવી કમલાની મૂર્તિ.
૧૦. ગૂંઢમંડપના પૂર્વદ્વારની દ્વારશાખા.
૧૧. ગૂંઢમંડપના ઉત્તરભિત્તિ અને દ્વાર.
૧૨. કર્મચન્દ્ર બચ્છાવત દ્વાર નવનિર્મિત મૂળપ્રાસાદ (ઇસ્વીસનના ૧૬મા શતકનો અન્તભાગ).
૧૩. ધરણાસાહ દ્વારા વિનિર્મિત, સમ્મેત શિખર (વા નન્દીશ્વર) ધરાવતો ઉત્તર તરફનો ભદ્રપ્રાસાદ.
૧૪. ઉત્તરના ભદ્રપ્રાસાદના કરોટક.
૧૫. ઉત્તરના ભદ્રપ્રાસાદના કરોટકના રૂપકંઠમાં ચક્રવાક, માલા અને વિદ્યાદેવીઓની ટેકણના મદલ (ઘોડા).
૧૬. અષ્ટાપદના દક્ષિણ તરફના ભદ્રપ્રાસાદની પટ્ટશાલાની જાળી.
૧૭. અષ્ટાપદાવતાર ઉપરનો કરોટક.
૧૮. અષ્ટાપદાવતારના કરોટકનો મદલો સહિતનો રૂપકંઠ અને ઉપરના ગજતાલુના થરો.
૧૯. પશ્ચિમ દિશાની પટ્ટશાલા (ભમતી)માં જમણી હારનો પુષ્પક-મંદારક જાતિનો વિતાન.
૨૦. પશ્ચિમ દિશાની ભમતીમાં જમણી હારમાં સમતલ નાભિચ્છંદ વિતાન.
૨૧. ઉત્તર દિશાની ભમતીમાં ઉત્ક્ષિપ્ત જાતિના વિતાનનો અવશિષ્ડ ભાગ.
૨૨. ઉત્તર દિશાની ભમતીમાં સમક્ષિપ્ત જાતિનો વિતાન.
૨૩ . ઉત્તર દિશાની ભમતીમાં સમક્ષિપ્ત જાતિનો એક અન્ય વિતાન.
૨૪. ઉત્તર દિશાની ભમતીમાં સમક્ષિપ્ત જાતિનો એક ત્રીજો વિતાન.
૨૫. ઉત્તર દિશાની ભમતીમાં સમક્ષિપ્ત જાતિનો એક ચોથો વિતાન.
૨૬. ઉત્તર દિશાની ભમતીનો એક ક્ષિપ્તોત્ક્ષિપ્ત જાનિનો વિતાન.
૨૭. ઉત્તર દિશાની ભમતીનો પદ્મક-નાભિચ્છન્દ જાતિનો વિતાન.
૨૮. ઉત્તર દિશાની એક દેવકુલિકાનો ક્ષિપ્ત-નાભિચ્છન્દ વિતાન.
૨૯. ઉત્તર દિશાની ભમતીનો પદ્મનાભ જાતિનો વિતાન.

१. खरतरवसही, गिरनार, (वर्तमान मेलकवसही), मुखालिद, समतल वितान, पञ्चाङ्गवीर



२. खरतरवसही, मुखमण्डप, समतल वितान वासुदेव-गोप लीला





३. खरतरवसही, मुखमण्डप, नाभिच्छन्द जातिनो वितान

४. खरतरवसही, रंगमण्डप, सभापद्ममंदारक जातिनो वितान





५. खरतरवसही, रगमण्डपना रुपकण्ठमा जिनदर्शनार्थे जता लोकसमुदायनु दृश्य

६. खरतरवसही, रूपकण्ठमा जिनदर्शनार्थे जता लोकसमुदायनुं दृश्य, रंगमण्डप, महावितान



७. खरतरवसही, रंगमडपना खुआणा
एक विकर्णवितानमां ग्रासमुख





८. छ चौकी, एक नाभिच्छन्द वितानमां हूमावलि



९ गूढ़मण्डपनी
पूर्वभित्तिन
एक खत्तक
पर इल्लिका·
वलणनो मध्य
भाग, देव
कमलानी
मूर्ति



११. गूढमण्डपना उत्तर द्वारनी द्वारशाखा

१२. कर्मचन्द्र बच्छावत द्वारा नव-निर्मित मूलप्रासाद ( ई० १६ मी शतीनो अन्त भाग





१३. धरणा साह द्वारा विनिर्मित सम्मेतशिखर (या नन्दीश्वरयुक्त) उत्तर दिशानो भद्रप्रासाद, (ई० १५ मी शताब्दीनो तृतीय भाग)



१४. खरतरवसही, दक्षिण दिशाना भद्रप्रासादनो करोटक

१५ उत्तर दिशाना भद्रप्रासादना करोटकमां रूपकण्ठमा चक्रवाकमाळा एवं विद्या देवियोना टेकणना मदल



१६. खरतरवसही, दक्षिण दिशाना भद्रप्रासादनी पट्टशालानी जाली



१७. खरतरवसही, दक्षिण दिशाना भद्रप्रासादनी अदरनो करोटक





१८. दक्षिण भद्र प्रासादना करोटकनो मध्लो महिलनो रूपकण्ठ अने ऊपरना गजनालुना थर



१९. पश्चिम दिशानी पट्टशाला, (भमतीमां) जमणी पक्तिमा पुष्पक-मन्दारक जातिनो वितान

२०. पश्चिम दिशानी भमती पक्तिमा समतल-नाभिच्छन्द वितान



२१. उत्तर दिशानी भमतीना उत्क्षिप्त जातिना वितानना अवशिष्ट भाग



२२. उत्तर दिशानी भमतीमां समक्षिप्त जातिनो वितान



२३. उत्तर दिशानी भमती मां समाक्षिप्त जातिनो एक अन्य वितान



२४. उत्तर दिशानी भमतीमां समक्षिप्त जातिनो एक त्रीजो वितान



२५. उत्तर दिशानी भमतीमां समक्षिप्त जातिनो चोथो वितान



२६. उत्तर दिशानी भमतीनो एक क्षिप्तोक्षिप्त जातिनो वितान



२७. उत्तर दिशानी भमतीनो पद्मक-नाभिच्छन्द जातिनो एक वितान





२८ उत्तर दिशानी एक देवकुलिकानो क्षिप्त-नाभिच्छन्द वितान



२९. उत्तर दिशानी भमतीनो पद्मनाभ जातिनो एक वितान

# ગિરનારસ્થ "કુમારવિહાર"ની સમસ્યા

મધુસૂદન ઢાંકી

ઉજ્જયન્તગિરિ પર મુખ્ય જૈન દેવળો ધરાવતી હારની ઉત્તર સીમા પર આવેલું છેલ્લું મંદિર "કુમારવિહાર"ના નામે હાલ કેટલાક દશકાથી પ્રસિદ્ધિમાં છે. ગુજરાતના ઇતિહાસાદિ વિષયના વિદ્વાનો પણ ગિરનાર પર સોલંકીરાજ કુમારપાળે "કુમારવિહાર" બંધાવ્યાનો (કોઈ પણ પુરાણા આધાર સિવાય) ઉલ્લેખ કરે છે. કુમારપાળના આદેશથી શ્રીમાલી રાણિગના પુત્ર સોરઠના દંડનાયક આંબાક કિંવા આમ્રદેવ દ્વારા સં. ૧૨૨૨–૨૩/ઈ.સ. ૧૧૬૬–૬૭માં ગિરિ પર ચઢવાની પદ્યા (પાજા) બંધાવેલી એવા તત્કાલીન સાહિત્યિક ઉલ્લેખો અને અભિલેખો મોજૂદ છે. પણ સમકાલિક વા સમીપકાલિક કોઈ લેખકો (પૂર્ણતલ્લગચ્છીય હેમચન્દ્રાચાર્ય વા રાજગચ્છીય સોમપ્રભાચાર્ય) કુમારપાળે ઉજ્જયન્તગિરિ પર જિનચૈત્ય બંધાવ્યાનું કહેતા નથી. તે પછી જોઈએ તો મન્ત્રીદ્વય વસ્તુપાળ–તેજપાળે ગિરિ પર ઈ.સ. ૧૨૩૨–૧૨૩૪માં નવાં મંદિરો રચેલાં; જે જિનાલયો તેમના કાલ પૂર્વે રચાઈ ગયેલાં (જેમ કે તીર્થાધિપતિ જિન અરિષ્ટનેમિ અને શાસનાધિષ્ઠાત્રી અમ્બિકાદેવી), તેને અનુલક્ષીને તેમણે કંઈને કંઈ સુકૃત કરાવેલું; પણ "કુમારવિહાર"માં તેમણે કશું કરાવ્યું હોવાની નોંધ તેમના સમકાલિક લેખકો—નાગેન્દ્રગચ્છીય ઉદયપ્રભસૂરિ, હર્ષપુરીયગચ્છીય નરેન્દ્રપ્રભસૂરિ, ભગ્રુપુરીય જયસિંહસૂરિ, કવિ સોમેશ્વર, કવિ અરિસિંહ ઠક્કુર અને કવિ બાલચન્દ્ર,—વા ઉત્તરકાલીન લેખકો જેવા કે નાગેન્દ્રગચ્છીય મેરુતુંગાચાર્ય (પ્રબન્ધચિંતામણિઃ ઈ.સ. ૧૩૦૫), હર્ષપુરીયગચ્છીય રાજશેખર સૂરિ (પ્રબંધકોશઃ ઈ.સ. ૧૪૪૧) પણ આવો કશો જ ઉલ્લેખ કરતા નથી. આ સિવાય કુમારપાલ સમ્બદ્ધ લખાયેલા ચૌદમા શતકના પ્રબન્ધો—કુમારપાલચરિત (તપગચ્છીય જયસિંહસૂરિ : ઈ.સ. ૧૩૮૬), કુમારપાલ–ભુપાલ–ચરિત (તપગચ્છીય જિનમંડન ગણિ : સં. ૧૪૯૨/ઈ.સ. ૧૪૩૬), કે કુમારપાલચરિત્ર-સંગ્રહમાં પ્રકટ થયેલ કુમારપાલ સમ્બદ્ધ ચૌદમા શતકમાં રચાયેલ જુદા જુદા પાંચેક વિસ્તૃત પ્રબન્ધોમાં પણ આવી કોઈ જ વાત નોંધાયેલી નથી. ગિરનાર–તીર્થ સમ્બદ્ધ જે સાહિત્ય ઉપલબ્ધ છે, અને નવું પ્રકાશમાં આવી રહ્યું છે, તેમાં પણ ગિરનાર પર કુમારવિહારનો ઉલ્લેખ નથી. જેમકે નાગેન્દ્રગચ્છીય વિજયસેનસૂરિનો રેવંતગિરિ–રાસ (આ.ઈ.સ. ૧૨૩૪), તપાગચ્છીય ધર્મઘોષસૂરિનો ગિરનારકલ્પ (આ.ઈ.સ ૧૨૬૪), રાજગચ્છીય જ્ઞાનચન્દ્ર તેમ જ અજ્ઞાતગચ્છીય વિજયચન્દ્ર કૃત રૈવતગિરિતીર્થ પર રચાયેલાં (અહીં પ્રકાશિત) સંસ્કૃત સ્તોત્રો (આ.ઈ.સ. ૧૩૨૦–૧૩૨૫), ખરતરગચ્છીય જિનપ્રભસૂરિના કલ્પપ્રદીપ અન્તર્ગત "રૈવતકગિરિકલ્પ સંક્ષેપ", "શ્રીઉજ્જયન્તસ્તવ", "ઉજ્જયન્તમહાતીર્થકલ્પ" અને "રૈવતકગિરિકલ્પ" (ઈ.સ. ૧૩૩૫ પહેલાં), ઉપકેશગચ્છીય કક્કસૂરિના નાભિનન્દન જિનોદ્ધારપ્રબન્ધ (ઈ.સ. ૧૩૩૭), કે ચૌદમા શતકના ઉત્તરાર્ધથી લઈ સોળમાના આરંભ સુધી જૂની ગુજરાતીમાં રચાયેલ ગિરનારતીર્થને આવરી લેતી અનેક તીર્થમાળાઓ, ચૈત્યપરિપાટીઓ, વિવાહલા, રાસ, સભા રચનાઓમાં ક્યાંય પણ કુમારવિહારનો જરા સરખો પણ નિર્દેશ નથી.

આ અતિ વિપુલ નકારાત્મક પ્રમાણને ધ્યાનમાં રાખીએ તો ગિરનાર પરના મંદિરને "કુમાર-વિહાર" કહેવું એ તો નરી ભ્રાન્તિ છે! આ પશ્ચિમાભિમુખ મંદિરને મૂળપ્રાસાદ, ગૂઢમંડપ અને મૂળ જૂનાને સ્થાને આધુનિક રંગમંડપ છે. એને ફરતી ૭૨ દેવકુલિકાઓ હતી, પણ તે નષ્ટ થઈ છે. મૂળ મંદિરનાં ઘાટડાં, કોરણી અને રૂપકામ પંદરમાં શતકનાં છેઃ અને ગૂઢમંડપનો 'કરોટક' પણ

પંદરમા શતકની શૈલી બતાવે છે. આથી એક વાત તો સ્પષ્ટ જ છે કે આનો નિર્માતા પંદરમાં શતકમાં થયો હોવો જોઈએ.

આ સમસ્યાના ઉકેલમાં પંદરમા શતકમાં રચાયેલું કેટલુંક સાહિત્ય સહાયભૂત થાય છે; ખાસ તો એ સમયમાં, પંદરમા શતકના મધ્યભાગ અને ત્રીજા ચરણમાં, રચાયેલી તીર્થમાળાએ અને ચૈત્ય-પરિપાટીઓ. તીર્થાધિપતિ જિન અરિષ્ટનેમિના મંદિર પછી ખરતરવસહી, અને તે પછી કલ્યાણત્રય બાદ વાંદવામાં જે ક્રમમાં આખરી મંદિર આવતું તેના વિષયમાં ત્રણેક પરિપાટીઓમાં ઉપયોગી નોંધ મળે છે. આ સૌમાં તો સ્પષ્ટ રીત કહ્યું છે કે તે પૂનસીહ (પ્રકારાન્તરે પૂનસી, પૂનઈ) કોઠારીએ સ્થાપેલ શાંતિ જિનેન્દ્રનું ૭૨ દેવકુલિકાયુક્ત મંદિર છે: જેમકે તપાગચ્છીય હેમહંસ કૃત "ગિરનાર ચૈત્યપરિપાટી" (આ. સં. ૧૫૧૫/૧૪૫૯)[1]માં નોંધ્યું છે કે:

કોઠારિઅ પૂનસીહ તણઈ સિરિ સંતિ જિણિંદો ।૨૮।

એ જ પ્રમાણે વૃદ્ધતપાગચ્છીય રત્નસિંહસૂરિ-શિષ્યની "ગિરનાર તીર્થમાળા" (ઈ. સ.૧૪૫૩/ પશ્ચાત્)માં પણ એવી જ મતલબનું લખ્યું છે; જો કે છપાયેલો પાઠભ્રષ્ટ છે.[2] ત્યાં વિશેષમા મંદિરને ફરતી ૭૨ દેહરીની પણ નોંધ છે: યથા:

એક (મનામ ? પૂનસી) કો (તા ? ઠા)રી વસહી
સાંત નમિ સવઈ સારી
બહુતરિ દેહરી દેવ ।૧૯।

તે પછી સંઘપતિ શવરાજની યાત્રા વર્ણવતી અજ્ઞાત કર્તૃક "ગિરનારચૈત્યપરિપાટી"માં પણ આ જ વાત સ્પષ્ટતા પૂર્વક કહી છે[3]:

બહુત્તિરિ જિણાલઈ શાંતિ આરાહુ
પુનઈ કોઠારી થાપીઉ એ ॥૩૧॥

આ પૂનસી કે પૂના કોઠારી કોણ હતા તેની સ્પષ્ટતા બે તપાગચ્છીય મુનિઓની રચનામાંથી મળે છે. તપાગચ્છીય લક્ષ્મીસાગરસૂરિ-શિષ્ય શુભશીલગણિના પંચાશતીપ્રબોધસમ્બન્ધ (સં.૧૫૨૧/ ઈ.સ. ૧૪૬૫)માં બે સ્થળે આ મંદિરના નિર્માતા સમ્બદ્ધ ઉલ્લેખ પ્રાપ્ત છે. જેમકે [ક્રમાંક ૫૬૪] "શ્રીમુનિસુન્દરસૂરિ સમ્બન્ધ"માં કહ્યું છે કે (તપાગચ્છીય) જયચન્દ્રસૂરિના શિષ્ય રત્નશેખરસૂરિ થયા. તેમના સમયમાં પૂર્ણસિંહ કોષ્ઠાગારિક તથા સંઘપતિ લ(થા ? ધા)કે ગિરિનારગિરિ પર પ્રાસાદો કરાવ્યાં અને ત્યાં બિમ્બપ્રતિષ્ઠા કરી[4]. સમ્બન્ધ ક્રમાંક ૩૪૬નું તો શીર્ષક જ આ હકીકત સૂચવે છે. "પૂનસિંહ કોષ્ઠાગારિકકારિતગિરનાર તીર્થપ્રાસાદ સંબંધ:" શીર્ષક છે ત્યાં આ પ્રમાણે નોંધ્યું છે:

तपागच्छाधिराजश्रीरत्नशेखरसूरीणामादेशात् श्रीगिरनारतीर्थे
पूर्नसिंह कोष्ठागारिको महान्तं प्रासादं कारयामास ।
तत्र श्रीऋषभदेवं प्रतिष्ठियत् । तत्र बहुलक्षटंकधनव्ययः ।

ચૈત્યપરિપાટીકારો પૂનસી વસહીમાં જ્યાં શાન્તિનાથની પ્રતિષ્ઠા હોવાનું કહે છે ત્યાં શુભશીલ ગણિ ઋષભદેવ મૂલનાયક હોવાનો વાત કરે છે જે કદાચ સ્મૃતિ દોષને કારણે હોય. પ્રસ્તુત પ્રાસાદ તપાગચ્છીય રત્નશેખરસૂરિના ઉપદેશથી બંધાયો હતો તેથી વિશેષ હકીકત અહીં મળે છે.

બીજા લેખક પ્રતિષ્ઠાસોમના સોમસૌભાગ્યકાવ્ય (સં. ૧૫૨૪/ઈ.સ. ૧૪૬૮)માં થોડી વિશેષ હકીકત નોંધાયેલી છે. ત્યાં કહ્યા પ્રમાણે બિદરના સુલતાનના માન્ય શ્રેષ્ઠિ પૂર્ણસિંહ કોષ્ઠાગારિક (અને એમના ભાઈ બંધુરમને) ગુરુવચનથી ગિરનારગિરિ પર ઊંચું મંદિર બાંધ્યું. તેમાં ગચ્છનાથના આદેશથી જિનકીર્તિસૂરિએ પ્રતિષ્ઠા કરી[૬] : યથા :

श्रीपूर्णसिंहकोष्ठागारिकनामा महेभ्यराट शुशुभे ।
सुन्दर बिदरनगरे मान्यः श्रीपातसाहि विभोः ॥८१॥
तेन श्रीगुरुवाक्यावर्जितहृदयेन नृणाम् ।
बंधुरमनाख्य बांधव सहितेन नरेन्द्र महितेन ॥८२॥
श्रीमद्गिरिनारगिरावकारि जिनमंदिरं महोत्तुंगं ।
जिनकीर्त्तिसूरिराजः प्रतिष्ठितं गच्छनाथगिरौ ॥८३॥

આ વિધાનથી સ્પષ્ટ છે કે પ્રતિષ્ઠાપક આચાર્ય જિનકીર્તિસૂરિ હતા. અહીં "ગુરુ" શબ્દથી રત્નશેખરસૂરિ વિવક્ષિત હોય; અને "ગચ્છનાથ"થી કદાચ સમસ્ત તપાગચ્છના તે સમયના પ્રમુખ આચાર્ય યુગપ્રધાન સોમસુન્દરસૂરિ ઘટિત હોય.

શુભશીલગણિ કે પ્રતિષ્ઠાસોમે મન્દિરના નિર્માણનું વર્ષ બતાવ્યું નથી. પણ રાણકપુરના ધરણ-વિહારમાં મૂકેલ સં. ૧૫૦૭/ઈ.સ. ૧૪૫૧ના 'ગિરનાર-શત્રુંજય પટ્ટ'માં ક્રમમાં "કલ્યાણત્રય"ના જિનાલય પછી "પૂનસી વસતી" બતાવી છે; આથી આ પૂના કોઠારીનું પ્રસ્તુત જિનાલય તે સમયથી કેટલાક વર્ષ પહેલાં બની ચૂક્યું હશે. આ પૂનસી-વસતીના ગૂઢમંડપના મહાવિતાનનાં આકૃતિ, પ્રકાર અને પ્રણાલિ ગિરનાર પરની 'ખરતરવસહી'ના ત્રણ મોટાં કરોટકોના કરનાર શિલ્પીઓની પરિપાટીની લગોલગનાં હોઈ, અને પ્રસ્તુત ખરતરવસહી પણ ઈ.સ. ૧૪૪૧ પહેલાં બની ચૂકી હોઈ, પૂનસી-વસતીનું નિર્માણ પણ ઈ.સ. ૧૪૪૧થી અગાઉ થઈ ગયું હશે. પૂનસી-વસહીની ઉત્તરે આવેલ કલ્યાણ-ત્રયના મંદિરનો ઉદ્ધાર અમદાવાદના સુલ્તાન અહમદશાહ-માન્ય ઓસવાલ શ્રેષ્ઠિ સમરસિંહે સં. ૧૪૯૪/ઈ.સ. ૧૪૩૮માં કરેલો. જેમાં પણ પ્રતિષ્ઠાપક આચાર્ય હતા જિનકીર્તિસૂરિ ! આ હકીકત ધ્યાનમાં લઈએ તો એ જ સમયે જિનકીર્તિસૂરિએ પૂનસીવસહીમાં પણ પ્રતિષ્ઠા કરી હોવાનું ધારી શકાય. આથી આ કહેવાતું 'કુમારપાળ'નું મંદિર વસ્તુતયા ઈ.સ. ૧૪૩૮માં બન્યું હતું, અને તેના કારાપક સોલંકી સમ્રાટ કુમારપાળ નહીં પણ બિદરના પૂર્ણસિંહ કોષ્ઠાગારિક ઉર્ફે પૂનસી કોઠારી હતા.

મંદિરમાં આજે ધ્યાન ખેંચે તેવી કોઈ વસ્તુ હોય તો તે ગૂઢમંડપનો લગભગ ૨૦ ફીટના વ્યાસનો વિશાળ કરોટક (ચિત્ર ૨).[૭]

તેમાં નીચે રૂપકંઠ પછી ગજતાળુના થરો કરી, તેના પર નવખંડા કોલનાં ત્રણ થરો અને વચ્ચે મોટા માનની અણીદાર-જાળીદાર કોલની પાંચ થરવાળી પુષ્પખચિત અને પદ્મકેસરયુક્ત ચેતોહર, ખરે જ બેનમૂન પદ્મશિલા કરેલી છે, જેની ગણના પશ્ચિમ ભારતના પંદરમા શતકના સર્વોત્તમ ઉદાહરણોમાં થઈ શકે તેમ છે. ખરતરવસહીના વિતાનોની પદ્મશિલા કરતાં આમાં એક થર વિશેષ હોઈ તે વિશેષ પ્રભાવશાળી જણાય છે.

## પાદટીપો

૧. સં. પં. બેચરદાસ દોશી, પુરાતત્ત્વ, ૧–૩, (ચૈત્ર ૧૯૭૯/ઈ.સ. ૧૯૩૩), પૃ. ૨૯૬.
૨. સં. શ્રીવિજયધર્મ સૂરિ, પ્રાચીન તીર્થમાળા–સંગ્રહ ભાગ ૧લો, શ્રીયશોવિજયજી જૈન ગ્રંથમાળા, ભાવનગર સં. ૧૯૭૮/ઈ.સ. ૧૯૨૨, પૃ. ૩૬.
૩. સાંપ્રત ગ્રન્થમાં જુઓ અમારું શ્રીમતી વિધાત્રી વોરા સાથેનું સંપાદન.
૪. સં. મૃગેન્દ્ર મુનિજી, સૂરત ૧૯૬૮. પૃ. ૩૧૬.
૫. એજન, પૃ. ૧૯૨.
૬. જૈન જ્ઞાનપ્રસારક મંડલ, મુંબઈ ૧૯૦૫, સર્ગ ૯.
૭. આ કરોટકનું ચિત્ર પ્રથમ જ વાર (સ્વ.) સારાભાઈ મણિલાલ નવાબે **Jaina Tirthas in India and their Architecture,** Ahmedabad 1944, Pl. 111, Fig. 293. તરીકે છાપ્યું છે.



गिरनार, पूर्णसिंहवसती ( तथाकथित कुमारविहार, गूढमण्डप, सभामदारक वितान, ( प्रायः ईस्वी १४३७ )
( यह एवं पीछले लेख के २९ चित्र American Institute of Indian Studies, Varanasi के सौजन्य और सहायता से प्रकट किया गया है )

# "પાલિતાણા-કલ્પસૂત્ર"ની જૈન ચિત્રકળા પર વિશેષ પ્રકાશ

મુનિ શીલચન્દ્ર વિજય

ભારતીય ચિત્રકલાના ઇતિહાસમાં એક મહત્ત્વપૂર્ણ શૃંખલા સમાન બની રહેલી અને જુદાં જુદાં કારણોસર, જૈનાશ્રિત ચિત્રકળા, ગુજરાતી ચિત્રકળા, પશ્ચિમ ભારતીય ચિત્રકળા,[1] અપભ્રંશ શૈલીની ચિત્રકળા અને મારુ-ગુર્જર શૈલીની ચિત્રકળા, એમ જુદાં જુદાં નામો વડે ઓળખાવવામાં આવેલી જૈન ચિત્રકળાનો એક વિશિષ્ટ ગણી શકાય તેવો દસ્તાવેજ એટલે કે એક વિશિષ્ટ હસ્તપ્રત, હમણાં તાજેતરનાં વર્ષોમાં જ, પ્રકાશમાં આવેલ છે. જો કે ડૉ. ઉમાકાન્ત પ્રે. શાહે, પોતાના Treasures of Jaina Bhandaras[2]માં, આ સચિત્ર પ્રતની નોંધ લીધી જ છે, તો પણ તે પ્રતનો થોડોક વધુ પરિચય કરાવવાની ગણતરીથી આ ઉપક્રમ થાય છે.

આ પ્રત, શ્રીકલ્પસૂત્રની તાડપત્રીય પ્રત છે. ડૉ. ઉમાકાન્તભાઈએ તેને "પાલિતાણા-કલ્પસૂત્ર"[3] એવી સંજ્ઞા આપી છે, અને આપણે પણ એ જ સંજ્ઞાએ તેને ઓળખીશું. આ પ્રતની વિશિષ્ટતા તેના ચિત્રોને આભારી છે.

૩૯×૬ સે.મી. માપ ધરાવતી આ હસ્તપ્રતની કુલ પૃષ્ઠ સંખ્યા ૧૪૧ છે, અને તેમાં પહેલાં ૧૧૦ પૃષ્ઠોમાં કલ્પસૂત્ર છે અને બાકીનાં પૃષ્ઠોમાં કાલકાચાર્ય કથા છે. આ પ્રત સં. ૧૪૩૯માં લખાઈ છે, એમ તેની અંત્ય પુષ્પિકા વાંચતા સમજાય છે. અંત્ય પુષ્પિકા આ પ્રમાણે છે: "इति श्रीकालिकाचार्यकथानकं समाप्तं ॥ छ ॥ ग्रंथाग्रं ६१९ ॥ छ ॥ छ ॥ सं. १४३९ आषाढादि ४० वर्षे आषाढ शुदि १३ शनौ श्रीखरतरगच्छे श्रीजिनोदयसूरिशिष्य श्रीजिनराजसूरिभ्यो सा० तेजासुत साधु धरणा साधु कडूआकेन श्रीकल्पपुस्तिका लिखाप्य श्रीसतगुरुभ्यो वाचनार्थं प्रदत्ता ॥ छ ॥ छ ॥"

આ ઉપરાંત, આ પુષ્પિકા ઉપરથી એ પણ ખબર પડે છે કે, આ પ્રતિ પાટણમાં લખાઈ છે. જોકે તે અંગે આમાં કોઈ સ્પષ્ટ ઉલ્લેખ નથી, પરંતુ પુષ્પિકામાં આવતો ખરતરગચ્છીય આ. જિનરાજસૂરિ તથા સાધુ ધરણા-એ બેનો ઉલ્લેખ, આવું અનુમાન કરવા પ્રેરે છે. આ બન્ને વ્યક્તિઓ માટે, પુરાતત્ત્વાચાર્ય મુનિ શ્રીજિનવિજયજી સંપાદિત "खरतरगच्छपट्टावली संग्रह"[4]માં આ પ્રમાણે ઉલ્લેખ મળે છે:—

"श्री जिनोदयसूरिपट्टे पञ्चाशत्तमः श्रीजिनराजसूरिः । तस्य च सं. १४३२ फाल्गुन वदि षष्ठ्यां पाटणनगरे साहधरणकनन्दिमहोत्सवेन सूरिपदं जातम् । ...सं. १४६१ देवलवाडाख्ये नगरे स्वर्गं गताः ॥"

આ ઉલ્લેખ પરથી સ્પષ્ટ સમજી શકાય છે કે, 'સાહ ધરણ' એ પાટણનો વતની હોવો જોઈએ અને તેણે આ. જિનરાજસૂરિનો સૂરિપદ-ઉત્સવ કર્યો હતો. આ. જિનરાજસૂરિનો પદ-મહોત્સવ કરાવનાર 'સાહ ધરણ' તે જ પ્રસ્તુત પ્રતિ લખાવનાર 'સાધુ ધરણા' હશે, એમ નક્કી કરવામાં હવે કોઈ આપત્તિ નથી જણાતી. ને તેથી જ નક્કી થાય છે કે પ્રસ્તુત પ્રતિ પાટણમાં જ લખાઈ છે. આમ પણ, પાટણ એ મધ્યકાલીન કલા અને સાહિત્યનું કેન્દ્રસ્થળ તો હતું જ.[5]

જોકે આ પ્રતનાં ચિત્રોમાં સોનાનો-સોનેરી શાહીનો ઉપયોગ જરાય નથી થયો, તો પણ, આ

પ્રતમાંના લખાણને બે વિભાગમાં વહેંચી દેનારા તેમ જ પ્રતના પૃષ્ઠોની બન્ને બાજુના બે એમ કુલ ત્રણ હાંસિયાઓમાં દોરેલી કિનારોમાં સોનેરી શાહીની રેખા જોવા મળે છે.

ચિત્રકળાના સમીક્ષકોએ, તાડપત્રીય લઘુચિત્રોના ઇતિહાસને, બે વિભાગમાં વહેંચ્યો છે.[૬] તેમાં બીજા વિભાગનો સમયગાળો, સામાન્યતઃ, વિ. સં. ૧૩૫૭ થી ૧૫૦૦[૭]નો મનાયો છે. પ્રસ્તુત પ્રત પણ આ જ સમયની અને વિભાગની છે. આ સમયની ઉપલબ્ધ બીજી તાડપત્રીય સચિત્ર પ્રતો પૈકી એક, ઉજમફોઈની ધર્મશાળાના સંગ્રહની કલ્પસૂત્રની પ્રત (સં. ૧૪૨૭)[૮] છે, અને એમાં સોનાનો ઉપયોગ થયાનું નોંધાયું નથી. બીજી બે પ્રતિઓ અનુક્રમે, આવશ્યક લઘુવૃત્તિની (ખંભાત) વિ. સં. ૧૪૪૫માં લખાયેલી પ્રત તથા ઈડરની શેઠ આણંદજી મંગળજી પેઢીના સંગ્રહની કલ્પસૂત્રની પ્રત છે. આ બન્નેમાં, ચિત્રોમાં સોનાનો ઉપયોગ થયો છે.[૯] ઈડરની પ્રતના ચોક્કસ સમયનો ઉલ્લેખ, જો કે મૂળ પ્રતમાં છે નહિ, તો પણ વિદ્વાનો એને ચૌદમા સૈકા[૧૦](A.D.)ના અંત ભાગમાં લખાઈ હોવાનું માને છે. અને એ ઉપરથી, આ ચારેય પ્રતોનો ક્રમ આ પ્રમાણે ગોઠવી શકાય :

૧. ઉજમફોઈની ધર્મશાળાની કલ્પ-પ્રત સં. ૧૪૨૭ (ઈ. ૧૩૭૦)ની પ્રત.

૨. પાલિતાણા-કલ્પસૂત્ર સં. ૧૪૩૯ (ઈ. ૧૩૮૨)

૩. ઈડરની કલ્પસૂત્ર-પ્રત.

૪. ખંભાતની આવશ્યક લઘુવૃત્તિની પ્રત, સં. ૧૪૪૫ (ઈ. ૧૩૮૯)

આમ, પ્રસ્તુત પાલિતાણા-કલ્પસૂત્ર એ ઉજમફોઈ ધર્મશાળાવાળી પ્રત અને ઈડરની પ્રત-એ બન્ને વચ્ચેની એક મહત્ત્વપૂર્ણ કડીરૂપ બની રહે છે.

પાલિતાણા-કલ્પસૂત્રમાં ૫૬ ચિત્રો છે એમાં પહેલાં ૪૦ ચિત્રો કલ્પસૂત્રનાં અને શેષ ૧૬ ચિત્રો કાલક-કથાનાં છે. એ ચિત્રોનો ટૂંકો પરિચય આ પ્રમાણે છે :—

૧. (પૃ. ૧) મહાવીર સ્વામી, ૨. (પૃ. ૨ अ.) ઋષભદત્ત અને દેવાનન્દા, ૩. (પૃ. ૩ अ.) ચૌદ સ્વપ્ન, ૪. (પૃ. ૩ ब.) ઋષભદત્ત દ્વારા સ્વપ્નફળ કથન, ૫. (પૃ. ૫ अ.) ઇન્દ્રસભા, ૬. (પૃ. ૬ ब.) બાળક સહિત માતા અને શક્રસ્તવ, ૭. (પૃ. ૭ अ.) ઇન્દ્રની આજ્ઞા સ્વીકારતા હરિનૈગમેષી, ૮. (પૃ. ૯ ब.) ગર્ભાપહાર, ૯. (પૃ. ૧૦ अ.) વિમાનમાં હરિનૈગમેષી, ૧૦. (પૃ. ૧૩ ब.) ગર્ભસંક્રમણ, ૧૧. (પૃ. ૧૬ ब.) ચૌદ સ્વપ્નો જોતાં ત્રિશલા, ૧૨. (પૃ ૨૦ ब.) સિદ્ધાર્થ અને ત્રિશલા ૧૩. (પૃ. ૩૨ अ.) રાજા અને સ્વપ્નપાઠક તથા રાજા અને રાણી, ૧૪. (પૃ. ૩૮ अ.) મહાવીર જન્મ અને પાંચ રૂપધારી ઇન્દ્ર દ્વારા ભગવાનને લઈ જન્માભિષેક માટે મેરુ તરફ પ્રયાણ, ૧૫. (પૃ. ૪૦ अ.) જન્માભિષેક, ૧૬. (પૃ. ૪૧ ब.) સિદ્ધાર્થની કૌટુંબિક પુરુષોને આજ્ઞા, ૧૭. (પૃ. ૪૨ ब.) આજ્ઞાનો અમલ કર્યાનું કૌટુંબિકો દ્વારા નિવેદન, ૧૮. (પૃ. ૪૭ ब.) મહાવીર-દીક્ષાયાત્રા, ૧૯. (પૃ. ૪૮ ब.) મહાવીર-દીક્ષાયાત્રા, ૨૦. (પૃ. ૫૦ अ.) મહાવીરદીક્ષા (કેશલુંચન), ૨૧. (પૃ. ૫૦ ब.) મહાવીર-કાઉસગ્ગ મુદ્રાએ, ૨૨. (પૃ. ૫૩ ब.) સમવસરણ (મહાવીર-કૈવળજ્ઞાન), ૨૩. (પૃ. ૫૫ ब.) મહાવીર-નિર્વાણ, ૨૪. (પૃ. ૫૬ ब.) ગૌતમ ગણધર, ૨૫. (પૃ. ૬૦ अ.) સિદ્ધાવસ્થામાં મહાવીર સ્વામી, ૨૬. (પૃ. ૬૨ अ.) પાર્શ્વનાથ-જન્મ, ૨૭. (પૃ. ૬૨ ब.) પાર્શ્વ-દીક્ષા (દીક્ષાયાત્રા અને લોચ), ૨૮. (પૃ. ૬૩ ब.) પાર્શ્વ-સમવરણ, ૨૯. (પૃ. ૬૬ ब.) પાર્શ્વ-નિર્વાણ, ૩૦. (પૃ. ૬૭ ब.) નેમિ-જન્મ, ૩૧. (પૃ. ૭૧ ब.) નેમિ-સમવસરણ અને નિર્વાણ, ૩૨. (પૃ. ૭૬ अ.) ઋષભ-જન્મ, ૩૩. (પૃ. ૭૮ अ.) ઋષભ-દીક્ષા અને સમવસરણ, ૩૪. (પૃ. ૮૧ अ.) ઋષભ-નિર્વાણ, ૩૫. (પૃ. ૮૧ ब.) મહા-

વીરસ્વામીના ૭ ગણુધરો, ૩૬. (પૃ. ૮૨ अ.) બાકીના પાંચ ગણુધરો, ૩૭. (પૃ. ૯૩ अ.) સમવસરણુ, ૩૮. (પૃ. ૯૩ ब.) આચાર્ય સમક્ષ ચતુર્વિધ સંઘ, ૩૯. (પૃ. ૧૦૯ ब.) સમવસરણુ, ૪૦. (પૃ. ૧૧૦ अ.) આચાર્ય સમક્ષ ચતુર્વિધ સંઘ; (કાલક-કથા-) ૪૧. (પૃ. ૧૧૧ ब.) વજ્રસિંહ અને સુરસુંદરી (કાલકનાં પિતા-માતા), ૪૨. (પૃ. ૧૧૨ अ.) ગુણાકરાચાર્ય અને રાજકુમાર કાલક, ૪૩. (પૃ. ૧૩૧ ब.) કાલક-દીક્ષા ગ્રહણુ, ૪૪. (પૃ. ૧૧૮ अ.) શાહિ (યવન રાજા)નો દરબાર ૪૫. (પૃ. ૧૨૪ अ.) કાલકાચાર્ય સમક્ષ રજૂ કરાયેલો બંદીવાન ગર્દભિલ્લ, ૪૬. (પૃ. ૧૨૫ ब.) કાલકાચાર્ય અને વિક્રમાદિત્ય, ૪૭. (પૃ. ૧૨૬ अ.) રાજા વિક્રમાદિત્ય, ૪૮. (પૃ. ૧૨૮ अ.) કાલકાચાર્ય અને બલમિત્ર-ભાનુમિત્ર, ૪૯. (પૃ. ૧૩૩ अ.) કાલકાચાર્ય અને શાલિવાહન, ૫૦. (પૃ. ૧૩૩ ब.) કાલકાચાર્ય સમક્ષ ચતુર્વિધ સંઘ, ૫૧. (પૃ. ૧૩૯ ब.) શય્યાતર ગૃહસ્થ અને કાલકાચાર્યના શિષ્યો ૫૨. (પૃ. ૧૪૦ अ.) સાગરચંદ્રસૂરિ અને વૃદ્ધ કાલકાચાર્ય, ૫૩. (પૃ. ૧૪૨ ब.) કાલકાચાર્યના ચરણે પડી ક્ષમા પ્રાર્થતા શિષ્ય, ૫૪. (પૃ. ૧૪૩ अ.) સીમંધરસ્વામીનું સમવસરણુ, ૫૫. (પૃ. ૧૪૪ अ.) કાલકાચાર્ય અને વૃદ્ધ બ્રાહ્મણુના વેષે ઇન્દ્ર, ૫૬. (પૃ. ૧૪૫) કાલકાચાર્ય સમક્ષ મૂળ વેષે પ્રગટ થતા ઇન્દ્ર.

ડૉ. ઉમાકાન્તભાઈ શાહે આ ચિત્રોની ક્રમવાર નોંધ આપી છે.[11] પરંતુ, તેમાં પૃ. ૪૧ (ब.), પૃ. ૧૧૨ (अ.) અને પૃ. ૧૨૫ (ब.) (ચિત્રક્રમાંક ૧૬, ૪૨, ૪૬,) આ ત્રણુ ચિત્રોની નોંધ લેવાઈ નથી. વળી પૃ. ૧૨૮ B' આ ચિત્રની, તેના પરિચય વિના, નોંધ છે, પરંતુ મૂળ પ્રતમાં પૃ. ૧૨૮ B.માં કોઈ ચિત્ર છે નહિ. આ ઉપરાંત, તેમણે, ચિત્ર ૫ ને "સ્વપ્નપાઠક" તરીકે; ચિત્ર ૧૩ ને "ત્રિશલાના હર્ષ-શોક" તરીકે; ચિત્ર ૧૭ ને "દાન" તરીકે; ચિત્ર ૪૫ ને "કાલક" તરીકે; ચિત્ર ૪૭ ને "ગર્દભિલ્લ" તરીકે; ચિત્ર ૪૮"ને આરોપી 'ગર્દભિલ્લ' તરીકે; 'ચિત્ર ૪૯ને" ઉપદેશ આપતા કાલક' તરીકે; ચિત્ર ૫૧ ને "રાજા સમક્ષ ઊભેલા બે સાધુ તરીકે, ઓળખાવેલ છે, તેમ જ ચિત્ર ૫૩માં "The preceptor and king" આવું લખીને એ ચિત્રમાં રાજા હોવાનું નોંધ્યું છે. ઉપર આપેલી ચિત્રોની યાદી અને પરિચય જોતાં સમજાશે કે આ બધી માહિતી ક્ષતિપૂર્ણ છે. નોંધમાં આવી ક્ષતિ રહી જવાનું કારણુ કદાચ એ હોઈ શકે કે, આ પ્રત, ડૉ. શાહને, ખૂબ જ અલ્પ કહી શકાય તેટલા સમય[12] પૂરતી જ જોવા મળી હતી, અને તેથી તેનું વ્યવસ્થિત નિરીક્ષણુ ન થઈ શકવાને કારણે અને ખૂબ ત્વરાથી નોંધો ઊતારી લેવી પડી હોવાને કારણે આમ બન્યું હશે.

ડૉ. ઉમાકાન્તભાઈ, પાલિતાણુા-કલ્પસૂત્રને, તેમાં ૫૦ (! ૫૬) ચિત્રો હોવાથી; તે ચિત્રો ઉત્કૃષ્ટ શૈલીએ (superior workmanship) આલેખાયાં હોવાથી; તેમજ જે યુગમાં તાડપત્રનું સ્થાન કાગળે લેવા માંડ્યું હતું તે યુગની તાડપત્રીય શૈલીનું પ્રતિબિંબ રજૂ કરતું હોવાથી, પશ્ચિમભારતની જૈન ચિત્રકળાના 'ખૂબ અગત્યભર્યા દસ્તાવેજ' તરીકે ઓળખાવે છે,[13] અને તે તદ્દન યથાર્થ છે.

લાઘવ-કૌશલ્ય એટલે કે એક જ લઘુ-ચિત્રમાં, એકથી વધુ સ્વતંત્ર ચિત્રો થઈ શકે તેવી ઘટનાઓને, સમાવી દેવાનું કૌશલ્ય, એ આ પ્રતની ચિત્રકળાનું નોંધપાત્ર લક્ષણુ છે. દા.ત. ચિત્ર ૬ (Fig 1), ૧૩, ૧૪, ૨૭, ૩૧, ૩૩, ૩૮ વગેરે. આ ચિત્રોમાં, સામાન્ય રીતે અન્ય કલ્પસૂત્રોનાં ચિત્રોમાં એકેક સ્વતંત્ર ચિત્રરૂપે જોવા મળતી બે બે ઘટનાઓને પણુ, એક જ ચિત્રમાં, ખૂબ નિપુણુતાથી સમાવી લેવામાં આવી છે.

આ પ્રતમાં બીજી વિશેષતા એ જોવા મળે છે કે, જે પૃષ્ઠોમાં ચિત્ર છે, તે પૃષ્ઠના-જે તરફ

ચિત્ર હોય તે તરફના- હાંસિયામાં, હરતાલ વડે, ચિત્રનું નાનકડું ને ઝડપી રેખાંકન-નાનો લાઈન સ્કેચ દોરી બતાવવામાં આવેલ છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે, ઘણી પ્રતોમાં, લેખક, લખતી વખતે, ચિત્ર માટેની જગ્યા છોડી દઈને લખતા અને સાથે એ જગ્યાની પાસેના હાંસિયામાં, જે ચિત્ર દોરવાનું હોય તેની વિગત અને સૂચના લખી દેતા.[૧૪] પણ જે કાળમાં આવું લખી દેવાની પ્રથા હજી નહોતી પ્રારંભાઈ, તે કાળમાં ચિત્રકારને કઈ રીતે સૂચના અપાતી હશે? જો લખનાર પોતે જ ચિત્રકાર હોય, તો તો આવી કોઈ સૂચના આપવાની ઝંઝટ રહેતી નહિ. પરંતુ લખનાર ને ચિત્રકાર જુદા હોય, ત્યારે તો, કાં તો મૌખિક રીતે અને કાં તો બીજી કોઈ રીતે પણ, સૂચના કે માર્ગદર્શન આપ્યા સિવાય તો નહિ જ ચાલતું હોય, એ ચોક્કસ છે. તો મૌખિક રીત સિવાય કઈ રીતે સૂચના કે સમજૂતી અપાતી હશે?

આ પ્રશ્નનો ઉત્તર પાલિતાણા-કલ્પસૂત્ર જોતાં મળી રહે છે ઉપર કહ્યું તેમ, આ પ્રતમાં, ચિત્રપૃષ્ઠોના હાંસિયા પર, જ્યાં જે વિષયનું ચિત્ર દોરવાનું હોય, તે વિષયનો રફ સ્કેચ કે આઉટ-લાઈન દોરી દેવામાં આવેલ છે. એ સ્કેચના આધારે જ, નિષ્ણાત ચિત્રકાર, પૂરું ચિત્ર દોરી દેતા હશે.

જો કે આ પદ્ધતિમાં ક્યારેક ભૂલ થઈ જવાનો પણ પૂરો સંભવ છે. જેમ કે આ જ પ્રતમાં, ચિત્ર ૬માં, 'શક્રસ્તવ અને શયનપલંગ પર સૂતેલી દેવાનંદા' એ બે દશ્યો એકી સાથે આલેખાયાં છે; તે માટે હાંસિયામાં તે દશ્યોનો સ્કેચ કરીને (Fig. 2) તે પત્ર, ચિત્રકારને એમ ને એમ જ સોંપી દેવામાં આવ્યું હોવાથી, 'બીજે બધે ઠેકાણે સૂતેલી માતાની સાથે બાળક હોય જ છે' એવા રૂઢ અનુભવના આધારે જ, ચિત્રકારે, અહીં પણ, દેવાનંદાના હાથમાં નવજાત બાળક આલેખી દીધું છે, હકીકતની દષ્ટિએ મોટો દોષ છે.

આમ છતાં, આપણે કહેવુ જોઈએ કે, સાવ નાનકડા અને રફ સ્કેચને આધારે જ, જે તે વિષયનું સંપૂર્ણ ચિત્ર આલેખી બતાવવું, એ, આ ચિત્રોના ચિત્રકારની જેવીતેવી સિદ્ધિ નથી.

અલબત્ત, આવી વિશિષ્ટતા ધરાવતી માત્ર આ એક જ કે પહેલી જ પ્રત છે, એવું નથી. બીજી પણ એક પ્રત છે, જેમાં, હાંસિયામાં, આ રીતે જ, ચિત્રનો સ્કેચ દોરવામાં આવ્યો હોય. આ પ્રત તે ખંભાતના શાન્તિનાથભંડારની વિ.સં. ૧૨૯૭ની ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રની તાડપત્રીય પ્રત છે. આ પ્રતનું એક ચિત્રપૃષ્ઠ, Treasures of Jaina Bhandarasમાં, Black and white ચિત્રોમાં, ચિત્ર નં. ૪ તરીકે, ડૉ. ઉમાકાન્તભાઈએ મૂક્યું છે. તેમાં દેખાતી શ્રાવક અને શ્રાવિકાની બે આકૃતિઓનો લાઈન સ્કેચ, પડખેના હાંસિયામાં આલેખાયેલો સ્પષ્ટ જોઈ શકાય છે, આમ છતાં, આ બાબતની નોંધ, એ ચિત્રના પરિચયમાં કેમ નથી લેવાઈ, એ મોટાં આશ્ચર્યની બાબત છે. લાગે છે કે એ લાઈન સ્કેચને, વિદ્વાનો, હસ્તપ્રતોમાં ખાલી જગ્યા જોઈને, પાછળથી કોઈકે કરેલાં આડાં અવળાં ચીતરામણ જેવો જ સમજીને ચાલ્યા હશે.

પાલિતાણા-કલ્પસૂત્રમાં ચિત્ર ક્રમાંક ૨૪મું ચિત્ર શ્રીગૌતમસ્વામીનું છે. (Fig. 3) આ ચિત્ર ખરેખર અદ્ભુત કહી શકાય તેવું તો છે જ, તદુપરાંત, એમાં મુખાકૃતિ એવી તો વિલક્ષણ રીતે આલેખાઈ છે કે જોનારને પ્રથમ નજરે એ ભગવાન બુદ્ધનું ચિત્ર હોવાનો ભ્રમ થયા વિના ન રહે. બુદ્ધની પ્રાચીન ચિત્રિત મુખાકૃતિઓને ઘણી રીતે મળતી આ ચિત્રની મુખાકૃતિ છે, એમ મને લાગ્યું છે. કોઈ એમ કહી શકે કે બુદ્ધની આંખો ઢળેલી હોય છે, ને આમાં તો ખુલ્લી-આપણી સામે જોતી હોય

તેવી–આંખો છે પરંતુ, આવું હોવા છતાંય, બીજાં કેટલાંક તત્ત્વો એવાં હોય છે કે જેના આધારે આવો ભ્રમ સહજ રીતે જ થઈ જાય.

દા.ત. ઉત્તર ગુજરાતમાં આવેલા મહુડીના કોટયર્ક મંદિરમાંથી મળી આવેલી આઠમી શતાબ્દીની ધાતુપ્રતિમા, જૈન તીર્થંકરની છે, એ તો સુવિદિત છે; અને તેની આંખો પણ સાવ ઢળેલી કે બીડાયેલી નથી જ; છતાં, ડૉ. મંજુલાલ ર. મજમુદાર જેવા ખ્યાતનામ વિદ્વાને તેને બુદ્ધની મૂર્તિ તરીકે ઓળખાવી દીધી છે![૧૫]

ઘણી વખત એવુંયે બને છે કે, કળા સમીક્ષકો, ચિત્રગત વિષયથી પૂરેપૂરા પરિચિત ન હોય તોય, મૌન રહેવાને બદલે ભળતો જ વિષય લખી દેવાનું વધુ પસંદ કરે છે. અહીં એ અંગે બે ઉદાહરણો પર્યાપ્ત થઈ પડશે. ૧. The Development of Style in Indian Painting[૧૬]માં શ્રીકાર્લ ખંડાલાવાલાએ, Plate VII તરીકે મૂકેલા, 'અભિમાનરૂપી હાથી પર ચઢી બેઠેલા બાહુબલીને હાથી ઉપરથી નીચે ઊતરવા માટે સમજાવતી બે બહેનો (બ્રાહ્મી–સુંદરી)'ના ચિત્રને "મરુદેવી( ? )" એવો પરિચય આપીને મૂક્યું છે. ૨. એ જ રીતે, ભારતીય જ્ઞાનપીઠે પ્રકાશિત કરેલા **जैन कला एवं स्थापत्य**"ના તૃતીય ખંડમાં, ૨૮મા ચિત્ર તરીકે મૂકાયેલું કલ્પસૂત્રનું એક ચિત્ર, સ્થવિરાવલીનો, રોહગુપ્ત (ત્રૈરાશિક) મુનિના પરવાદી સાથેના વાદનો અને તે બન્નેએ સામસામી પ્રયોજેલી પ્રતિસ્પર્ધી[૮] સાત સાત વિદ્યાઓના પ્રસંગને દર્શાવતું ચિત્ર હોવા છતાં, ત્યાં, તે ચિત્રને, ગર્દભિલ્લ અને કાલકાચાર્યના ચિત્ર તરીકે ઓળખાવવામાં આવ્યું છે.

પાલિતાણા–કલ્પસૂત્રનાં ચિત્રોમાં બીજી ઘણી ઘણી વિશિષ્ટતાઓ છે અને જેમ જેમ તેનો અભ્યાસ થતો જશે, તેમ તેમ નવાંનવાં તથ્યો બહાર આવશે જ, એ નિ:શંક છે.

સમજશક્તિની મર્યાદા સમજીને અહીં જ અટકું, એ પહેલાં એક વાત કહેવી ઉચિત ગણાશે કે પ્રસ્તુત પાલિતાણા–કલ્પસૂત્ર, પાલિતાણાની શ્રીનેમિ–દર્શન જ્ઞાનશાળાના ગ્રંથભંડારની છે અને હવે તેનું રજીસ્ટ્રેશન પણ થઈ ગયું છે.

**પાદટીપ**

૧. "**श्रीअगरचन्द नाहटा अभिनंदनग्रन्थ**"ના દ્વિતીય ખંડાંતર્ગત પ્રથમ ખંડમાં ડૉ.યુ.પી. શાહનો લેખ : '**मारु गुर्जर चित्रकलाके प्राचीन प्रमाण**'-જુઓ.

૨. "Treasures of Jaina Bhandaras" (L. D. Series 69) pp. 13–15.

૩. એજન p. 14.

૪. પૃ. ૩૨, પ્રકાશક : બાબુ પૂરણચન્દ નાહર, કલકત્તા, વિ.સં. ૧૯૮૮.

૫. જુઓ "Treasures of Jaina Bhandaras" p. 16.

૬. જુઓ "Jain Miniature Painting From Western India" By Dr. Motichandra chapter III, p. 28.

૭. "જૈન ચિત્રકલ્પદ્રુમ" સા.મ. નવાબ લિખિત લેખ "ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ" પૃ. ૪૧.

૮. એજન.

૯. જુઓ "Treasures of Jain Bhandaras" p. 15.
૧૦. જુઓ "Jain Miniatnre Painting from Western India" p. 34.
૧૧. જુઓ "Treasures of Jaina Bhandaras"-catalogue pp. 67-68.
૧૨. એજન, p. 14, "It was temporarily brought in the L.D. Institute, Ahmedabad and was very soon returned to the owner monk in Palitana."
૧૩. એજન p. 14.
૧૪. જુઓ "જૈન ચિત્રકલ્પદ્રુમ"માં સા. મ. નવાબનો લેખ, પૃ. ૩૪.
૧૫. જુઓ "Gujarat : Its Art-heritage" By M.R.Majmudar (પ્રકાશક: મુંબઈ યુનિવર્સિટી)માં Plate LIV તથા તેનો પરિચય.
૧૬. પ્રકાશક: Macmillat Company of India-1974.

**पू० जम्बूविजयजी द्वारा सम्पादित**

# आचाराङ्ग के प्रथम श्रुतस्कन्ध में स्वीकृत कुछ पाठों की समीक्षा[1]

**के० आर० चन्द्रा**

यह सर्व-विदित है कि आचाराङ्ग का प्रथम श्रुतस्कन्ध प्राकृत साहित्य का सबसे प्राचीन ग्रन्थ है। इसकी भाषा भ० महावीर की मूल वाणी है—यह बात यदि सबको स्वीकार्य नहीं भी हो, तो भी इतना तो सबको मान्य है कि इसकी भाषा भ० महावीर की मूल वाणी के साथ बहुत समानता रखती है। अतः इस ग्रन्थ में प्राकृत भाषा का प्राचीनतम रूप उपलब्ध होना चाहिए। परन्तु वर्तमान संस्करणों में अनेक स्थलों पर भाषा की प्राचीनता विलुप्त सी जान पड़ती है। इसका कारण यह है कि प्राकृत भाषा में होने वाले सतत परिवर्तनों ने इस ग्रन्थ के उपदेशकों, अध्येता-आचार्यों, व्याख्याकारों एवं प्रतिलिपिकारों (लेहियों) को ऐसा प्रभावित किया कि ग्रन्थ की मूल भाषा में परिवर्तन आ गये और प्राचीनता के स्थान पर अर्वाचीनता प्रवेश कर गयी। पाठकों को सुविधा हो, इसलिए समय-समय पर भाषा के अप्रचलित रूप निकाल दिये गये और प्रचलित रूप रख दिये गये। ग्रन्थ की विविध प्रतियों में मिलने वाले विभिन्न पाठ इस प्राचीनता-अर्वाचीनता के साक्षी हैं। यह सब होते हुए भी प्राकृत भाषा के विकास का शास्त्रीय एवं वैज्ञानिक अध्ययन करने वाले को इतना तो स्पष्ट हो जाता है कि कौन सा रूप प्राचीन है और कौन सा अर्वाचीन है। विभिन्न शताब्दियों के प्राकृत भाषा में मिलने वाले शिलालेख इस भाषा के तत्कालीन स्वरूप को जानने के लिए हमारे पास अकाट्य प्रमाण हैं। ध्वनि-परिवर्तन की दृष्टि से प्राकृत भाषा का विकास सामान्यतः इस प्रकार माना गया है कि सबसे पहले इसमें संयुक्त व्यञ्जनों का समीकरण हुआ, तत्पश्चात् मध्यवर्ती अघोष व्यञ्जनों का घोष एवं घोष व्यञ्जनों का अघोष में परिवर्तन हुआ और अन्त में मध्यवर्ती व्यञ्जनों का लोप हुआ। विभक्तियों एवं प्रत्ययों में भी क्रमशः परिवर्तन आये, जिन्हें प्राकृत भाषा के ऐतिहासिक विकास का कोई भी अध्येता अच्छी तरह से जानता है। इसी भाषायी विकास या परिवर्तन को ध्यान में रखकर आचाराङ्ग के पू० जम्बूविजयजी द्वारा सम्पादित संस्करण की यह समीक्षा की जा रही है। इसके फलस्वरूप ऐसा प्रतीत होता है कि अभी भी आचाराङ्ग के एक ऐसे नये संस्करण की आवश्यकता है, जिसमें उपलब्ध प्रतों के आधार पर अनेक पाठ बदले जा सकते हैं, जो भाषा की प्राचीनता को सुरक्षित रखने में सहायक है।

---

१. अर्धमागधी आगम साहित्य के अनेक संस्करण प्राप्त हैं। उसी प्रकार आचाराङ्ग के भी अनेक संस्करण प्रकाशित हुए हैं, परन्तु उन सबमें जर्मनी से प्रकाशित शुब्रिंग महोदय का, आगमोदय समिति द्वारा प्रकाशित पू० सागरानन्दसूरिजी का, जैन विश्वभारती द्वारा प्रकाशित मुनि श्री नथमलजी का एवं श्री महावीर जैन विद्यालय द्वारा प्रकाशित पू० जम्बूविजयजी का—ये चार संस्करण महत्त्वपूर्ण माने जाते हैं। इनमें से प्रथम और अन्तिम संस्करण में ही विभिन्न प्रतियों से पाठान्तर दिये गये हैं, जबकि अन्य दो में पाठान्तर नहीं दिये गये हैं। अन्तिम संस्करण आधुनिकतम संस्करण होने से उसकी ही यहाँ पर समीक्षा की जा रही है।

प्रस्तुत समीक्षा ग्रन्थ की भाषा की प्राचीनता को कायम रखने में कितनी उपयोगी बन सकती है, इस पर विद्वानों को विचार करना है। यहाँ पर प्रस्तुत किये गये सुझाव स्वीकार करने योग्य हैं या नहीं, उन पर विद्वानों की आलोचना हो, इसी उद्देश्य से यह अध्ययन प्रस्तुत किया जा रहा है। आशा है, विद्वान् अपने-अपने विचार प्रकट करेंगे, जिससे प्राचीन ग्रन्थों के मूल भाषायी स्वरूप को सुरक्षित रखा जा सके।[१]

## श्री जम्बूविजयजी द्वारा स्वीकृत पाठों की समीक्षा

**ध्वनि-परिवर्तन—**

१. (क) प्राचीन रूप स्वीकृत किया गया है, चाहे वह प्राचीनतम प्रत में नहीं मिलता हो।

१. अविजाणए ( सूत्र १०, पृ० ४ पं० १; पाठान्तर—अवियाणए )

२. परिपंदण ( सूत्र ७, पृ० ३, पं० ९; सूत्र ५१, पृ० १३, पं० ८; सूत्र ५८, पृ० १५, पं० १; पाठान्तर—परियंदण )

३. गुणासाते ( सूत्र ४१, पृ० ११, पं० १; पाठान्तर—गुणायाए )

४. पडिसंवेदयति ( सूत्र ६, पृ० ३, पं० ७; पाठान्तर—पडिसंवेदेति, पडिसंवेएइ )

५. पवेदितं ( सूत्र २६, पृ० ७, पं० १६; पाठान्तर—पवेतियं )

६. अघेदिसातो ( सूत्र १, पृ० १, पं० १४; पाठान्तर—अहेदिसातो )

७. खेत्तण्णे ( सूत्र ३२, पृ० ८, पं० १५; पाठान्तर— खेतण्णे, खेअन्ने, खेयन्ने )

८. पिच्छाए ( सूत्र ५२, पृ० १३, पं० १७; पाठान्तर—पिंछाए )

९. पुच्छाए ( सूत्र ५२, पृ० १३, पं० १७; पाठान्तर—पुंछाए )

(ख) कभी-कभी कागज की एक मात्र अर्वाचीन प्रत से प्राचीन रूप लिया गया है।

१. अपरिणिव्वाणं ( सूत्र ४९, पृ० १२, प० १७; मात्र ला० प्रत का पाठ; ( पाठान्तर —अपरिणेव्वाणं )

(ग) पद-रचना

१. विजहित्ता ( सूत्र २०, पृ० ६, पं० ११; पाठान्तर—विजहित्तु )

२. कभी-कभी अर्वाचीन रूप स्वीकृत किया गया है, जबकि प्राचीन प्रतों एवं चूर्णि में प्राचीन रूप मिलता है।

१. कप्पइ णे कप्पइ ( सूत्र २७, पृ० ८, पं० १ ) यह पाठ ताडपत्रीय जे० प्रत और कागज की अर्वाचीन प्रतों में मिलता है।

२. कप्पति णे कप्पइ ( यह पाठ प्राचीन प्रतों एवं चूर्णि में मिलता है, लेकिन उसे छोड़ दिया गया है। )

३ सहसम्मुइयाए (सूत्र २, पृ० २, पं० ४) पाठ स्वीकृत है, जबकि चूर्णि का पाठ सहसम्मुतियाए और सं० शां० का पाठ 'सहसम्मुदियाए' छोड़ दिया गया है।

---

१. आगमों की मूल भाषा कितनी बदल गयी है, इसको जानने के लिए देखिए—पू० मुनि पुण्यविजयजी द्वारा सम्पादित 'कल्पसूत्र' की प्रस्तावना, पृ० ३ से ७, साराभाई मणिलाल नवाब, अहमदाबाद, १९५२।

३. कभी-कभी अर्वाचीन रूप स्वीकृत किया गया है, चाहे वह चूर्णि एवं अर्वाचीन कागज की प्रतों का पाठ हो।

१. मंदस्स अवियाणओ ( सूत्र ४९, पृ० १२, पं० १५, प्रत हे० १,२,३ एवं चूर्णि )

जबकि प्राचीन प्रतों शां०, खे०, खं० एवं जै० में 'मंदस्साविजाणतो' पाठ मिलता है। यदि ऐसा पाठ मिलता हो, तो उसे 'मंदस्स अविजाणतो' करने में क्या दोष है। लिपिकारों की भूल से भी सन्धि कर दी गयी हो। ( शुब्रिग के संस्करण में चूर्णि एवं प्राचीन प्रत का 'मंदस्स अविजाणओ' पाठ ( पृ० ५, पं० ४ ) स्वीकृत किया गया है। )

४. कभी-कभी चूर्णि में मध्यवर्ती मूल व्यञ्जन के मिलने पर भी उसका लोप स्वीकृत किया गया है।

(१) उववाइए ( सूत्र १, पृ० २, पं० २ ) ( चूर्णि-पाठ—उववाविए )

(२) सहसम्मुइयाए ( सूत्र २, पृ० २, पं० २ ) ( चूर्णि-पाठ—सहसामुतियाए )

प्राचीन रूप ही ग्रहण करना या चूर्णि एवं प्राचीन प्रतों में उपलब्ध रूप ही ग्रहण करना या चूर्णि के ही प्राचीन रूप को ग्रहण करना—ऐसा कोई नियमित विधान इस संस्करण में अपनाया गया हो, ऐसा प्रतीत नही होता। अर्वाचीन प्रतों से अर्वाचीन रूप भी ग्रहण किये गये हैं। ऐसी अवस्था में किसी भी प्रत में यदि प्राचीन रूप मिलता हो, तो भ० महावीर के समय एवं प्राकृत के तत्कालीन रूप को ध्यान में रखते हुए प्राचीन रूप क्यो नही अपनाये जाने चाहिए ? क्योंकि अर्वाचीन प्रतों के सामने आदर्श प्रत तो इससे भी प्राचीन ही रही होगी। ऐसी भी सम्भावना नही की जा सकती कि अर्वाचीन प्रतों में जानबूझकर रूपों को प्राचीन कर दिया गया हो। यदि ऐसा होता तो सभी रूपो को प्राचीन क्यों नहीं कर दिया जाता, कभी-कभी तो प्राचीन प्रतों में भी अर्वाचीन एवं प्राचीन रूप दोनों ही एक साथ मिलते है।

यहाँ पर इस दृष्टि से प्रस्तुत श्रीजम्बूविजयजी के संस्करण के कुछ पाठों की समीक्षा की जाय, उसके पहले शुब्रिग महोदय द्वारा स्वीकृत किये गये कुछ पाठों की समीक्षा करना भी उपयोगी सिद्ध होगा।

**शुब्रिग के कुछ पाठों का विश्लेषण ( आचाराङ्ग-प्रथमश्रुतस्कन्ध )**

१. प्राचीन रूप स्वीकृत, भले ही अर्वाचीन प्रतों में मिलते हों।
स्वीकृत—णिव्वाणं, परियावेण
अस्वीकृत—( णेव्वाणं ), ( परियावेणं )

२. प्राचीन रूप अस्वीकृत, भले ही अर्वाचीन प्रतों में मिलते हों।
अस्वीकृत—( पडिसंवेदयइ ), ( समुट्ठाय ), ( खेत्तण्णे )
स्वीकृत—पडिसंवेएइ, समुट्ठाए, खेयण्णे

जबकि पू० जम्बूविजयजी ने अपने संस्करण में इन जगहों पर प्राचीन रूप स्वीकृत किये हैं—

पडिसंवेदयति, खेत्तण्णे ( संदी० प्रत में शुद्ध पाठ मिलते हैं, ऐसा कहने से उसका 'समुट्ठाय' पाठ उनके ( जम्बू० ) लिए स्वीकार्य हो जाता है। )

३. प्राचीन रूप अस्वीकृत, भले ही प्राचीन प्रत में मिलता हो।
अस्वीकृत—( जीवा अणेगे )
स्वीकृत—जीवा अणेगा
(श्री जम्बूविजयजी के अनुसार संदी० में मिलने वाला शुद्ध पाठ 'अणेगे' लिया जाना चाहिए)
[ इससे यह सिद्ध होता है कि अर्वाचीन प्रतों में भी प्राचीन रूप मिलते हैं। ]

४. अर्वाचीन प्रत और चूर्णि में प्राचीन रूप मिलते हुए भी उसे छोड़ दिया गया है।
अस्वीकृत—( अखेत्तन्ने )
स्वीकृत—अखेयन्ने

५. प्राचीन प्रत एवं चूर्णि मे अर्वाचीन रूप प्राप्त होते हुए भी उसे ही लिया गया है।
स्वीकृत—घायमीणे, समणुजाणमीणे
अस्वीकृत—( घायमाणे ), ( समणुजाणमाणे )

६ चूर्णि एवं प्राचीन प्रत का पाठ छोड़ दिया गया है।
अस्वीकृत—( अस्सायं )
स्वीकृत—असायं

७. चूर्णि एवं अर्वाचीन प्रत का पाठ छोड़ दिया गया है।
अस्वीकृत—( अवियाणए ), ( पिञ्छाए )
स्वीकृत—अविजाणए, पिच्छाए

८. मात्र चूर्णि में प्राचीन रूप हो तो छोड़ दिया गया है।
अस्वीकृत—( अकरणीयं ), ( अनितियं ),[1] ( सोतपण्णाणेहि )
स्वीकृत—अकरणिज्जं, अनिच्चियं, सोतपण्णाणेहिं
अस्वीकृत—( परिहायमाणहि )
स्वीकृत—परिहायमाणेहिं

९. चूर्णि की प्रतों मे गलत रूप भी मिलते हैं।
पवुच्चई ( पवुच्चइ ) ( शुब्रिग )
मंता ( मत्ता ) ( जम्बू०, शुब्रिग )
हिंसिस्सु ( हिंसिसु ) (जम्बू०, शुब्रिग )

१०. चूर्णि की प्रतों में अर्वाचीन रूप भी मिलते हैं।
आरंभमीणा ( आरंभमाणा ), परिन्नाए ( परिन्नाय )
अवियाणए ( अविजाणए ), पिञ्छाए ( पिच्छाए )
लोयं ( लोग ); [ जम्बू०, संस्करण ]
[ इससे यह सिद्ध होता है कि चूर्णि मे सदैव प्राचीन और शुद्ध रूप ही मिलते हों, ऐसा नियम नहीं है। ]

११. विविध सम्पादकों के लिये एक ही पाठ उपलब्ध सामग्री एवं विविध प्रतों के अनुसार प्राचीन या अर्वाचीन हो सकता है।

---

१. श्री जम्बूविजयजी ने 'अणितियं' पाठ स्वीकृत किया है।

'पिछाए' पाठ श्री जम्बूविजयजी के लिए आचा० की प्राचीनतम ताडपत्र एवं चूर्णि का पाठ है, जबकि शुब्रिंग के लिए आचा० की अर्वाचीन प्रत एवं चूर्णि का पाठ है।

१२. चूर्णि की विभिन्न प्रतों में विभिन्न पाठ मिलते हैं।
पन्नाणेहि ( शु० ), पण्णाणेहि ( जम्बू० )

१३. अलग-अलग सम्पादकों द्वारा अलग-अलग पाठ स्वीकृत किये गये हैं—
शुब्रिंग—'वियहित्तु' पृ० ३, पं० १०, पडिसंवेएइ, पृ० १, पं० १८
जम्बू—'विजहित्ता' पृ० ६, पं० २०, पडिसंवेदयति, पृ० ३, पं० ७
शुब्रिंग—समुट्ठाय, खेयण्णे, अणेगा, अनिच्चयं
जम्बू—समुट्ठाय, खेत्तण्णे, अणेगे[1], अणितियं

१४. एक ही सम्पादक ने ध्वनि-परिवर्तन के नियमों के अनुसार कभी प्राचीन तो कभी अर्वाचीन रूप स्वीकार किया है—
शुब्रिंग—अविजाणए पृ० २, पं० ३; ( पाठान्तर 'अवियाणए' )
वियहित्तु पृ० ३, पं० १०; ( पाठान्तर 'विजहित्ता' )
अब हम पुनः पू० जम्बूविजयजी के संस्करण के पाठों की समीक्षा करेंगे।

## श्री जम्बूविजयजी द्वारा स्वीकृत पाठों की समीक्षा

वे सन्दर्भ जिनमें प्राचीन प्रतों में मध्यवर्ती मूल व्यञ्जन सुरक्षित होते हुए भी उसका परिवर्तित रूप स्वीकृत किया गया है :—

१. मूल अघोष के बदले घोष व्यञ्जन स्वीकृत
( क ) एगेसिं[2] ( सूत्र १, १४, २५, पाठान्तर—एकेसिं )
( ख ) लोगावादी ( सूत्र ३, पाठान्तर लोकावादी, पुरानी प्रत शां० में 'लोयावादी' भी मिलता है। )
( ग ) लोगंसि ( सूत्र ८,९, पाठान्तर—लोकंसि )
( घ ) लोगं ( सूत्र २२, पाठान्तर—लोकं )
( ङ ) एगे ( सूत्र १२, पाठान्तर—एके )

---

१. श्री जम्बूविजयजी को यह पाठ स्वीकार्य है, जो खंदी प्रत में मिलता है।

२. ऐसा जरूरी नहीं है कि मध्यवर्ती 'क' के लिए 'ग' वाला पाठ ही स्वीकृत किया जाना चाहिए। 'क' की यथावत् स्थिति, उसका घोष या लोप ( या 'य' श्रुति ) ये तीनों पाठ इस ग्रन्थ में लिए गये हैं।
जैसे :—
( अ ) एकयरं ( सूत्र ९६ ), णिकरणाए ( सूत्र ९७ ), पकरेंति ( सूत्र ६२ )
( ब ) एगेसिं ( सूत्र १ ), अणेग ( सूत्र ६ ), आहारग ( सूत्र ४५ ), लोगंसि ( सूत्र ५ )
( क ) लोए ( सूत्र १० ), पत्तेयं ( सूत्र ४९ ), उदय ( सूत्र २३ )
[ सूत्र ५२ में एक ही शब्द के दो रूप एक साथ मिलते हैं—वयेंति, वहेंति। सूत्र ३३ में 'सता' और 'सदा' दोनों रूप एक साथ मिलते हैं। ]

२. मूल घोष व्यञ्जन के बदले में अघोष[1] व्यञ्जन का त्याग एवं लोप का स्वीकार—

( क ) आयाणीयं ( सूत्र १४, ३६, ४४, ५२, पाठान्तर—आताणीयं )

( ख ) पवयमाणा ( सूत्र १२, पाठान्तर—पवतमाणा )

३. मूल अघोष व्यञ्जन का घोष अस्वीकृत, परन्तु लोप स्वीकृत—

( क ) उववाइए ( सूत्र १, २, पाठान्तर—उववादिए )

( ख ) सहसम्मुइयाए ( सूत्र २, पाठान्तर—सहसम्मुदियाए )

[ दिगम्बरों के प्राचीन शास्त्र की भाषा शौरसेनी है और उसमें 'त' का 'द' पाया जाता है। 'त' का लोप तो बहुत बाद में हुआ है। अतः श्वेताम्बरों के अर्धमागधी आगम की भाषा क्या दिगम्बरों के आगमों से भी पश्चात्कालीन मानी जानी चाहिए ? ]

४. मूल व्यञ्जन के बदले में लोप स्वीकृत—

क. सव्वाओ[2] दिसाओ सव्वाओ अणुदिसाओ ( सूत्र २, पाठान्तर—सव्वातो वा दिसातो सव्वातो अणुदिसातो )

ख. अवियाणओ ( सूत्र ४९, पाठान्तर –अविजाणतो )

ग. कप्पइ णे कप्पइ णे पातुं ( सूत्र २७, पाठान्तर—कप्पति णे कप्पइ णे पातुं )

घ. सहसम्मुइयाए ( सूत्र २, पाठान्तर—सहसम्मुतियाए )

ङ. अहं ( सूत्र ४१, पाठान्तर—अधं )

५. प्राचीन के बदले अर्वाचीन रूप ( शब्द का ) स्वीकृत—

---

१. 'त' श्रुति का प्रश्नः—मध्यवर्ती 'त' एवं 'थ' का क्रमशः 'द' एवं 'ध' में बदलना शौरसेनी एवं मागधी भाषा का लक्षण माना गया है। यह प्रवृत्ति महाराष्ट्री प्राकृत में होने वाले लोप से प्राचीन मानी गयी है। पैशाची प्राकृत मे 'द' का 'त' मे परिवर्तन होता है और यह प्रवृत्ति भी लोप से प्राचीन मानी गयी है। 'द' के 'त' में होने वाले परिवर्तन एवं मध्यवर्ती 'त' को सुरक्षित रखने वाली प्रवृत्ति को 'त' श्रुति नही कहा जा सकता। इन दो व्यञ्जनों के अतिरिक्त अन्य मध्यवर्ती अल्पप्राण व्यञ्जन के स्थान पर यदि 'त' आता हो तो उसे ही 'त' श्रुति कहा जायगा। जैसेः—धम्मतं ( धर्मकम्, सूत्र ४५ ), उपवादिते ( उपपातिके, सूत्र २ ), बाहिता ( बाह्यका, सूत्र ५६ ) इत्यादि 'त' श्रुति के उदाहरण हैं। सता ( सदा, सूत्र ३३ ), पवतमाण ( प्रवदमान, सूत्र १२ का पाठान्तर ) इत्यादि 'त' श्रुति के उदाहरण नही माने जाएँगे, परन्तु घोष व्यञ्जन का अघोष में परिवर्तन माना जायेगा।

[ इधर इतना और स्पष्ट कर देना उचित होगा कि पू० जम्बूविजयजी ने 'तहा' और 'जहा' के बदले ताडपत्रीय प्रतों और चूर्णि में मिलने वाले 'तधा' और 'जधा' को छोड़ दिया है और उनके पाठान्तर भी क्वचित् ही दिये है ( देखिए प्रस्तावना, पृ० ४४ )। ऐसा करके उन्होंने प्राचीन रूप छोड़ दिये हैं और उनके बदले में अर्वाचीन रूपों को स्वीकार किया है। ]

२. सूत्र न. १ में ओ एवं तो ( पंचमी एकवचन की विभक्ति ) दोनों रूप एक साथ स्वीकृत किये गये है।

सूत्र नं. २ में 'पुरत्थिमातो दिसातो' में 'दिसातो' का स्वीकृत पाठ किसी भी ताडपत्रीय प्रत का पाठ नही है। इसी तरह आगे इसी सूत्र में 'इमाओ दिसाओ' के बदले में कागज की जै० प्रत का पाठ 'इमातो दिसातो' क्यों छोड़ दिया गया है ?

क. अट्ठिमिजाए[1] ( सूत्र ५२, पाठान्तर—अट्ठिमिज्जाए )

६. प्राचीन के बदले अर्वाचीन रूप ( पद ) का स्वीकृत—

क. पण्णाणेणं[2] ( सूत्र ६२, पाठान्तर—पण्णाणेण )

ख. समुट्ठाए[3] ( सूत्र १४, २५, ३६, ४०, ४४, ५२, ५९ एवं ७०, ९५, १९३ में भी कुछ स्थलों के पाठान्तर 'समुट्ठाय' संदी०—प्रत को शुद्धतम माना गया है, उसमें भी 'समुट्ठाय' पाठ मिलता है। )

ग. अणुपुव्वीए (सूत्र २३०, पृ० ८४, पं० १३, पाठान्तर—अणुपुव्वीयं; प्राकृत के व्याकरणकारों ने इस 'य' विभक्ति का उल्लेख नहीं किया है, परन्तु प्राचीन प्राकृत साहित्य में 'य' विभक्ति के कितने ही उदाहरण मिलते हैं और पालि भाषा मे यह प्रचलित विभक्ति है। )

७. लेहिए की गलती से कभी-कभी भ्रम होने से पाठ बदल गया है और प्राचीन विभक्ति के बदले अर्वाचीन विभक्ति अपनायी गयी हो, ऐसा स्पष्ट प्रतीत होता है।

क. अण्णयरम्मि ( सूत्र ९६, पृ० २८, पं० ११, पाठान्तर—अण्णयरंसि )
यह पाठान्तर शुब्रिंग महोदय द्वारा दिये गये प्राचीनतम ताडपत्रीय प्रत और चूर्णि में भी उपलब्ध है। प्रतों में 'स्सि' के बदले 'म्मि' की भ्रान्ति होती है, यदि अक्षर स्पष्ट नहीं हो। उदाहरण के तौर पर 'संपमारए' ( जम्बू० सूत्र १५, पृ० ५, पं० १७ एवं शुब्रिंग० पृ० २, पं० ३० ) के बदले में शुब्रिंग के संस्करण में एवं प्राचीनतम ताडपत्र की प्रत में 'संपसारए' पाठ मिलता है और हिंसिसु ( अर्थात् 'हिंसिम्सु' ) के बदले में चूर्णि में 'हिंसिस्सु' ( जम्बू० सूत्र ५२, पृ० १४, पं० १ ) पाठ मिलता है।

●

---

१. स्वीकृत 'मिंजाए' के बदले 'मिज्जाए' रूप प्राचीन है, जबकि इसी सूत्र नं. ५२ में 'पिछाए, पुछाए' के बदले में 'पिच्छाए, पुच्छाए' रूप स्वीकृत किये गये हैं, तब फिर 'मिज्जाए' रूप क्यों छोड़ दिया गया ?

२. तृतीया एकवचन की–एण विभक्ति–एणं से प्राचीन है और यह एण विभक्ति प्राचीनतम प्रत में मिलती है।

३. यह जरूरी नहीं कि सभी जगह एक ही रूप प्रयुक्त हुआ हो। खं० हे० ३ एवं ला० प्रतों में 'समुट्ठाय' मिलता है और सूत्र नं. ७० में तो संदी० प्रत में भी समुट्ठाय ही मिलता है। संदी० प्रत शुद्धतम मानी गयी है ( देखिए पृ० ४१६ )।

